

# કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ









: પ્રકાશક :
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા

# કણબી ક્ષત્રિય ઉત્પત્તિ

અને

# ઈતિહાસ

(સચિત્ર)


લેખક

**સ્વ. પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ**

વિરમગામ



**શ્રી ઉમિયા માતાજી સંસ્થાન**

**ઊંઝા**

**પ્રકાશક :**
કડવા પાટીદાર કુળદેવી
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા
ઊંઝા (ઉ.ગુ.)



**આવૃત્તિ પાંચમી : માર્ચ-૨૦૦૯**
**પુનઃ મુદ્રણ (રીપ્રિન્ટ) : જાન્યુઆરી-૨૦૧૦**

**મૂલ્ય રૂા. ૧૦૦/- (સો રૂપિયા)**

**મુદ્રક :**
**શિવકૃપા ઓફસેટ પ્રિન્ટર્સ**
૨૭, અમૃત ઈન્ડસ્ટ્રીયલ એસ્ટેટ,
પાણીની ટાંકી સામે, દૂધેશ્વર, અમદાવાદ-૩૮૦ ૦૦૪
(ગુજરાત) (ભારત)
ફોન : ૦૭૯-૨૫૬૨૩૮૨૮, ૨૫૬૨૫૬૯૮

## પ્રસ્તાવના

### વિરમગામના પુરુષાર્થી પાટીદાર શ્રી પુરુષોત્તમભાઈનું ઈતિહાસ લેખન

કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા એ સમગ્ર કડવા પાટીદાર સમાજની સંસ્થા છે. હજારો વર્ષથી આ સમાજ મા ઉમિયાની પૂજા પ્રચંડ આસ્થા અને શ્રદ્ધા સાથે કરતો આવ્યો છે. આ સમાજ વર્ષોથી ખેતીના ધંધા સાથે સંકળાયેલો છે. સવારથી સાંજ ધરતીમાતા સાથે બાથ ભીડી પરસેવો પાડી ધાન્ય પેદા કરનાર સમાજમાં જન્મ્યો છે. તેથી તેનું જીવન પ્રકૃતિ સાથે સંકળાયેલું હોવાથી શુદ્ધ, પવિત્ર અને નિખાલસ રીતે વ્યતીત કરતો રહ્યો છે. આ સમાજ મહેનતકશ અને ઈમાનદાર છે. આ સમાજે જે કાંઈ પ્રાપ્ત કર્યું છે, તે સખત મહેનત, પુરુષાર્થ, નીતિ-પ્રમાણિકતા અને ચારિત્રને કેન્દ્રમાં રાખી પ્રાપ્ત કર્યું છે. તેને કોઈનું ઝૂંટવી કે પડાવી લીધું નથી. આવા એક મહેનતકશ સમાજનો કડીબદ્ધ ઈતિહાસ લખાય તે ખૂબ જ જરૂરી હતું. એવા સમયે આજથી ચોર્યાસી વર્ષ પહેલાં વિરમગામના પુરુષોત્તમભાઈ લલ્લુભાઈ પરીખે આપણા સમાજ માટે જબરજસ્ત પુરુષાર્થ કરી 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ' પુસ્તક લખી આ સમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે.

ચોર્યાસી વર્ષ પહેલાં આ સમાજ બાળલગ્નો, અંધશ્રદ્ધા, નિરક્ષરતા જેવા અનેક કુરિવાજોમાં સપડાયેલો હતો. એવા સમયે શ્રી પુરુષોત્તમભાઈને એમ લાગ્યું કે આ સમાજને સાચી માહિતીથી વાકેફ કરવા અને કુરિવાજોમાંથી બહાર કાઢવો જરૂરી છે. સમયના પરિવર્તન સાથે આ સમાજ શિક્ષણ પ્રાપ્ત કરી નિરક્ષરતા, બાળલગ્નો અને અનેક કુરિવાજોમાંથી બહાર આવે તેવા ઉમદા વિચારોથી શ્રી પરીખે આ પુસ્તક લખવાનો પુરુષાર્થ કર્યો. આ પુસ્તક લખતી વખતે તેમણે ટાંચા સાધનો અને અનેક અગવડો વેઠી આ સમાજનો એક કડીબદ્ધ ઈતિહાસ લખવાનો ભવ્ય પુરુષાર્થ કર્યો છે. તેમના આ પુસ્તકમાં શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાનો બહુ જ વિગતે માહિતીસભર ઐતિહાસિક સંદર્ભ આપીને સુંદર આલેખન કર્યું છે.

### અઢારમી શતાબ્દિ મહોત્સવ



શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝામાં ૧૮મી શતાબ્દી મહોત્સવ સંવત ૨૦૩૩ના માગસર વદ-૩ થી ૮ સુધી ભવ્ય રીતે ઉજવવામાં આવેલ.

આ ૧૮મી શતાબ્દી મહોત્સવનું નામકરણ આ પુસ્તકના આધારથી લેવામાં આવેલ. ૧૮મી શતાબ્દી મહોત્સવ એ કોઈ સામાન્ય મહોત્સવ ન હતો, પણ એક સંસ્કારી પ્રજાનો સંસ્કારી મહોત્સવ બની રહ્યો. ૧૮મી શતાબ્દી મહોત્સવ થયા પછી સમગ્ર કડવા પાટીદાર સમાજમાં જાગૃતિની ચેતના આવી અને સમાજ માટે કાંઈ કરી છૂટવાની ભાવનાની આભા ખીલી એટલું જ નહિ, પરંતુ માતાજી તરફની ભક્તિ અને શ્રદ્ધા વધ્યા. આજે ઊંઝા નગર સાચા અર્થમાં કડવા પાટીદાર સમાજનું મહાન યાત્રાધામ બની રહ્યું છે.

૧૮મી શતાબ્દી મહોત્સવ થયા પછી ઉમિયા માતાજી સંસ્થાનની આવકમાં જે વધારો થયો તેમાંથી સમાજના વિકાસ માટે વિવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી. અનુભવથી એમ લાગ્યું કે, આવા વિશાળ સમાજના સમુદાય માટે સારા એવા ભંડોળની જરૂરિયાત છે. આ માટે અનેક વિચાર અને ચિંતન કર્યા પછી સમાજનો આર્થિક, સામાજિક, શૈક્ષણિક અને ધાર્મિક વિકાસ થાય, તે હેતુથી આ સમાજમાંથી રૂા. સો કરોડ એકઠા કરવાનો સંકલ્પ કર્યો. આમ, સમાજમાં સંપ, સહકાર, સંગઠન, ભાવાત્મક એકતા, ભક્તિભાવ અને નિર્વ્યસની સમાજનું નિર્માણ કરવાનો ભગીરથ પ્રયત્ન હાથ ધરાયો.

**જ્યોતિરથનું વિચાર-બીજ**

આ સંકલ્પ સિદ્ધ કરવા માટે મધ્યપ્રદેશના પ્રવાસ દરમ્યાન શ્રી મણીભાઈ ઈ. પટેલ (મમ્મી)ને એક વિચાર આવ્યો કે સમગ્ર સમાજનો સંપર્ક કરવા માટે માતાજીના જ્યોતિરથનું આયોજન કરવું અને તેના દ્વારા ક. પા. સમાજના ગામેગામ જ્યોતિરથની પરિક્રમા કરવાનું આયોજન કરવામાં આવ્યું. સમગ્ર ગુજરાતના ૩૫૦૦ ગામ અને શહેરોમાં સફળતાપૂર્વક નિર્વિઘ્ને સંસ્થાના કારોબારીના સભ્યો અને માતાજીને સમર્પિત એવા અનેક કાર્યકરો, આગેવાનો, સંસ્થાઓ અને મંડળોના સહયોગથી આ કાર્યક્રમ સફળતાપૂર્વક સમયબદ્ધ સંપન્ન થયો. આના પરિપાકરૂપે રૂા. સાડાતેર કરોડ જેવી માતબર રકમ માતાજીમાં ભેટ આવી.

આ સાથે આપણા સમાજમાં આર્થિક રીતે સક્ષમ ન હોય તેવા તેજસ્વી વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ માટે વગર વ્યાજે લોન આપવા માટે ઉચ્ચ શિક્ષણ સહાયક નિધિનો પાંચ કરોડનો સંકલ્પ કરેલો. આ નિધિમાં આજ સુધી ૧૦૩૫ દાતાઓએ રૂા. પચીસ હજાર દાન આપેલ છે. આજ સુધી ૩૧૮૬ વિદ્યાર્થીઓને રૂા. બે કરોડ પંચોતેર લાખ જેટલી વગર વ્યાજની લોન આપી છે અને અત્યાર સુધીમાં આપેલ લોનમાંથી ૪૫ લાખ જેટલી રકમ પરત આવી છે.

**પુસ્તક પુનઃમુદ્રણનો સંકલ્પ**



હજારો વર્ષથી નાના સ્વરૂપે યાત્રાધામ તો હતું જ; એ પછી કડવા પાટીદાર સમાજે શિક્ષણના માધ્યમ દ્વારા અને સમયના પરિવર્તન સાથે નવા વિચારો ઝીલી જગત સાથે પોતાના કદમ મિલાવવા ભારે પુરુષાર્થ આદર્યો અને તેના પરિણામે વિશ્વના તમામ દેશોમાં અને અનેક નવા ધંધા-રોજગાર, નોકરીમાં પ્રવેશ કરી સારી સ્થિતિ હાંસલ કરી શક્યું છે. આવી કોમનો ઈતિહાસ નવી પેઢીને જાણકારી થાય અને તેમાંથી પ્રેરણા લઈ શકે તે માટે આ પુસ્તક પુનઃ પ્રકાશિત કરેલ છે.

આજથી ચોર્યાસી વર્ષ પહેલાં શ્રી પુરુષોત્તમભાઈએ સમાજનો ઈતિહાસ લખ્યો તે પછી કોઈ ઈતિહાસકારે તે પછીનો કડીબદ્ધ ઈતિહાસ લખવાનો પ્રયાસ કર્યો હોય તેમ દેખાતું નથી. આ દિશામાં પણ ઈતિહાસકારોએ કાંઈ કરવું જોઈએ. આ પુસ્તક છપાયા પછી ઘણા વર્ષો સુધી અપ્રાપ્ય રહ્યું. અઢારમી શતાબ્દી મહોત્સવ પછી આ પુસ્તકની કિંમત સમજાઈ અને આ પુસ્તક ફરી છપાય એ માટે આ સંસ્થાએ કેટલાક ઈતિહાસકારો સાથે વિચારવિમર્શ કર્યો પરંતુ કેટલાક કારણોસર આ પુસ્તક આ સંસ્થા છાપી શકી નહોતી પરંતુ શ્રી જયંતીભાઈ પટેલ (તંત્રી, ઉમિયાદર્શન) અને શ્રી નટવરભાઈ પટેલે (કડવા પાટીદાર વિદ્યાર્થી ભવન, અમદાવાદ) તેની અગત્યતા સમજી પુસ્તકની બીજી અને ત્રીજી આવૃત્તિ છપાવી સમાજને આ પુસ્તક ઉપલબ્ધ કરી આપ્યું અને આ પુસ્તકની સઘળી નકલો વેચાઈ ગઈ. તે પછી શ્રી ઉમિયા માતાજી સંસ્થાનને એમ લાગ્યું કે સમાજને આ પુસ્તકની ખૂબ જ જરૂરિયાત છે તેથી તેની ચોથી આવૃત્તિ એક હજાર નકલ છપાવવાનું નક્કી કરેલ અને પડતર કિંમતે આ પુસ્તક ઉપલબ્ધ થાય તેવી વ્યવસ્થા કરી. આ પુસ્તક છપાવવાથી નવી પેઢીને પ્રેરણા મળશે અને નવો ઈતિહાસ સર્જવાની પ્રેરણા મળી રહેશે.

આ પુસ્તક સમાજને ઉપલબ્ધ થાય તે માટે શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝાના કુશળ વહીવટદારો સક્રિયપણે પુસ્તકના પુનઃમુદ્રણ માટે પ્રયત્નશીલ રહ્યા તે માટે તેઓ સૌ અભિનંદનને પાત્ર છે.

**કેશવલાલ વી. પટેલ**<br>
પ્રમુખ<br>
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન<br>
ઊંઝા





## ગ્રંથકર્તા

## શ્રી પુરુષોત્તમભાઈ લલ્લુભાઈ પરીખ

એક સદી પહેલાં, પાટીદાર સમાજ અજ્ઞાનતા, વહેમો, અંધશ્રદ્ધા અને કુરિવાજોના કાળમીંઢ અંધકારમાં અટવાઈ રહ્યો હતો, એવા સમયે સંવત ૧૯૩૬માં, શ્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈ પરીખ (વિરમગામવાળા)નો જન્મ તેમના મોસાળ જેતલપુર (જિ. અમદાવાદ)માં થયો હતો.

મેટ્રિક સુધીનો અભ્યાસ કરી તેઓશ્રી પોતાના વતન વિરમગામમાં શેઠ એમ. જે. હાઈસ્કૂલમાં શિક્ષક તરીકેની કામગીરી કરવા લાગ્યા. તેમનું પ્રથમ લગ્ન અમદાવાદમાં ગોમતીપુરમાં થયેલું, જેનાથી થયેલ પુત્ર શ્રી પ્રભુદાસના વંશજો આજે હયાત છે.

ત્યારે દસ-બાર વર્ષે એક જ વખત કડવા પાટીદાર સમાજનાં કુળદેવી ઉમિયા માતાજી-ઊંઝાનાં પશ્ચિમ તરફનાં દ્વાર ખૂલતાં અને માતાજીનો પૂજારી લગ્નતિથિ જાહેર કરતો. આમ દસ-બાર વર્ષે એક જ તિથિએ આ સમાજમાં લગ્ન થતાં. ફક્ત ૪૫ દિવસની ઉંમર સુધીનાં તમામ બાળકોને પરણાવી દેવાં જ જોઈએ, નહિ તો કુળદેવી ઉમિયા માતાજી કોપાયમાન થાય - આવા ધાર્મિક દબાણ હેઠળ, બાળલગ્નની અધર્મ્ય લગ્નપદ્ધતિ આ સમાજમાં જડ ઘાલી બેઠી હતી. આ એક તિથિનાં લગ્નના કારણે સમગ્ર કડવા પાટીદાર સમાજમાં બાળલગ્નો એ જ એકમાત્ર લગ્નપ્રથા બની રહી હતી.

### 'કડવા વિજય' માસિકપત્રનો ઉદય

વિરમગામ-નિવાસી સમાજધર્મી ગુરુદેવ શ્રી જયદેવલાલજી મહારાજશ્રી પુરુષોત્તમદાસને વારંવાર સમજાવતા કે, કડવા પાટીદાર જ્ઞાતિમાં દસ-બાર વર્ષે ઉમિયા માતાજીના નામે જાહેર થતાં એક તિથિનાં લગ્નો તદ્દન અધર્મ્ય છે. ગુરુદેવ પાસેથી પ્રકાશનું એક કિરણ આમ મળી ગયું અને શ્રી પુરુષોત્તમદાસે પાટીદાર સમાંજના ઘનઘોર અંધકારને વિદારવા 'કડવા વિજય' માસિકપત્ર સંવત ૧૯૬૩માં પ્રગટ કર્યું, જે તેઓશ્રીના અવસાન  પછી પણ સાતેક વર્ષ સુધી તેમના અનુયાયીઓએ ચલાવ્યું હતું. 'કડવા



## અર્પણ

## સ્વ. શ્રી પુરૂષોત્તમ લલ્લુભાઈ પરીખને

આપના જ સર્જનની સંસ્કરણ પામેલી પુનમુદ્રિત પાંચમી આવૃત્તિ આપને સમર્પિત કરતાં આનંદ અનુભવીએ છીએ.

આપણી જ્ઞાતિમાં સમાજશાસ્ત્રીય ઈતિહાસ પરત્વે નહીંવત્ જાગૃતિ હતી ત્યારે આપે પહેલાં પગરણ માંડ્યાં ને અંધારી દિશામાં એક નવી જ ઉજ્જવળ કેડી કંડારી, એ સીમાસ્થંભ જેવી ઘટનાના સંદર્ભમાં આપની પ્રવૃત્તિઓ અને પુરુષાર્થને યાદ કરી આ પ્રકાશનપુષ્પ આપની પવિત્ર સ્મૃતિને સાદર સમર્પિત.

વિજય' શરૂ કરવામાં અને સમાજ સુધારાની પ્રવૃત્તિને વેગ આપવામાં શ્રી પુરુષોત્તમદાસના વિરમગામના સાથીઓ શ્રી કેશવલાલ વકીલ, શેઠ દ્વારકાદાસ જીવાભાઈ અને શ્રી કુબેરદાસ માસ્તરનો મજબૂત ટેકો હતો.



'કડવા વિજય' પત્રે એક તિથિએ થતાં બાળલગ્નો વિરુદ્ધમાં સખત ઝુંબેશ ઉપાડી જાહેર કર્યું કે, માતાજીના નામે ચાલતી આ અધર્મ્ય લગ્નપદ્ધતિ બંધ થવી જ જોઈએ. અંધશ્રદ્ધાના સામ્રાજ્ય સામે આવો પડકાર શ્રી પુરુષોત્તમદાસ જેવા વીરલા જ કરી શકે.

ત્યારે, મરણ પાછળ મોટો જમણવાર કરવામાં તો મોટી પ્રતિષ્ઠા મનાતી. આવો જમણવાર કરનારના પુત્રો સાથે વિવાહ કરવા સમાજમાં ભારે પડાપડી થતી. લોકો દેવું કરીને પણ મરણ પાછળના જમણવારો કરતા અને આર્થિક રીતે પાયમાલ થઈ જતા. શ્રી પુરુષોત્તમદાસે મરણ પાછળના "લોહીના લાડુ બંધ કરો" એવી જેહાદ 'કડવા વિજય' દ્વારા જગાવી.

ઘનઘોર સામાજિક અંધકારમાં સુધારાની મશાલ ધારણ કરી સમાજને સુપથ પર દોરવા શ્રી પુરુષોત્તમદાસે પોતાનું જીવન સમર્પી દીધું હતું.

**એક તિથિના લગ્નની પ્રથાનો મૃત્યુઘંટ વાગ્યો**

સંવત ૧૯૬૬ની વાત છે : સમગ્ર કડવા પાટીદાર સમાજનું વાતાવરણ ખૂબ જ ઉશ્કેરાયેલું લાગે છે. ઊંઝાનાં ઉમિયા માતાજીમાંથી લગ્નની તિથિ કાઢવા માટે સુધારકો અને રૂઢિચુસ્તો વચ્ચે ભયંકર મતભેદ ઊભો થયો છે. ક્યારે મામલો બિચકશે અને લાકડીઓ ઊડશે તે કોઈ કહી શકે એમ નથી.

સુધારક જૂથના આગેવાનો શ્રી પુરુષોત્તમદાસ પરીખ, શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી વગેરેએ ઊંઝાના ઉમિયા માતાજીના મંદિરનો કબજો મેળવ્યો છે. મંદિર આસપાસ ગાયકવાડ સરકારની પોલીસ રાતદિવસ પહેરો ભરી રહી છે. ત્યારે, બીજી બાજુએ રૂઢિચુસ્તોએ ગામમાં એક મોટી સભા ભરી છે.

રાતના સમયે મંદિરના ખુલ્લા ચોકમાં મુઠ્ઠીભર સુધારક યુવાનો ભેગા થયા છે. મંદિર બહાર પગ ન મૂકી શકાય એવી તંગ પરિસ્થિતિ સર્જાઈ છે.

"કોઈ સુધારક ગામમાં નજરે પડ્યો તો મૂઓ સમજવો." - એક યુવાને વિષમ પરિસ્થિતિનું બયાન આપતાં કહ્યું.

શ્રી પુરુષોત્તમદાસ પરીખે એક અડીખમ યોદ્ધાની અદાથી કહ્યું : "એક તિથિના લગ્નની અધર્મ્ય લગ્નપ્રથાનો મૃત્યુઘંટ વગાડીને જ હવે તો ઝંપીશું. સમાજના શ્રેય માટે મોતને ભેટવું પડે તો ભેટીને મા ઉમાના આશીર્વાદ મેળવીશું. આખરે તો સત્ય અને ધર્મનો વિજય જ છે."

બે પક્ષો તરફથી જુદી જુદી લગ્નતિથિઓ નીકળતાં એક તિથિના લગ્નમાં મોટું ગાબડું પડ્યું. સુધારકોનો માર્ગ મોકળો થયો.

શ્રી પુરુષોત્તમદાસના શબ્દો સાચા પડ્યા અને આખરે થોડા સમય પછી એક તિથિના બાળલગ્નની અધર્મ્ય પદ્ધતિનો મૃત્યુઘંટ વાગ્યો.

આ કંઈ જેવું-તેવું સાહસ ન ગણાય. આજથી ૭૭ વર્ષ પહેલાં સમાજ જ્યારે રૂઢિઓ અને અંધશ્રદ્ધામાં ડૂબી ગયો હતો અને તેમાંય માતાજીનું નામ આગળ ધરી રૂઢિને લોખંડના પાયે જડી દેવામાં આવી હતી ત્યારે આવું ક્રાંતિકારી પગલું ભરવું એ કંઈ નાની-સૂની વાત ન હતી. થોડા મરજીવા યુવાનોનો સાથ લઈ, રૂઢિચુસ્તોની વિરાટ સેના સામે ઝઝૂમનાર શ્રી પુરુષોત્તમદાસમાં આપણને એક અડગ ક્રાંતિકારીના દર્શન થાય છે.

**રૂઢિ તોડીને દાખલો બેસાડ્યો**

શ્રી પુરુષોત્તમદાસનાં ધર્મપત્ની ભયંકર માંદગીના બિછાને પડ્યાં છે. દોઢ વર્ષ સુધી શ્રી પુરુષોત્તમદાસ અત્યંત ભાવથી પોતાની અર્ધાંગનાની સેવા-સારવાર કરે છે. આખરે તેમનાં ધર્મપત્નીનું પ્રાણપંખેરું ઊડી જાય છે. ભરયુવાનીમાં શ્રી પુરુષોત્તમદાસ વિધુર થયા.

ફૂલના દડા સાથે પરણેલી એક કન્યા સાથે શ્રી પુરુષોત્તમદાસનો ફરીથી લગ્નસંબંધ ગોઠવાયો. આવી ફૂલના દડા સાથે પરણેલી કન્યાનાં ફરીથી વિધિસર લગ્ન થઈ શકે નહિ; એવી કન્યાને તો ફક્ત વોળાવવાની જ હોય - આ પ્રકારની રૂઢિને તોડવા અને એક તિથિના લગ્નને મરણતોલ ફટકો મારવા શ્રી પુરુષોત્તમદાસે અમદાવાદમાં વાજતે ગાજતે મોટો વરઘોડો કાઢી વિધિસર છૂટક લગ્ન કર્યાં.

આ લગ્નના વરઘોડામાં શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી, ડૉ. પીતાંબરદાસ, પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ અને સંખ્યાબંધ સુધારક આગેવાનોએ હાજરી આપી, છૂટક લગ્નની પ્રથા શરૂ કરવા બદલ શ્રી પુરુષોત્તમદાસને અભિનંદન આપ્યાં હતાં.

વિરમગામ તથા અમદાવાદના રૂઢિચુસ્તોમાં તેમ જ ગામડાંઓમાં આ છૂટક લગ્નથી મોટો ખળભળાટ મચી ગયો.

આ લગ્નના પ્રત્યાઘાતરૂપે વિરમગામની કડવા પાટીદાર જ્ઞાતિમાં જૂની-નવી પેઢી વચ્ચે ઘેરઘેર સંઘર્ષ જામ્યો. પિતાથી વિરુદ્ધ પુત્રનો મોરચો મંડાયો. શ્રી પુરુષોત્તમદાસને જ્ઞાતિબહાર મૂકવાની એક નિષ્ફળ હિલચાલ શરૂ થયેલી. એક રાત્રે નાત ભેગી થઈ અને ચરૂ ખખડાવી દઈ નાતનો જમણવાર જાહેર થયો. યુવાનોએ આ જમણવારમાં ભાગ લેવાની સાફ ના પાડી દીધી. ઘરના વડીલો યુવાનોને મૂકી એકલા જમવા કેવી રીતે જઈ શકે ? છેવટે ભીનું સંકેલાયું.

રૂઢિની સામે થતાં, કોઈ પણ જાતના પરિણામની દરકાર કર્યા સિવાય, પોતે નક્કી કરેલા સિદ્ધાંતને વળગી રહેવાની અને તેની પાછળ ફના થવાની તૈયારીવાળા શ્રી પુરુષોત્તમદાસ કઠણમાં કઠણ સંઘર્ષને પાર કરી જતા.

## જ્ઞાતિનું સૌથી પહેલું છાત્રાલય શરૂ કર્યું

સંવત ૧૯૬૬માં વિરમગામ મુકામે પ્રથમ કડવા પાટીદાર પરિષદનું અધિવેશન ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ (અમદાવાદવાળા)ના પ્રમુખપદે મળ્યું. શ્રી પુરુષોત્તમદાસ પરીખ આ પરિષદના માનદમંત્રી હતા. પરિષદે સમાજમાં કેળવણીની વૃદ્ધિ કરી તે દ્વારા સમાજ સુધારાને વેગ આપવાનો ઠરાવ કર્યો. આ ઠરાવના અમલ માટે શ્રી પરીખ અને તેમના સાથી કાર્યકરોએ ઘેરઘેર ફરી બે હજાર રૂપિયા ભેગા કર્યા અને આગળ પર બીજી મદદ મળી રહેશે એવી શ્રદ્ધા સાથે અમદાવાદમાં પીરમશા રોડ ઉપર ભાડાના મકાનમાં, જ્ઞાતિના વિદ્યાર્થીઓને શિક્ષણની સુવિધા મળી રહે એ હેતુથી જ્ઞાતિનું સૌથી પહેલું છાત્રાલય "કડવા પાટીદાર શુભેચ્છક સમાજ બોર્ડિંગ"ના નામથી શરૂ કર્યું.

બે વર્ષ પછી, સંવત ૧૯૬૮માં પાટડીના દરબાર શ્રી સૂર્યમલજી સાહેબે જ્ઞાતિના તમામ આગેવાનોની એક મોટી પરિષદ બોલાવી. ગુજરાત અને ગુજરાત બહાર છેક માળવા જેવા દૂરના પ્રદેશોમાંથી જ્ઞાતિના ૨,૦૦૦ જેટલા આગેવાનો આ પરિષદમાં હાજર રહેલા. આ પરિષદમાં ઉમિયા માતાજી - ઊંઝા તરફથી જાહેર થતાં 'એક તિથિનાં લગ્ન' વિશે ગરમાગરમ ચર્ચા બે દિવસ સુધી ચાલ્યા કરી, પણ સર્વાનુમતિ સાધી શકાઈ નહિ. શ્રી પુરુષોત્તમદાસ પરીખે આ પરિસ્થિતિમાં દરબારશ્રી સાથે મસલત કરી કેળવણી ફંડની દરખાસ્ત રજૂ કરી. દરબારશ્રી સૂર્યમલજીએ પંદર હજાર રૂપિયા આપી કેળવણી ફંડની શરૂઆત કરી. જોતજોતામાં આ ફંડ એક

લાખ રૂપિયા સુધી પહોંચી ગયું. "શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ" નામની સંસ્થા દરબારશ્રીના પ્રમુખપદે સ્થાપવામાં આવી અને એ સંસ્થા દ્વારા "શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોર્ડિંગ" નામનું અમદાવાદમાં છાત્રાલય શરૂ કરવામાં આવ્યું. દરબારશ્રી સૂર્યમલજીના દેહાંત પછી, પિતાના સ્મરણાર્થે દરબારશ્રી દોલતસિંહજીએ રૂપિયા, ૧,૧૦,૦૦૦/-નું દાન આપતાં આ છાત્રાલયને "દરબારશ્રી સૂરજમલજી કડવા પાટીદાર બોર્ડિંગ હાઉસ" નામ આપવામાં આવ્યું, જે હાલમાં અમદાવાદમાં ચાલે છે.

**વૈદિક ધર્મના સંસ્કારો :**

શ્રી પુરુષોત્તમદાસ પરીખને ગુરુદેવ શ્રી જયદેવલાલજી મહારાજ પાસેથી વૈદિક ધર્મના સંસ્કારો બચપણથી જ મળ્યા હતા. દેવદેવીઓના નામે સમાજને અંધશ્રદ્ધામાં ડૂબાડનારી રીતરસમો, કપોલકલ્પિત દંડકથાઓ, વહેમ, જંતરમંતર ને બાધા વગેરે શ્રી પુરુષોત્તમદાસને લેશમાત્ર સ્પર્શી શકતાં નહિ.

'સમાજ એ જ સાચું મંદિર છે' - એવું દૃઢપણે એ માનતા. ઉચ્ચ વિચાર અને પવિત્ર આચારમાં એમને ધર્મ દેખાતો. સત્યને અનુસરવામાં માનવજીવનની કૃતાર્થતા એ જોતા હતા. "ધર્મો રક્ષતિ રક્ષિતઃ"ની તેમણે ખૂબ જ હિમાયત કરી છે.

"કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ"માં પણ તેમણે વૈદિક સંસ્કૃતિની યશગાથા ગાઈ છે.

અજ્ઞાનતાથી ભોળવાઈ જઈને સંજોગોવશાત્ પોતાનો ધર્મ છોડી પીરાણાં પંથમાં ભળેલાં કચ્છી પટેલોને ગુજરાતની પટેલ જ્ઞાતિ સાથે એક જ ધર્મ અને સમાન આચારવિચારથી શી રીતે સમ્મિલિત કરી શકાય એવી ઉત્કટ ભાવનાથી, પીરાણા પંથ સામે વિરાણી (કચ્છ)ના શ્રી નારાયણજી રામજીભાઈ લીંબાણી અને તેમના સાથીઓની ઉગ્ર ઝુંબેશને શ્રી પુરુષોત્તમદાસ પરીખે મજબૂત ટેકો આપ્યો હતો.

**એક સફળ ઈતિહાસકાર**

આજથી લગભગ પોણોસો વર્ષ પહેલાં સંવત ૧૯૬૯માં સ્વ. શ્રી પુરુષોત્તમદાસ પરીખે અદ્ભુત જહેમત ઉઠાવી "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ" નામના આધારભૂત ગ્રંથનું સર્જન કરેલું.

તેઓશ્રીએ ઈતિહાસના સંખ્યાબંધ ગ્રંથો, સરકારી ગેઝેટિયરો, સરકારી સનંદો, પેઢીનામાં અને વિવિધ પ્રકારના પ્રમાણભૂત દસ્તાવેજોનો ઝીણવટપૂર્વક અભ્યાસ કરીને કડવા પાટીદારોનો સમયબદ્ધ ઈતિહાસ આ ગ્રંથમાં આપ્યો છે.

કડવા પાટીદારોની ઉત્પત્તિ વિષે દેવદેવીઓના નામે ચાલતી કપોલકલ્પિત દંતકથાઓની પોકળતા તેમણે ખુલ્લી પાડી છે અને અસત્યને જાકારો આપ્યો છે. લેખકના સુધારક આત્માએ અંધશ્રદ્ધા અને વહેમોની શૃંખલાઓને તોડી નાખી છે. વૈદિક ગ્રંથોનું લેખકનું ઊંડું જ્ઞાન 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ' અંગેનાં પ્રકરણોમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

કણબી ક્ષત્રિય જ્ઞાતિના સૈકાઓના પરિભ્રમણ વિષેની અદ્‌ભુત કથા આ ઈતિહાસકારે ગૂંથી લીધી છે. આ ક્ષત્રિય જ્ઞાતિનાં સ્વભાવ-લક્ષણો અને આચારવિચાર પર તેમણે સારો પ્રકાશ પાડ્યો છે.

દેસાઈ-પટેલોનો કડીબદ્ધ ઈતિહાસ આ ગ્રંથમાં સંગ્રહ પામ્યો છે. કોઈ મોટા રાજ્યના સેનાપતિ તરીકે, જાગીરદાર તરીકે, નાના રજવાડાના રાજવી તરીકે દેસાઈઓની પરાક્રમગાથા આ કોમની ઉજ્જવળ ક્ષત્રિયતાને પ્રકાશમાં આણે છે.

'અનિષ્ટ રીતરિવાજો આડે આવવાથી ઉન્નતગામી થવાતું નથી.' એ વિચારને ઈતિહાસકારે કેન્દ્રસ્થાને રાખી કડવા પાટીદાર જ્ઞાતિની ઉન્નતિ સાધ્ય કરવા માટે અનિષ્ટ રીતરિવાજોના મૂળમાં પડેલી અંધશ્રદ્ધા, દેવદેવીઓના નામે કે ધર્મના બહાના નીચે દૃઢીભૂત થયેલ ખોટી માન્યતાઓમાંથી જ્ઞાતિ મુક્ત થાય એ પર એમણે ખૂબ ભાર મૂક્યો છે.

બાળલગ્ન (એક તિથિનાં લગ્ન), બાળકીઓના ઉછેરમાં થતો અન્યાય અને તેમણે દૂધ પીતી કરવાનું ઘાતકી દુષ્કૃત્ય, આપસમાં લગ્ન (ગોળ પ્રથા), કન્યા-વિક્રય, વરવિક્રય, મરણ પાછળના જમણવાર વગેરે જ્ઞાતિમાં જડ ઘાલી બેઠેલા અનિષ્ટોને લેખકે અધર્મયુક્ત ગણ્યાં છે અને આવાં અનિષ્ટો સામે, લશ્કરી શેઠ અને પાટડી દરબારશ્રીની આગેવાની નીચે ખેલાયેલ જંગનું વિગતપૂર્ણ બયાન લેખકે આપ્યું છે. એક સમાજસુધારક તરીકે લેખકે ખુદ પણ આ જંગમાં ઝંપલાવ્યું હતું.

કડવા પાટીદાર જ્ઞાતિ સત્ય પંથ પર પ્રયાણ કરી શકે અને તે ઉન્નતગામી બને એવી આ ગ્રંથના લેખકની મહેચ્છા કાળક્રમે ફળદાયી નીવડતી જાય છે. આ ઈતિહાસકારે જ્ઞાતિના ઉજ્જવળ ભવિષ્ય સામે મીંટ માંડેલી છે એની પ્રતીતિ આ ઈતિહાસ-ગ્રંથ કરાવે છે. 

**એકલો જાને રે....**


સંવત ૧૯૭૩ ! બરાબર સિત્તેર વર્ષ વહી ગયાં.

ધ્રાંગધ્રા મુકામે 'કડવા પાટીદાર પરિષદ'નું પાંચમું અધિવેશન વિરમગામના દરબારશ્રી લાલસિંહજી રાયસિંહજીના પ્રમુખપદે મળ્યું હતું. દૂરદૂરના લોકો પરિષદમાં હાજરી આપવા આવ્યા હતા.

પરિષદનું કામકાજ ચાલતું હતું. એવામાં સ્વયંસેવકો અને કાર્યકર્તાઓ વચ્ચે મતભેદ ઊભો થયો. મતભેદમાંથી બોલાચાલી થઈ. તે વખતે પરિષદના મુખ્ય કાર્યકર્તા વિરમગામવાળા શ્રી પુરુષોત્તમદાસ પરીખ હતા. તેમણે સ્વયંસેવકોને ખૂબ ખૂબ સમજાવ્યા. સ્વયંસેવકો કેમે કરી માન્યા નહિ. તેમણે પકડેલી જીદ ન છોડી તે ન જ છોડી. પરિષદનું કામ કરવાની સ્વયંસેવકોએ સાફ ના પાડી.

પુરુષોત્તમદાસ વિચારમાં પડી ગયા. હવે શું કરવું ? જેમ વિશ્વવિજેતા સિકંદરના લશ્કરે કૂચ કરવાની ના પાડી હતી અને સિકંદર આકુળ-વ્યાકુળ થઈ ગયો હતો એવી સ્થિતિ દાસની થઈ.

અંતે, દાસે ખામોશીથી સ્વયંસેવકોને જણાવી દીધું : "હવે હું પોતે જ સ્વયંસેવક છું. કામનો બોજો હું એકલો હાથે ઉઠાવી લઈશ. તમારે પરિષદનું કામ ન કરવું હોય તો પરિષદની ફી ભરી તેના સભ્ય થઈ જાઓ અને શાંતિથી પરિષદમાં બેસો."

સ્વયંસેવકો હવે પ્રેક્ષક બની ગયા. દાસ હિંમત ન હાર્યા. સભાનું કામ, રસોડાનું કામ, સરભરાનું કામ - જે જે કામો હતાં એ બધાં જ દાસે સંભાળી લીધા. ઘડીકમાં અહીં, ઘડીકમાં ત્યાં. એમ પરિષદમાં સઘળી જવાબદારી ઉઠાવી લઈને ઘૂમતા દાસને જેણે જોયા હોય તેને જ ખબર પડે કે દાસમાં એક અદ્ભુત કાર્યશક્તિ પડી હતી.

પરિષદ પૂરી થઈ. સૌ પોતપોતાનો સામાન લઈ સ્ટેશન તરફ વિદાય થયા.

દાસે એકલે હાથે પરિષદનો સામાન ગાડામાં ભરાવી ગાડું-સ્ટેશન તરફ રવાના કર્યું. રહ્યોસહ્યો સામાન ખભે નાખીને દાસ સ્ટેશને આવ્યા.

"તમારા બધાનું ઘેન હવે ઊતર્યું ને ? હવે તો પરિષદ નથી ને ? આ બધો સામાન ઘેર પહોંચાડવાનો છે. કેમ તૈયાર છો ને ?" સ્વયંસેવકોને ઉદ્દેશીને દાસ બોલ્યા.

 સ્વયંસેવકો શરમીંદા પડી ગયા. ન કોઈ સ્વયંસેવકે જવાબ આપ્યો, ન કોઈએ સામું જોયું. મૂંગે મોઢે, નીચું માથું રાખીને તે સૌ દાસના ખભેથી સામાનની ઝોળીઓ ઉતારવા લાગ્યા, ગાડું ખાલી કરવા લાગ્યા. બધો જ સામાન દાસના ઘેર પહોંચાડ્યો.

"અમે જીદ કરી તમને ખૂબ હેરાન કર્યા, પણ દાસ, તમે તો અમારા ઉપર જીત મેળવી છે." એક યુવાને આગળ આવી ખેલદિલીપૂર્વક પોતાની હાર કબૂલ કરી.

દાસે એ યુવાનની પીઠ પર ખૂબ મમતાથી હાથ ફેરવ્યો અને પોતાની સામે ઊભેલા સઘળા સ્વયંસેવકો ઉપર વહાલભરી ક્ષમાદષ્ટિ ફેંકી.

અચલ સિદ્ધાંતનિષ્ઠ, ભરપૂર સામર્થ્ય અને હિમાચલ જેવી અડગતા શ્રી પુરુષોત્તમદાસના વ્યક્તિત્વમાં તરી આવતાં હતાં. જ્ઞાતિ-સેવા માટે ઉભરાઈ જતા પ્રેમના પ્રતીક જેવા આ યુવાન નેતાને "શ્રી કડવા શુભેચ્છક યુવક મંડળ - વિરમગામ" તરફથી તા. ૨-૩-૧૯૧૩ના દિને સન્માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

**ઉપસંહાર**

લશ્કરી શેઠ અને પાટડી દરબારશ્રી તરફથી જ્ઞાતિસેવાનાં કાર્યોમાં શ્રી પુરુષોત્તમદાસ પરીખને સપ્રેમ ટેકો મળ્યો હતો. આ બંને ગર્ભશ્રીમંત કુટુંબોને જ્ઞાતિસુધારણાની પ્રવૃત્તિમાં સતત સંકળાયેલ રાખવા પાછળ શ્રી પુરુષોત્તમદાસની સમાજ પ્રત્યેની ભક્તિ અને ધગશ પ્રેરણારૂપ હતાં.

સમાજ સુધારા માટે, ઈતિહાસ-સંશોધન માટે પોતાનું યૌવન સમર્પી દેનાર, જ્ઞાતિના યુવક સંગઠનના પ્રણેતા, અડીખમ સુધારક શ્રી પુરુષોત્તમદાસ પરીખનો દેહાંત ૩૮ વર્ષની ભરયુવાન વયે સંવત ૧૯૭૪ના મહાવદ-૧૪ના દિવસે થયો હતો.

પાટીદાર સમાજમાં ચારે તરફ સર્વત્ર અંધકાર હતો, કોઈને માર્ગ સૂઝતો ન હતો, ત્યારે સામાજિક ક્રાન્તિની મશાલ પકડી સમાજના યુવાનોમાં સમાજ-સુધારાનો જુસ્સો પ્રેરનાર પાટીદાર સમાજના વીર નર્મદ સમાન સ્વ. શ્રી પુરુષોત્તમદાસની યાદ હંમેશાં તાજી રહો !'*

**ડાહ્યાભાઈ કે. પટેલ** (વિરમગામવાળા)





* 'ધરતી', ફેબ્રુઆરી ૧૯૮૬માંથી, સાભાર

## ગ્રંથકર્તાનું
## નિવેદન

વિરમગામ-નિવાસી પરમકૃપાળુ પ્રાતઃસ્મરણીય ગુરુદેવશ્રી જયદેવલાલજી મહારાજના સાન્નિધ્યમાં રહેવાથી વૈદિક સંસ્કારોનો મને ઉત્તમ લાભ પ્રાપ્ત થયો હતો. તેઓશ્રી, જ્ઞાતિમાં પ્રચલિત લગ્નપદ્ધતિ તદ્દન અધર્મ્ય છે તેવું મને વારંવાર સમજાવતા હતા અને પ્રસંગ આવ્યે તેનો સ્વાનુભવ પણ કરાવ્યો હતો. જ્યારે જ્ઞાતિમાં સુધારા કરવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે, મધ્યકાળની અંધાધૂંધીમાં પેસી ગયેલા તે નઠારા રિવાજને નાબૂદ કરી, જ્ઞાતિ પોતાની પ્રાચીન મહત્તા પ્રાપ્ત કરીને અસલના ક્ષાત્ર તેજને દીપાવી શકે તેવા સુપથ પર તેને દોરવા ગુરુદેવની કૃપા વડે 'કડવા વિજય' રૂપી ધ્વજ ધારણ કરી મેદાનમાં આવવાનું મને મન થયું.

ઉપર્યુક્ત માસિક પત્ર દ્વારા ઉપદેશ આપવો શરૂ કર્યો, પરંતુ જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા બાળલગ્નના નઠારા રિવાજનું પ્રાબલ્ય અલ્પ સમયમાં જ સમજાઈ આવ્યું. કાલ્પનિક, અકુદરતી ઉત્પત્તિ અને તેની સાથે જ જોડાયેલી લગ્નપદ્ધતિ બંને, દેવદેવીઓના નામે અને ધર્મના બહાના નીચે દઢીભૂત થયેલાં હતાં, તે પણ બરાબર ખ્યાલમાં આવી ગયું. આવી એકાગ્રહી કણબી કોમના મગજમાં અંધશ્રદ્ધાને લીધે જ ઘર કરી બેઠેલા તે અનિષ્ટ રિવાજોને શી રીતે નષ્ટ કરવા તેનો ઊંડો વિચાર કરતાં છેવટે જ્ઞાતીસમૂહ સમક્ષ ઉત્પત્તિથી આજ સુધીનું સત્ય ઐતિહાસિક વૃત્તાંત ખડું કરવાનો માર્ગ યોગ્ય લાગ્યો. તેમની ભૂત તથા વર્તમાન સ્થિતિના ચિત્ર દ્વારા તેમને પૂર્વજોનાં પવિત્ર કર્મો, મધ્યકાળની અંધાધૂંધીમાં ઊભી થયેલી અનેક અગવડો, તેથી પ્રાચીન સમયના ધાર્મિક સિદ્ધાંત પર રચાયેલા આર્યોના રીતરિવાજોમાં અનાયાસે અણધારી રીતે સમય પરત્વે થયેલું પરિવર્તન, તેથી જ્ઞાતિની ક્રમે ક્રમે થઈ પડેલી અવનતિ વગેરે તથા આધુનિક સમયે સર્વ વાતે સુખશાંતિમાં સાનુકૂળતા છતાં પણ, તે જ અનિષ્ટ રિવાજો આડે આવવાથી ઉન્નતગામી થવાતું નથી તે વગેરેનો પ્રત્યક્ષ પદાર્થપાઠ આપી, પછી તેમને ઈચ્છિત માર્ગ પર દોરવાનો નિશ્ચય કર્યો. ઉક્ત સિદ્ધાંતના સમર્થનમાં

પ્રસિદ્ધ ડૉ. આર્નોલ્ડ પણ કહે છે કે, How can the present yield fruit or future have promise, except their roots be fixed in the past ? – "ભૂતકાળમાં તેમનાં (વર્તમાન તથા ભવિષ્યકાળનાં) મૂળને સુસ્થિત કર્યા વિના વર્તમાનકાળ શી રીતે ફળ આપી શકે અથવા ભવિષ્યકાળ શી રીતે આશા આપી શકે ?"

કોઈ પણ પ્રજાને, જ્યાં સુધી તેની ભૂતકાળની ઉત્તમ, મધ્યમ વા અધમ સ્થિતિ કયાં કયાં કારણોથી પલટાઈ જઈ હાલ વર્તમાનકાળે આવી સ્થિતિ પ્રાપ્ત થઈ છે તે, રોગનું ઉત્તમ રીતે નિદાન કરનાર વૈદની પેઠે, સમજાવવામાં ન આવે ત્યાં સુધી તે પ્રજા પોતાની ભાવિ જિંદગીમાં શી રીતે સત્ય પંથ પર પ્રયાણ કરી શકે ? તેમ આપણી ઉન્નતિ સાધ્ય કરવા માટે આપણે પણ જ્ઞાતિસમાજ સમક્ષ આપણી ભૂત તથા વર્તમાનની સ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ ખડો કરી આપવા, ઉત્પત્તિથી આજ સુધીના ઈતિહાસનું સંશોધન કરી પુસ્તક તૈયાર કરવું જોઈએ એ વિચારનો જન્મ થયો. વિચારની ઉત્પત્તિ સાથે જ આવા મહદ્ કાર્યના માર્ગસૂચક પ્રયત્નમાં આવી પડતી વિટંબણાઓનો ઓછો ખ્યાલ હોવાથી, તે ઉત્તમ વિચારને જાહેરખબરો દ્વારા તરત જ જનસમાજની આગળ બહાર પાડવામાં આવ્યો. ઈષ્ટ મિત્રો અને જ્ઞાતિભક્તોએ તે વિચારને વધાવી લઈ પ્રોત્સાહન કર્યું.

કાર્યની શરૂઆતમાં જ તેનાં સાધનો સવેળાએ સંપાદન કરવા (બે વર્ષ પર) 'કડવા વિજય' પત્રમાં જ્ઞાતિબંધુઓને મદદ માટે યાચના કરવામાં આવી, પણ માત્ર એક-બે જણ સિવાય મારા એવા સેવાયજ્ઞના જાહેર આમંત્રણને અન્ય જનોએ ગણકાર્યું નહિ. નામદાર પાટડી દરબારશ્રી અને વિરમગામ દરબારશ્રીને પણ મદદ માટે વિનંતીપત્રો લખ્યા. પ્રત્યુત્તરમાં પોતાના વહીવંચા પાસેથી ઐતિહાસિક બિના મેળવી આપવા આશા આપી તેઓશ્રીએ મને ઉત્તેજિત કર્યો; પણ જે વહીવંચાઓએ 'રાસમાળા'ના કર્તા રાજસત્તાધારી મે. ફૉર્બસ સાહેબને પણ પત કર્યો નહોતો તેમણે પોતાના કલ્પવૃક્ષ સમાન અન્નદાતા દરબારશ્રીના આમંત્રણને પણ ગણકાર્યું નહિ અને વારંવાર અસ્પષ્ટ જવાબોથી વાયદાના વાયરે મને ઉડાવ્યો. તેટલા સમયમાં જાતે તપાસ કરતાં મને કેટલીક કાલ્પનિક દંતકથાઓ તથા લોકવાયકાઓનાં નિબંધરૂપે છૂટાંછવાયાં સાધનો મળ્યાં. પણ શું એવી આકડાની તલવારથી જંગ જિતાય છે ? પાયા વિનાની વાતો-કથાઓથી

ઉત્પત્તિ અને ઈતિહાસ લખી, જનસમાજના હૃદયમાં દેવદેવીઓના નામે ઘર કરી બેઠેલા દુષ્ટ રિવાજોનું શલ્ય ટાળી શકાય ખરું ? કદી નહિ. તેથી, કોઈ શાસ્ત્રોક્ત અથવા ઐતિહાસિક આધારોની દિનપ્રતિદિન આતુર શોધ કરવા માંડી. તેવામાં અમદાવાદ શહેરના ટીલાવત વસ્તા ઘેલજીવાળા પા. મનસુખરામ પ્રેમજીભાઈ અસારવાનો સમાગમ થયો. તેમણે ઉક્ત વિષયમાં કેટલીક આધારરહિત છતાં માની શકાય તેવી વાતો જણાવી, પણ તેથી તો મારા ઉત્કંઠાના યજ્ઞકુંડમાં ઊલટું ઓર ઘી હોમાયું. "આ બધી હકીકતો અવશ્ય કોઈ પુસ્તકમાં યથાવિધિ વર્ણવેલી હશે, માટે તમારે હવે એવાં વલખાં મારવાં બાજુ પર મૂકી એક વાર ઐતિહાસિક ગ્રંથોનું અવલોકન કરવું ઈષ્ટ છે" એવી ઈષ્ટ મિત્રોની સલાહ અનુસાર ગ્રંથાવલોકનનું-મહાસાગર મથનનું-મહા કઠિન કામ શરૂ કર્યું. ખરેખર તે રસ્તે મને જાણવા જેવું ઘણું મળ્યું છે અને તેથી જ નીચે જણાવેલાં પુસ્તકોના કર્તાઓનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

| | |
|---|---|
| ૧. શ્રીમદ્ ભાગવત | ૧૨. ભારત રાજ્ય મંડલ |
| ૨. ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ | ૧૩. ગુજરાત રાજસ્થાન |
| ૩. ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ | ૧૪. રાસમાળા - ભા.૧ અને ૨ |
| ૪. વડનગરા કણબીની ઉત્પત્તિ | ૧૫. હિંદ રાજસ્થાન |
| ૫. કડવા નિબંધ | ૧૬. ગુજરાત સર્વસંગ્રહ |
| ૬. લેઉવા પુરાણ | ૧૭. વેદવારાના આર્યો |
| ૭. બ્રાહ્મણોત્પત્તિ માર્તણ્ડ | ૧૮. પ્રાચીન ભારત |
| ૮. કૂર્મીક્ષત્રિયત્વ દર્પણ | ૧૯. સૌરાષ્ટ્રનો ઈતિહાસ |
| ૯. કૂર્મીક્ષત્રિય વંશ | ૨૦. ગુજરાતનો ઈતિહાસ |
| ૧૦. કૂર્મી વર્ણવ્યવસ્થા વિવાદ | ૨૧. ગેઝેટીઅર - ભા. ૧-૪ અને ૮ |
| ૧૧. અમદાવાદનો ઈતિહાસ | ૨૨. મેલ્વીલ્સ સિલેક્શન્સ |

લાંબો વખત વહી જવા છતાં પણ જ્યારે વહીવંચા પાસેથી હકીકત મળી શકી નહિ ત્યારે વિરમગામ અને પાટડીના નામદાર દરબારશ્રીએ પોતાને ત્યાંના કીમતી દસ્તાવેજો, સનંદો, દફતરો, નોંધો, હસ્તલિખિત અને છાપેલાં પુસ્તકો વગેરેનો ખજાનો ખાસ કૃપા કરી મારી આગળ ખુલ્લો

મુકાવ્યો, જેમાંથી પણ મારી ઘણી જરૂરિયાતો પૂરી પડી અને મારા જ્ઞાનપ્રદેશ પર ઠીક અજવાળું પડ્યું. તેઓશ્રીની એવી કૃપા માટે હું ઘણો ઉપકાર માનું છું. આટલાં સાધનોથી પણ કામ પગભર થઈ આગળ ચાલ્યું, પરંતુ હજુ તો અડધે પંથે પહોંચ્યા જેટલું થયું હતું. પુસ્તક પૂરું કરવાના આવા અગવડભરેલા કાર્ય સાથે પણ બીજી કેટલીક સામાજિક પ્રવૃત્તિઓ ચાલુ જ હતી, એટલે તે વગેરે બીજી પણ વિટંબણાઓ વચ્ચે જેમ જેમ આગળ માર્ગ કરવા માંડ્યો તેમ તેમ સંજોગો સાનુકૂળ થવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં; પણ જોઈતી વસ્તુ મેળવવાની વિટંબણા તો પાછી તેવી ને તેવી જ ઊભી રહી. મધ્યકાળના અવ્યવસ્થિત જમાનામાં કેટલીક હકીકતો રફેદફે થઈ ગઈ હશે, કેટલીક છૂટીછવાઈ રહી ગઈ હશે, તો કેટલીક મૂજીની માલમત્તા માફક પટારે પડી પડી કીટ-કંસારીનો ભોગ થઈ પડી હશે અને પછી ગમે તે થયું હોય પણ સાધનોની શોધમાં પુષ્કળ વિટંબણા વેઠવી પડી અને અમૂલ્ય સમય વ્યતીત કરવો પડ્યો. મારે હવે ખૂટતાં રત્નો જ્ઞાતિરૂપ મહાસાગરના કયા અખાતમાંથી સમુદ્રમંથન કરી મેળવવાં તે સૂઝયું નહિ. શોધ કરતાં કરતાં મારી ઘણી ખુશાલી વચ્ચે શેઠસાહેબ દુર્ગાપ્રસાદભાઈ લશ્કરીને ત્યાંથી સને ૧૮૪૦ થી ૧૮૯૦ સુધીની અસમ્બદ્ધ, વિશૃંખલ બિના મળી આવી, જેમાંથી મને પાછળના ઐતિહાસિક ભાગને માટે ઠીક સામગ્રી મળી. વળી, વધારામાં જ્ઞાતિસુધારાના સમુદ્રને પાર કરવા ઈચ્છનારા સુધારકોને સુપથસૂચક હોકાયંત્ર સમાન સ્વ. રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરીનું જીવનવૃત્તાંત પણ તૈયાર કરવાનાં સાધન તેમાંથી જ મળી આવ્યાં. કેટલાક કીમતી કાગળો મને લાંબા વખતને માટે જોવા આપ્યા હતા, તે માટે હું શેઠસાહેબ દુર્ગાપ્રસાદભાઈ તથા શેઠ કેશવલાલભાઈનો ઘણો અહેસાન માનું છું.

કાર્યને માટે જોઈતી સઘળી સામગ્રી મળી ગઈ. પૂરજોશથી લખવાનું કામ ચાલુ કર્યું, ત્યારે પુસ્તકનું કદ ધારવા કરતાં બમણું થવાની શંકા ખડી થઈ. પુસ્તકનો હેતુ જ્ઞાતિબંધુઓના હૃદયમાંથી અજ્ઞાનતાનાં શલ્ય દૂર કરી તેમને ઉત્તમ માર્ગ પર દોરવાનો હોવાથી, પ્રસ્તુત પુસ્તક યથાવિધિ લખાઈને તેમને પૂર્વની ઉત્તમ રહેણીકરણીનો અને આધુનિક અનિષ્ટ રિવાજોનો આબેહૂબ ખ્યાલ ખડો કરી આપે તેમ કરવા પૂરેપૂરી જરૂર વિચારવામાં આવી છે. તેમ કરતાં કદી કદ વધી પડે તોપણ, સાથે

સાથે જે વર્ગને માટે પુસ્તક તૈયાર થાય છે તે વર્ગની આર્થિક સ્થિતિ પ્રતિ ઓછું લક્ષ આપવામાં આવ્યું નથી. પુસ્તકની નજીવી કિંમતથી સસ્તા સાહિત્ય તરીકે તેનો બહોળો ફેલાવો થાય અને અજ્ઞાન ગરીબ બન્ધુ લલચાઈ લલચાઈ ખરીદીને વાંચે તે માટે તેના વધી પડેલા કદથી કિંમત વધારવાની વાત તો બાજુ પર જ મૂકી. હાલમાં સચિત્ર પુસ્તકો વાંચવા તરફ જનસમાજની અભિરુચિ વધતી જાય છે તેનો કાંઈક ખ્યાલ આવવાથી, આ પુસ્તકને સચિત્ર બનાવી સાથે સાથે જીવનચરિત્રો આપવાની પ્રેરણા પણ થઈ આવી. તેટલા પૂરતો ઉદ્દેશ વધારવા છતાં પણ સાધારણ જનસમાજને પુસ્તક સસ્તું કેમ પડે તેના વિચારોને ખાસ વળગી રહેવામાં આવ્યું છે અને તે આ પુસ્તકના અવલોકનથી સમજાયા સિવાય રહેશે નહિ.

પુસ્તક તૈયાર થતાં, તે જ્ઞાતિ સમસ્તને લગતું હોવાથી, કોઈ તેવા લાયકને અર્પણ કરવું જોઈએ તેમ ધારી જ્ઞાતિશિરોમણી નામદાર પાટડી દરબારશ્રી સૂર્યમલજી સાહેબને સંપૂર્ણ માન ભરી લાગણીથી સવિનય સમર્પણ કરવામાં આવ્યું છે. જ્ઞાતિસમૂહમાંથી, મુશ્કેલીઓ વચ્ચે, શોધી શોધી સાધનો એકત્ર કરી, મિત્રોની સહાયથી આજે તૈયાર કરેલ પુસ્તકે પોતાના હેતુને કેટલા દરજ્જે સાધ્ય કર્યો છે તે નિરીક્ષણ કરી નક્કી કરવાનું કામ કદરદાન કૂર્મી ક્ષત્રિયોનું છે. મને દઢ શ્રદ્ધા છે કે મારા અલ્પ પુરુષાર્થમાંથી વાચક બન્ધુને જાણવા જેવું સઘળું નહિ તો, કાંઈ ને કાંઈ પણ અગત્યનું પ્રાપ્ત થશે જ; ઉપરાંત જ્ઞાતિસમાજમાં લાંબા વખતથી ઘર કરી બેઠેલા અનિષ્ટ રિવાજોનાં મૂળતત્ત્વોને નિર્મૂળ કરવામાં મારા આ પુરુષાર્થે પણ અગત્યનો ભાગ ભજવ્યો છે તેવું જનસમૂહને પ્રતીત થશે, તો હું મારા કાર્યમાં કૃતકૃત્ય થયો માની સંતોષ પામીશ.

જે સજ્જનોએ આગળથી ગ્રાહક થઈ મારા ઉત્સાહને ઉત્તેજવાનું કાર્ય કર્યું છે તેમનો આભાર માની તેમનાં નામ પુસ્તક સાથે બહાર પાડવામાં આવ્યાં છે.

છબીઓ ઉત્તમ રીતે જલદીથી તૈયાર કરી આપવામાં વખણાયેલા "લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ પ્રેસ (ભાયખલા-મુંબઈ)"ના બાહોશ અને માયાળુ મૅનેજર સાહેબ રા. બળવંતરાય ત્રિવેદીએ મને જે સગવડ કરી આપી છે તે માટે હું તેમનો આભાર માનું છું.

આગાઉથી થયેલ ગ્રાહકોની તથા જ્ઞાતિસમૂહની, લાંબા વખતની પ્રસ્તુત પુસ્તક વાંચવાની લાલસાને વધારે વખત લંબાવવી ઈષ્ટ ન ધારી, અનેક અગવડો વચ્ચે, પાછળથી તેને ઉતાવળ કરી પૂરું કરાવવામાં મારા સાહિત્યરસજ્ઞ મિત્ર શ્રી મગનલાલ ગોવિંદલાલે જે કીમતી મદદ કરી છે તે ખાતે હું તેમનો ઓછો આભારી નથી. ઉપર્યુક્ત વ્યવહારુ અને કેટલીક અણધારી અડચણો વચ્ચે પુસ્તક ઘણી ઉતાવળથી તૈયાર કરવામાં આવ્યું છે, તેથી વાચકવર્ગને જ્યાં જ્યાં દોષ પ્રતીત થાય ત્યાં ત્યાં તે હંસ માફક સારગ્રાહી દૃષ્ટિથી જોઈ ક્ષમા કરશે અને મને યોગ્ય સૂચનો કરશે તો તે પ્રતિ પૂર્ણ માનની લાગણીથી ધ્યાન આપી, બીજી આવૃત્તિમાં સુધારો કરવા ચૂકીશ નહિ. "હે પ્રભુ ! મારા આ અલ્પ પુરુષાર્થથી અજ્ઞાન જ્ઞાતિબંધુઓના હૃદયપ્રદેશમાં જ્ઞાનનો અપૂર્વ પ્રકાશ ઉત્પન્ન કરો" તેવી અંતિમ યાચના કરી અત્ર વિરામવામાં આવે છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

**પુરુષોત્તમભાઈ લ. પરીખ**



# ભૂમિકા

**ધર્માર્થકામમોક્ષાણામુપદેશસમન્વિતમ્ ।**
**પૂર્વવૃત્તકથાયુક્તમિતિહાસં પ્રચક્ષતે ॥**

"ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ (પુરુષાર્થ)ના ઉપદેશયુક્ત, પૂર્વે બનેલી કથાઓએ યુક્ત જે હોય તેને ઈતિહાસ કહે છે."

**— વાચસ્પત્ય બૃહદભિધાન**

મનુષ્ય માત્રની પ્રવૃત્તિ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પદાર્થ સંપાદન કરવા તરફ રહેલી છે, પરંતુ પરબ્રહ્મનું જ્ઞાન સંપાદન કર્યા સિવાય, જીવનના સાફલ્ય રૂપ મોક્ષ પ્રાપ્ત થઈ શકતો નથી. ધર્મપરાયણ થવા સિવાય તત્ત્વજ્ઞાન સિદ્ધિ મેળવી શકાય નહિ. એટલા માટે જગતની દરેક પ્રજા - પછી તે આર્ય, ખ્રિસ્તી, મુસલમાન, યહૂદી કે ગમે તે હોય પરંતુ તે પ્રત્યેક - ધર્મને માને છે. ઈતિહાસ અને પુરાણો ઉપરથી જણાય છે કે પ્રાચીન કાળમાં રોમન, ગ્રીક અને ઈજિપ્તના લોકો વૈદિક દેવોનું પૂજન કરતા, તેમ જ ઈરાન, ચીન અને જાપાનની પ્રજા પરબ્રહ્મનું જ્ઞાન ધરાવનારી-તત્ત્વજ્ઞાની હતી, જે ઉપરથી કહી શકાય કે ધર્મનું મૂળ 'વેદ' છે. કાળે કરીને દરેક પ્રકારની વસ્તુસ્થિતિ બદલાય છે; ઉત્પત્તિ અને લય, ચઢતી અને પડતી થયા જ કરે છે. કુદરતના તે અબાધિત નિયમને કાબૂમાં રાખવા પરમાત્માની દૈવીશક્તિ સિવાય અન્ય કોઈ સમર્થ નથી. કળિયુગના આરંભે થયેલા મહાભારત યુદ્ધમાં ઘણાંખરાં ક્ષત્રિયકુળોનો સંહાર થઈ ગયો, માત્ર કેટલાક બાળક અને ભીરુ ક્ષત્રિયો બચ્યા હતા, તો પણ ક્ષત્રિયવર્ણનું પ્રાચીન ગૌરવ ત્યાર પછી બે હજાર વર્ષ જેટલા લાંબા સમય સુધી ટકી રહ્યું હતું. પાછળથી મગધ દેશના ઉગ્ર* રાજાઓની સત્તા બળવત્તર થઈ પડી અને બ્રાહ્મણોએ તેમને વૈદિક સંસ્કારો આપવામાં આનાકાની કરવાથી બ્રાહ્મણ વર્ણ રાજદૃષ્ટિએ તિરસ્કારગ્રસ્ત થઈ પડી, જેથી બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણમાં વૈમનસ્ય ઉત્પન્ન થયું. કાર્ય



* ક્ષત્રિયથી શૂદ્રકન્યાના પેટે જન્મેલા.

સંવિભાગ્ય વર્ણાશ્રમવ્યવસ્થા, જે પરાપૂર્વથી રચાઈ હતી તેમાં પણ અવ્યવસ્થા પેઠી અને બ્રાહ્મણો જ વૈદિક સંસ્કારોને વળગી રહ્યા. ગૌતમ બુદ્ધે સર્વમાન્ય સામાન્ય ધર્મની સ્થાપના કર્યા પછી વૈદિક ધર્મ બંધ પડ્યો, એટલે ચંદ્રગુપ્ત અને અશોક આદિના રાજઅમલમાં બૌદ્ધ ધર્મ રાજધર્મ તરીકે સ્વીકારાયો હતો.

બુદ્ધના નિર્વાણ પછી મહાવીર આદિ જૈનધર્મના પ્રવર્તકો થયા. તેમણે પણ સનાતન ધર્મનું ખંડન અને વર્ણાશ્રમનો ઉચ્છેદ વાળવાના જ પ્રયત્નો આદર્યા. કુમારપાળ વગેરે રાજાઓએ તેને સંપૂર્ણ ટેકો આપ્યો અને કેટલાક વખત સુધી બૌદ્ધ અને જૈન ધર્મ વચ્ચે સ્પર્ધા ચાલી. પરંતુ થોડા વખતમાં શ્રીમાન્ આદિ શંકરાચાર્ય થયા અને તેમણે ધર્મની મર્યાદા બાંધી, આર્યપ્રજાને સદાચારમાં પ્રવર્તાવી વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કર્યો, તેથી પરમાત્માના અવતારરૂપ આદિગુરુ શંકરાચાર્યને આચાર્યની પદવી આપવામાં આવી. તેમના નિર્વાણ પછી વિભિન્ન નવા સંપ્રદાયો થયા અને તે દરેકના આચાર્યોએ દીક્ષા, મંત્રો, પૂજા, નામસ્મરણ વગેરે બાબતના ભિન્ન ભિન્ન વિચારો દર્શાવ્યા અને કાળે કરીને પંથ કે માર્ગના બહાને જુદા જુદા વાડાઓ બંધાયા. આ પ્રમાણે બૌદ્ધ અને જૈનધર્મીઓના ઝઘડાઓથી શરૂ થઈ ૧૩મા સૈકાના અંત સુધી અને ત્યાર પછી મુસલમાની રાજઅમલ થયો ત્યારે કેટલાક જુલમી રાજાઓએ આર્યપ્રજાને વટલાવી ઈસ્લામધર્મ સ્વીકારાવવાનો પ્રયત્ન કર્યો, એટલે સામાન્ય ધર્મમાં પણ આપદ્‌ધર્મ આવી પડ્યો. મુસલમાની રાજ્યની અંધાધૂંધી અને અરાજકતા મટી, ના. બ્રિટિશ સરકારનો શાંતિમય સમય પ્રાપ્ત થયો ત્યાં સુધીમાં તો પોતાનું તન અને ધન સંભાળવાના જોખમમાં મુકાયેલી આર્યપ્રજાના આચારવિચારમાં સમાનતા રહી શકી નહિ, જેથી મહાન ફેરફાર થયેલો એ જણાય છે કે આચાર, વિચાર, વેશ અને દેશ પરત્વે ચતુર્વર્ણી આર્યપ્રજા જુદા જુદા ભાગોમાં વહેંચાઈ ગઈ ત્યારે ચાર જાતિની ચોરાશી નાત અને તેની પણ પેટાજ્ઞાતિઓ ઉત્પન્ન થઈ.

ધર્મભેદની અસહિષ્ણુતા પ્રાચીન સમયથી ચાલી આવે છે. આપણા દેશમાં જ્યારે બુદ્ધ અને આચાર્યો જન્મ્યા ત્યારે અન્ય દેશોમાં પણ પયગમ્બરો થયા. તેમણે અનેક દેવદેવીઓ અને ફિરસ્તાઓની ઉપાસનાઓ ચલાવી. યુરોપ ખંડમાં, મકદુનિયા અને આસિરીયાનાં મહારાજ્યોના

સમયમાં ચાલતું દેવોનું પૂજન-અર્ચન મટી ગયું. તે રાજ્યો પડી ભાંગ્યા પછી ગ્રીસ દેશની સત્તા સર્વોપરી થઈ. તે પ્રજાએ પણ સૉક્રેટિસ નામના તત્ત્વવેત્તાને ઉપદેશ આપતો અટકાવવા ઝેર આપ્યું અને તેના અનુયાયીઓ ઉપર જુલમ વર્તાવ્યો. ગ્રીસનું રાજ્ય પડી ભાંગી રોમનું મહારાજ્ય સ્થપાયું. ઈસુ ખ્રિસ્તના જન્મ પછી ખ્રિસ્તી અને યહૂદી પ્રજા વચ્ચે ભયંકર દાવાગ્નિ સળગ્યો, તેમાં સેંકડો માણસોના જાનની ખુવારી થઈ અને ખ્રિસ્તી ધર્મના ઉપદેશક પયગમ્બર ઈસુ ઉપર યહૂદીઓએ અનેક પ્રકારની ક્રૂરતા વાપરી, તો પણ ખ્રિસ્તીઓ પાછા હઠ્યા નહિ અને આખા યુરોપ ખંડમાં તે ધર્મ ફેલાયો. પાછળથી ખ્રિસ્તી ધર્મમાં પણ મતભેદ પડ્યો, રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ નામે શાખાઓમાં વિગ્રહ ચાલ્યો. પરંતુ લાંબા સમય સુધી રોમન કેથોલિકના ધર્મગુરુ પોપની સત્તા સર્વોપરી કાયમ રહી. ઈ.સ. ૧૫૦૯માં રાજા હૅનરી આઠમો ઈંગ્લૅન્ડની ગાદીએ બેઠો. તેને અને પોપને અણબનાવ થવાથી રાજાએ પ્રોટેસ્ટન્ટ ધર્મ સ્વીકાર્યો. વળી, જે જે માણસોએ તેનો હુકમ માન્ય કર્યો નહિ તેવા હજારો રોમન કેથોલિકોને જીવતા ને જીવતા સળગાવી દીધા. ઈ.સ. ૧૫૫૩માં રોમન કેથોલિક મતને અનુસરનારી મેરી નામે રાણી ગાદીએ બેઠી. તેણે તેથી ઊલટી રીતે, પ્રોટેસ્ટન્ટ ધર્મને અનુસરનાર નિર્દોષ સ્ત્રીઓ, પુરુષો અને બાળકોને સળગાવી દેવાનો ઉદ્યમ આદર્યો. આ પ્રમાણે ધર્મની અસહિષ્ણુતાને લીધે માણસોને જીવતાં બાળી નાખવાની યુરોપ ખંડમાં ચાલેલી કતલ છેલ્લાં બસો વર્ષ થયાં બંધ પડી. આ તરફ આપણા દેશમાં, ઉપર જોઈ ગયા તે પ્રમાણે, ચતુર્વર્ણી આર્યપ્રજા સેંકડો જ્ઞાતિઓની રચનામાં પરિણામ પામી છે.

ના. બ્રિટિશ સરકારનો રાજઅમલ સ્થપાયા પછી શોધક બુદ્ધિનો જમાનો પ્રવર્ત્યો છે. આખી દુનિયાની પ્રજા અર્થશાસ્ત્ર અને વિજ્ઞાનાદિનું અધ્યયન કરી, અન્ય દેશોમાંથી ધન હરણ કરી લાવવા અને પોતાની સત્તા જમાવવા, સકળ પ્રકારના વિનાશક પ્રયોગો આદરી બેઠી છે, જ્યારે ભરતખંડની રાજનિષ્ઠ પ્રજા - હિન્દુ - મુસલમાનની જુદી જુદી કોમો - પોતાની પ્રાચીન મહત્તા પ્રાપ્ત કરવા, કેળવણીના પ્રયોગો દ્વારા ધર્મપરાયણ થવામાં પ્રવૃત્ત થયેલી જણાય છે; એટલે કયા દેશની પ્રજા આગળ વધે છે તેનો નિશ્ચયાત્મક ખુલાસો આપણા જેવા રાગદ્વેષયુક્ત મનુષ્યોથી થઈ

શકે તેમ નથી. દીર્ઘદષ્ટિ આર્યોનું મુખ્ય કર્તવ્ય એ જ હોવું જોઈએ કે અયુક્ત મર્યાદિત ભેદો ઘટાડી, પૃથકતા મટાડવાના યત્નોમાં સંમત થવું અને પ્રત્યેક જાતિએ પોતાની પેટાજાતિને ભેળવી દઈ વર્ણાશ્રમધર્મ સ્થાપિત કરવો જોઈએ. ધર્મો રક્ષતિ રક્ષિતઃ । આર્યપ્રજાની કેટલીક સંસ્થાઓનું તે તરફ લક્ષ ખેંચાયું છે; અને કણબી કોમ પણ કેટલાંક વર્ષો થયાં અધર્મયુક્ત રિવાજોનો ત્યાગ કરી સશાસ્ત્ર સ્વધર્મે વહન કરવા ઉત્સુક બની છે. પરંતુ શારીરિક તેમ જ માનસિક ઉન્નતિના આધારરૂપ બ્રહ્મચર્યનું પાલન કરવાને બદલે, "દશ દશ વર્ષે જ લગ્ન થઈ શકે અને ૪૫ દિવસની ઉંમર સુધીનાં બાળકોને તો પરણાવી જ દેવાં જોઈએ, નહિ તો કુળદેવી કોપાયમાન થાય" એવી ધર્મના બહાને અંધશ્રદ્ધા જે જ્ઞાતિ-પ્રદેશમાં ઘર કરી બેઠી હોય અને ફરજિયાત રીતે છ છ મહિનાનાં બાળકોને પરણાવી દેવાની અને દશબાર વર્ષના બાળકોને વ્યવહારમાં જોડી દેવાની પ્રથા પડી ગઈ હોય તે જ્ઞાતિનો ઉદ્ધાર થવો કેટલો મુશ્કેલ છે, તેમ જ સુધારકોનો અને જમાનાના આયુષ્યનો કેટલો ભોગ આપવાની જરૂર છે તે સમજવું મુશ્કેલ નથી.

વૈદિક કે અવૈદિક, ધર્મ કે ઢોંગ - ગમે તે હોય, પરંતુ એક વખતે ધર્મ સમજીને અમુક પ્રકારના આચારવિચાર કે રીતરિવાજો મુકરર કર્યા પછી અને વળી સેંકડો વર્ષ સુધી તેની અંધપરંપરા ચાલ્યા પછી તે કેવા દઢીભૂત થાય છે અને ધર્મનું ઝનૂન કેવું બળવત્તર હોય છે તે આપણે ઉપર જ જોઈ ગયા છીએ. છેલ્લાં ૭૫ વર્ષો થયાં આદ્યસુધારક રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરીએ પોતાનાં તન, મન અને ધનના ભોગે કડવા કણબીની ઉન્નતિ માટે ભગીરથ પ્રયત્નો ઉઠાવ્યા છે. વળી, તે રાજદ્વારી પુરુષે પોતાની દરેક લાગવગનો ઉપયોગ કરી, પોતાના અવસાન પર્યન્ત - ૪૫ વર્ષ સુધી - સુધારાની હિલચાલ કાયમ રાખી છે; અને પાંચ-સાત વર્ષ થયાં જુદા જુદા ભાગમાં વસતા કડવા બન્ધુઓ તરફથી સુધારાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું છે, તો પણ વંશપરંપરાના અકુદરતી-બનાવટી સંસ્કારો કડવા જ્ઞાતિબંધુઓના મગજમાંથી દૂર કરવા માટે તેમને માનસિક કેળવણી આપવાની કેટલી અનિવાર્ય આવશ્યકતા છે તે આ કોમના અભ્યાસીઓની જાણ બહાર નથી. ભાટ-ચારણાદિની વાતો અને ગામગપાટા ઉપર માની લેવાયેલી ઉત્પત્તિ તેમ જ પ્રચલિત લગ્નપદ્ધતિનું ધાર્મિક (?) મનાયેલું બંધન અને તે સાથે અંકાયેલા રીતરિવાજો નષ્ટ થાય, પોતાના વડીલોએ સંપાદન કરેલી કીર્તિ જોઈ હાલની તેમ જ ભવિષ્યની પ્રજાના અંતરમાં નવીન

અજવાળું પડે, તેમના આચારવિચાર ઉચ્ચ શ્રેણીના બંધાય વગેરે આશયો રાખી લેખકે પુસ્તકને "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ" એવું અભિધાન આપ્યું છે.

ઉત્પત્તિ અને ઈતિહાસનો પ્રદેશ જુદા પ્રકારનો છે તો પણ ઈતિહાસનું મૂળતત્ત્વ ઉત્પત્તિ છે, જેથી કોઈ પણ જ્ઞાતિના ભૂતકાળનો ઈતિહાસ તેની ઉત્પત્તિથી શરૂ થાય છે. પ્રાચીન આર્યોને ઈતિહાસ શ્રીમદ્ ભાગવતાદિ પુરાણો અને મહાભારતાદિ ઐતિહાસિક ગ્રંથોમાંથી ત્રુટક ત્રુટક મળી આવે છે; પરંતુ અમુક જાતિ અથવા રાજવંશનો ક્રમશઃ ઈતિહાસ શોધવા બેસીએ તો તે કોઈ પણ ગ્રંથોમાંથી મળી શકે તેમ નથી અને તેવા ગ્રંથો ઉપલબ્ધ થવા તે પણ અસંભવિત છે. ઐતિહાસિક આધારો વડે જે કાંઈ મળી આવવાનો સંભવ છે તે એ જ કે, ચતુર્વર્ણમાંથી ઊતરી આવેલી અમુક જ્ઞાતિ કયા ઋષિ, રાજા અથવા મૂળપુરુષમાંથી ઊતરી આવી છે તેની માત્ર રૂપરેખા જ દોરી શકાય. આ પુસ્તકનો હેતુ કડવા કણબી જ્ઞાતિના જ્ઞાનપ્રદેશમાં વિચરવાનો હોવાથી તેને અનુસરીને જ ઐતિહાસિક આધારો મેળવવાનો પ્રયાસ થયેલો જણાશે, તો પણ કૂર્મી ક્ષત્રિયની જુદી જુદી જ્ઞાતિઓના ઈતિહાસોનો સમૂહ એકત્ર કરી, ભવિષ્યનો વિદ્વાનવર્ગ સમસ્ત જાતિ-વર્ણના ઈતિહાસનું રેખારૂપ દર્શન એક જ પુસ્તકમાં કરાવી શકશે એવી આશા રાખવી એ તદ્દન નિરર્થક તો નહીં જ ગણાય.

ઉત્તર હિન્દુસ્તાનમાંથી નીકળેલી આર્ય ટોળીઓ દેશના જુદા જુદા ભાગોમાં આવીને વસી અને આચાર, વિચાર કે સ્થળ પરત્વે સમાન જાતિવાળા જે જે સમૂહને એકબીજાના વિચારો સાથે મળતાપણું જણાયું તે તે સમૂહનાં જ્ઞાતિરૂપી બંધારણો ઘડાયાં. તે વખતનો લાભ લઈ ભાટ-ચારણાદિ સંજ્ઞાધારક જ્ઞાતિએ આર્યપ્રજાની જાતિ અને ઠામનું વિસ્મરણ ન થઈ જાય તે માટે ઐતિહાસિક વૃત્તાંતો લખવાનો ઉદ્યોગ શરૂ કર્યો. તેમની આ સમયસૂચકતા જનસમાજના આદરને પાત્ર ઠરી અને વહીવંચાના ઉપનામથી તેઓ ઓળખાવા લાગ્યા. તેમના આ પરોપકારી ઉદ્યોગના બદલામાં, કુટુંબવાર હકીકતો લખવાની પ્રથા શરૂ થવાથી, જુદાં જુદાં કુટુંબો તરફથી તેમને આવક થવા લાગી. જેમના તરફથી જેટલા પ્રમાણમાં દાન મળ્યું તેટલા જ પ્રમાણમાં તેમના યશ ગાવાની કુટેવના તેઓ ભોગ થઈ પડ્યા અને પોતાની લાગવગ સજ્જડ કરવાના ઈરાદે

અતિશયોક્તિની હદ રાખી નહિ; એટલું જ નહિ પરંતુ યુક્તિપ્રયુક્તિથી કેટલીક કપોલકલ્પિત વાતો પોતાના ચોપડાઓમાં લખી કાઢી. આ વહીવંચાઓએ પોતાનું લખાણ ઘણા જ પ્રાચીન કાળનું છે તેવું દેખાડવાને માટે દરેક જ્ઞાતિની ઉત્પત્તિ વિષે જે અકુદરતી-અમાનુષી વાર્તાઓ ચલાવી છે તે 'ગુજરાત સર્વસંગ્રહ' જેવાં પુસ્તકો ઉપરથી પણ જોઈ શકાય છે. પ્રાચીન શોધખોળો કરી સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ લખનાર ડૉ. ભગવાનલાલ ઈંદ્રજી પંડિતે આ વહીવંચા કે બારોટોનું પોકળ ખુલ્લું પાડ્યું છે અને તેમના સહાધ્યાયી સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્યે જણાવ્યું છે કે, "ભાષા-કવિતાના સારા ગ્રંથો અને ભાટ લોકોના ચોપડા ઈતિહાસનાં સાધનભૂત મળે છે ખરાં, તથાપિ તેમાં ઈતિહાસ કરતાં અતિશયોક્તિવાળાં વર્ણન તરફ વધુ વલણ હોય છે. વળી, તેમાં કેટલાંક નામ કલ્પિત બનાવી પ્રાચીન સમય સુધી લઈ જવામાં આવ્યાં હોય છે કે જેનાં વર્ષ મેળવતાં તેની કૃત્રિમતા તરત માલૂમ પડી આવે છે. એટલે કે પણ ઈતિહાસની બાબતમાં ખરો ભરોંસો રાખવા લાયક ન ગણાય." વહીવંચાઓની આ વર્તણૂકથી કડવા કણબી કોમને વિશેષ નુકસાન થયું છે. માટીનાં પૂતળાંમાંથી તેમણે કલ્પેલી ઉત્પત્તિ અને કુળદેવી ઉમાએ નિર્માણ કરી આપેલી (?) તેમની લગ્નપદ્ધતિ - એ ઉલ્લેખો આપણા વડીલોનાં પવિત્ર હૃદયમાં એવા તો સજ્જડ ભરાઈ બેઠા છે કે તે દૂર કરવાને હજી પણ કેટલાંક વર્ષો જોઈશે. આવી ગપગોળાષ્ટક ઉત્પત્તિ લખવાની અંધપરંપરા અત્યાર સુધી ચાલી આવી છે; એટલે જે જે લેખકોએ તત્સંબંધી જે જે ઉલ્લેખો કર્યા છે તે દરેકનો પહેલા ખંડમાં જ સમાવેશ કરી તેની સમાલોચના કરવામાં આવી છે.

કણબીના મૂળપુરુષ કૂર્મઋષિની ઉત્પત્તિ આપી, કણબી તે જ કૂર્મી છે - ક્ષત્રિય છે - એવું શાસ્ત્રોક્ત તેમ જ ઐતિહાસિક લેખોના આધારે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આમ આ કોમનું ઐતિહાસિક રેખારૂપ દર્શન બીજા ખંડથી શરૂ થાય છે. બાહ્ય દૃષ્ટિથી એવું જણાશે કે કૃષિપરાયણ કડવા કણબી 'વૈશ્ય' હોવા જોઈએ, પરંતુ વાસ્તવિક રીતે આ કોમ ક્ષત્રિય છે તેવું પુસ્તકના અધ્યયનથી જાણી શકાય છે; છતાં તે શંકાના સમાધાન તરીકે, આ કોમ ક્ષત્રિય છે તેના સમર્થનમાં બે શબ્દો અત્રે કહેવામાં આવે તો તે અસ્થાને ગણાશે નહિ.

મહાભારતના કાળ પછી ચતુર્વર્ણ અને વ્યવસ્થાનો લોપ થઈ જવાથી વેદ ભણવો-ભણાવવો વગેરે બ્રાહ્મણનું કર્તવ્ય માત્ર નામનું જ રહ્યું. પ્રજાનું રક્ષણ કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો, સંસારના વિષયો પર આસક્તિ રાખવી નહિ વગેરે ક્ષત્રિયનું, તેમ જ પશુઓનું પાલન કરવું, વ્યાપાર કરવો, વ્યાજવટાવનો ધંધો કરવો, ખેતીવાડી કરવી વગેરે જે વૈશ્યને માટે નિર્માણ થયેલાં કર્મો હતાં તેની વ્યવસ્થા રહી શકી નહિ. મૂલો નાસ્તિ કુતો શાખા ? - એ ન્યાયે, વર્ણાશ્રમ ધર્મનો જ લોપ થઈ ગયો, ત્યાં નિયામક કર્મપરાયણતા સંભવે જ ક્યાંથી ? અત્યારે બ્રાહ્મણ વૈશ્યાદિનું, તેમ જ ક્ષત્રિય કે વૈશ્ય બ્રાહ્મણ-શૂદ્રાદિને માટે નિર્માણ થયેલાં કર્મો કરે છે, એટલે બ્રાહ્મણો બ્રાહ્મણ મટી વૈશ્ય, અથવા ક્ષત્રિયો કે વૈશ્યો બ્રાહ્મણ અથવા શૂદ્ર છે એવું કહી શકાય નહીં. કાળે કરીને નિયામક કર્મનું પરિવર્તન થઈ ગયું છે, પરંતુ આપદ્ ધર્મ તરીકે ક્ષન્તવ્ય ગણાવું જોઈએ એવો શાસ્ત્રકારોનો મત છે. આપણી જાતિઓ લૌકિક નહિ પરંતુ શાસ્ત્રીય મનાય છે, કારણ કે તે આજન્મ જણાય છે અને તે ગુણકર્માનુસાર નથી. યજુર્વેદમાં નીચે પ્રમાણે વર્ણોત્પત્તિ કહી છે :

**બ્રાહ્મણોડસ્ય મુખમાસીદ્‌બાહૂ રાજન્યઃ કૃતઃ ।**
**ઉરુ તદસ્ય વૈશ્યઃ પદ્‌ભ્યાં શૂદ્રો અજાયત ॥**

"પરમાત્માના મુખમાંથી બ્રાહ્મણ, બાહૂમાંથી ક્ષત્રિય, સાથળમાંથી વૈશ્ય અને ચરણમાંથી શૂદ્ર જાતિ ઉત્પન્ન થઈ છે."

ઉપર્યુક્ત શ્રુતિઆજ્ઞાનુસાર કહી શકાય છે કે જે વખતે જાતિ બંધાઈ ત્યારે મૈથુની સૃષ્ટિ નહોતી. જાતિ ઉત્પન્ન થયા પછી દરેકને માટે પૃથક્ પૃથક્ કર્મો નિયામક થયેલાં છે. સ્મૃતિકારોએ પણ સમાન જાતિની સ્ત્રીમાં સમાન જાતિના પુરુષથી ઉત્પન્ન થયેલી પ્રજાને માતાપિતાની જાતિ કે વર્ણની કહી છે; અને ત્યાર પછી સંસ્કારોનો વિધિ વર્ણાનુસાર નિર્માણ કર્યો છે. આ સઘળાનું વ્યક્તવ્ય એ છે કે, દરેક મનુષ્યમાં વર્ણાનુસાર - બીજરૂપે - ગુણો ઊતરી આવે છે; ગુણ જાતિને પેદા કરતા નથી. માટે કૃષિકર્મને લઈને વૈશ્યના ગુણ આ કોમમાં આવ્યા હોય તો પણ તે વૈશ્ય છે એવું ઠરતું નથી. શાસ્ત્રોથી ભિન્ન મત બાંધી સ્વેચ્છાએ - ગુણકર્મથી જાતિ ઉત્પન્ન થાય છે એવું માનવામાં આવે તો, જાતિ એવું નામ જ રહેશે નહિ; તો તો હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યહૂદી વગેરે

દરેકનો  એક જ વર્ણમાં સમાવેશ થઈ જાય. વળી, આ પ્રમાણે થવાથી વ્યવહારમાં મોટો વિરોધ આવી પડે, તદુપરાંત વેદશાસ્ત્રો પણ જુઠ્ઠાં જ પડે. આપણી જાતિ અથવા વર્ણ પ્રત્યક્ષલક્ષણાં નથી, પરંતુ સ્મરણલક્ષણા છે; એટલે આ કોમ ક્ષત્રિય છે એવું તેની રાજદ્વારી પ્રવૃત્તિ ઉપરથી તરત જ જણાઈ આવે છે. શારીરિક શક્તિ, હૃદયબળ, એકનિષ્ઠા, ઉદારતા, રાજભક્તિ, દુરાગ્રહ, હઠ, ભોળપણ અને સ્વાત્મબળે જીવન ગુજારવાના પ્રધાનતઃ ક્ષાત્ર ગુણોવાળી આ કોમ પોતાના જ બાહૂબળે વ્યવહાર ચલાવવાના ગુમાનમાં કૃષિપરાયણ થયેલી છે, તો પણ ક્ષાત્ર ગુણો જેવા ને તેવા જ કાયમ રહ્યા છે; એટલે સામાન્ય અક્કલથી પણ જાણી શકાય છે કે આ કોમ ક્ષત્રિય છે. પ્રાચીન ગુજરાતમાં આ કોમે પ્રવેશ કર્યા પછી તેના રીતરિવાજો પૈકી લગ્નપદ્ધતિનું જે નવીન સ્વરૂપ ઉત્પન્ન થયું છે, તત્સંબંધી આ બીજા ખંડના છેલ્લા પ્રકરણમાં લેખકે ઐતિહાસિક દૃષ્ટિએ તેની ઉત્પત્તિ વર્ણવી પોતાનો અભિપ્રાય જણાવેલો હોવાથી વિશેષ કહેવાનું રહેતું નથી.

અણહિલપુરના રાજઅમલથી શરૂ થતી આ કોમની જાહોજલાલીથી માંડી મુસલમાન અને પેશ્વાના રાજઅમલમાં પોતાનું વીરત્વ દાખવી તેણે રાજ્ય પ્રાપ્ત કર્યું ત્યાં સુધીનો ઈતિહાસ ત્રીજા ખંડમાં આવી જાય છે. ગુજરાતના વેરાન પ્રદેશને નવપલ્લવ બનાવવામાં કાર્યભૂત થઈ પડેલી રાજભક્ત પ્રજાનો ગુજરાતની રાજસત્તાને મોટો આધાર હતો અને ત્યારબાદ મુસલમાન, ગાયકવાડ કે પેશ્વાની જે જે પ્રસંગે ગુજરાત ઉપર સત્તા હતી તે તે પ્રસંગે તેમની અણીના વખતે આ ક્ષત્રિય કોમના વીરપુરુષોએ રાજ્યની જે સેવા ઉઠાવી છે તેનો જોઈએ તેવો બદલો મળી શક્યો નથી, તોપણ કાઠીઆવાડ - ઝાલાવાડના કુલ સત્તાધિકારી આપણા વીરપુરુષોએ પોતાને મળેલી જાગીર ઉપરાંતનું એક પણ ગામ બથાવી નહિ પડતાં, અરાજકતાના સમયે પોતાના રક્ષણ તળેનો મુલક સાચવી રાખી, અધિકાર પરત્વે સર્વમાન્ય સત્તાને હસ્તક કરવામાં લેશ પણ ઊણપ આવવા દીધી નથી. પોતાના રક્ષણ તળે મુકાયેલા કાઠીઆવાડના રાજાઓ તેમ જ પાદશાહત એ બેઉના મધ્યસ્થ રહીને બંને પક્ષોનું હિત સાચવવામાં જરા પણ લોભ કર્યો નથી, તે આ કોમમાં ઊતરી આવેલા ક્ષાત્ર ગુણો  પૈકી ઉદારતાના પ્રધાન ગુણની પ્રતીતિ આપે છે અને ઈતિહાસની તવારીખો સાથે એ ગ્રંથાયેલી જ રહેશે.

આપણી સાંસારિક પરિસ્થિતિએ આ પુસ્તકનો લગભગ અરધો ભાગ રોક્યો છે. ઉચ્ચ રહેણીકરણી અનુસાર કુળો બંધાયા પછી કુલીનતા કુટિલતા રૂપે પ્રવર્તી. જ્ઞાતિનાં બાળકોની જ નહિ, પરંતુ સમસ્ત જ્ઞાતિની સ્થિતિ કફોડી થઈ પડેલી તે વખતે અનિષ્ટ રીતરિવાજો દૂર કરી, જ્ઞાતિનો ઉદ્ધાર કરનાર પુરુષોએ સુધારાના ક્ષેત્રમાં અદ્યાપિપર્યંત જે કાર્ય કર્યું છે તેનો ક્રમશઃ ઈતિહાસ ચોથા ખંડમાં આવી જાય છે. જમીનજાગીરો મેળવી શ્રીમંત થયેલો દેસાઈ પટેલ વર્ગ અને વેપાર-ઉદ્યોગ કરી સમૃદ્ધ બનેલો શહેરી વર્ગ કુળવાન ગણાયો; જ્યારે તે બે વર્ગ સિવાયનો જ્ઞાતિનો મોટો ભાગ પોતાની આર્થિક સ્થિતિ સુધારી શક્યો નહિ અને પછાત રહ્યો. મોટાના પગલે ચાલવાની ઉત્કંઠા દરેક જણને થઈ આવે છે, તેમ આ પછાત વર્ગે પણ પોતાની સ્થિતિ સુધરતી ગઈ તેમ તેમ દેસાઈ પટેલોમાં પણ જેઓ જાગીરદાર હોય તેમને જ પોતાની પુત્રીઓ આપવાનું પસંદ કર્યું અને એટલેથી જ અટક્યા નહિ, પરંતુ દેસાઈઓ કરતાં પણ મોટાઈ મેળવવાની લાલસાએ ઉચ્ચ કુળવાનોને પોતાની કન્યાઓ આપવાની સ્પર્ધા અટકાવી શક્યા નહિ, જેથી કુલીનવર્ગના પૂજકોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ ચાલી. પરિણામ એ આવ્યું કે પુત્રીનો જન્મ આફતરૂપ મનાવા લાગ્યો અને તેમને ઉછેરવા તરફ બેદરકારી વધી ગઈ; જ્યારે બીજી તરફથી પછાત વર્ગને કન્યાઓની તાણ પડી, છોકરા કુંવારા રહેવા લાગ્યા, એટલે પુત્રીનાં ગરીબ માબાપો લગ્નખર્ચ તરીકે પુત્રના બાપ પાસેથી પૈસા માગવા લાગ્યાં. પુત્રીના બાપને પૈસા આપવા છતાં જ્યારે પુત્ર માટે કન્યા મળી શકતી નહિ, ત્યારે પછાત વર્ગે પોતાની કન્યાઓ બહાર આપવી નહિ એવા ઠરાવો કરી ગોળ બાંધ્યા. બાપદાદાના પગલે ચાલવાની રૂઢિના પાલક દેસાઈ પટેલો ગોળ બંધાયા પછી અગવડમાં આવી પડ્યા - કન્યાઓ લાવવી ક્યાંથી ? તે સમયે બાળકીહત્યા અંગે કાયદો થયો અને આદ્યસુધારકે કડવા કોમને તે લાગુ કરાવ્યો. બીજી તરફથી પાટડીના પ્રાતઃસ્મરણીય સ્વ. દરબારશ્રી જોરાવરસિંહજીએ પણ જ્ઞાતિની સ્થિતિ સુધારવા ખાસ લક્ષ આપ્યું અને જુદા જુદા વિભાગોમાં વસતા જ્ઞાતિબંધુઓનો પોતાના પાટનગરમાં - દરબારમાં મેળાવડો કર્યો. સમસ્ત જ્ઞાતિએ મળી સુધારાના ઠરાવો કર્યા, પરંતુ મુખ્યત્વે કરીને આઠીઆ કુલીનવર્ગે કોઈ પણ પ્રકારના નિયમો પાળ્યા જ નહિ, તેમ જ દેસાઈ પટેલોએ પણ બાપદાદાના સન્માર્ગે ચાલવાની શાસ્ત્રાજ્ઞાનો અનર્થ કરી

તેમના પ્રથામાં જ પગ મૂકવાનું કાયમ રાખ્યું - ચાંલ્લા આપવાનું અને પછાત વર્ગ પાસેથી જાન-તાયફા સુદ્ધાંનાં ખર્ચ લેવાનું તજી દીધું નહિ; એટલે સુધારાની કાંઈ અસર થઈ નહિ. પછાત વર્ગે તો જ્ઞાતિના ઠરાવોને અનુસરી પોતે બાંધેલા ગોળ તોડી નાખ્યા, પ્રથમની માફક દેસાઈ પટેલોને કન્યાઓ આપવી ચાલુ રાખી; એટલે તેમને તો લાભને બદલે હાનિ જ થઈ. તેમની આ સ્થિતિ સુધારવા માટે રા. બ. લશ્કરી શેઠે જિંદગીપર્યંત પુરુષાર્થ કર્યો, ના. સરકાર પાસે લગ્નનાં ખર્ચ ઉપર અંકુશ મૂકનારા કાયદાઓ ઘડાવ્યા, પરંતુ આ મદાંધ ક્ષત્રિય કોમની હઠ અને દુરાગ્રહ ઓછાં થયાં નહિ.

છેલ્લાં પાંચ-સાત વર્ષો થયાં આવા પ્રકારની વસ્તુસ્થિતિમાં જાણવા જેવો ફેરફાર થયો છે, કારણ કે જુદા જુદા વિભાગમાં વસતા જ્ઞાતિબંધુઓના એકત્ર પ્રયાસથી સુધારાનો પુનરુદ્ધાર થવા ઉપરાંત તેનાં મીઠાં ફળ ચાખવાનો સમય આવી ગયો છે; તોપણ જ્ઞાતિસ્વભાવના અને કાર્યદક્ષ પુરુષોની કર્તવ્યપરાયણતાના અભ્યાસીઓને ચોથા અને પાંચમા ખંડમાંથી ઘણું જાણવાનું મળશે અને ડાહ્યા પુરુષો વર્તમાનનું નિરીક્ષણ કરી ભવિષ્યનો રસ્તો સુગમ બનાવી શકશે એવો મારો નમ્ર મત છે.

આ પુસ્તકને સચિત્ર બનાવી ગ્રંથકર્તાએ તે છબીઓ સાથે જીવન વિશે પણ કંઈક લખ્યું છે. કોઈ પણ માણસની ઉન્નતિ કે અવનતિ કેવા સંજોગોને લઈને થઈ હતી, વ્યવહાર ચલાવવામાં કયા ગુણોને લઈને સુકીર્તિ અને ભૂલ કે અવગુણને લઈને અપકીર્તિ ફેલાઈ હતી, મોટી જગ્યા ઉપર ચઢી જનસમાજનું હિત કરવા તરફ અભિમાન કે લોભનો ત્યાગ કરવાનાં આચરણો કયા સજ્જનોમાં હતાં અને દુર્જનોમાં નહોતાં, તેમ જ કોઈ પણ સંસ્થાના વ્યવસ્થાપક કે અનુયાયી તરીકે અમુક વ્યક્તિનું કોના હાથે કેટલું ભલું યા બૂરું થયું હતું તેના અનેક શિક્ષાપાઠો માણસના જીવન-ચરિત્રમાંથી મળી આવે છે. રાજાઓની વંશાવળી જેવાં ઈતિહાસનાં નીરસ પુસ્તકો કરતાં ઈતિહાસના પાને નહિ ચઢેલા અસાધારણ માણસોનાં જીવન લેશ પણ અનુપયોગી નથી.

'Full many a gem of purest ray serene,
The dark unfathomed caves of ocean bear;
Full many a flower is born to blush unseen,
And waste its sweetness in the desert air."

અંગ્રેજ કવિ ગ્રે કહે છે : "સમુદ્રની ઊંડી અંધારી ગુફાઓમાં શુદ્ધમાં શુદ્ધ પાણીવાળા (કીમતી) ઘણાયે મણીઓ છુપાયેલા પડી રહે છે; નજરે પણ આવ્યા વગર ફીક્કાં પડી જવા અને વગડાની હવામાં મધુરતાનો ક્ષય કરવા ઘણાંયે પુષ્પો જન્મે છે."



વ્યવહાર, નીતિ, આચાર, સદ્‌ગુણ અને કર્તવ્યપરાયણતાના અનુસરણીય દાખલા સાધારણ માણસોના જીવનમાંથી જ ગ્રહણ કરી શકાય છે; એટલા માટે 'જીવન-ચરિત્રો' લખવાની દૃષ્ટિએ જ આ પુસ્તક વૃદ્ધિ પામવાથી તેની ઉપયોગિતામાં ખાસ વધારો થયો છે.

પુસ્તકની અંદર લેખ લખવાનો મારો આ પ્રથમ પ્રયાસ છે, જેથી મારા અલ્પજ્ઞાનને લીધે, વિદ્વાન વર્ગને 'ભૂમિકા'માં દોષ કે અપૂર્ણતા જણાય તો તે મારી પોતાની છે અને તેના માટે હું તેમની ક્ષમા ચાહું છું.

તા. ૧૨-૧૨-૧૯૧૨ **મગનલાલ ગોવિંદલાલ**
૩૦૩, વાડીગામ, અમદાવાદ એન્જિનિયર



# વિષયાનુક્રમ

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|

જ્ઞાતિશિરોમણિ નેક નામદાર

# દરબાર શ્રી સૂર્યમલસિંહજી સાહેબ

પાટડી સંસ્થાન



આપ રાજર્ષિના અનેક સદ્દગુણોથી આકર્ષાઈ
આ પુસ્તક આપને હું પ્રેમપૂર્વક અર્પણ કરું છું.

આપનો કૃપાભિલાષી
**પુરૂષોત્તમ**



(પરિચય : પાન ૧૦૯-૧૧૪)



**સ્વ. દેસાઈ શ્રી કેશવભાઈ કુબેરભાઈ**

વિરમગામ દરબાર

(પરિચય : પાન ૧૨૨-૧૨૩)



**રા. ચતુરભાઈ રાધાભાઈ અમીન**

ગોઝારીઆ

(પરિચય : પાન ૨૩૧-૨૩૨)

# કણબી ક્ષત્રિય ઉત્પત્તિ
## અને
# ઈતિહાસ

## પહેલો ખંડ

### પ્રકરણ-૧
### વર્ણ વ્યવસ્થા

આર્યધર્મનાં જુદાં જુદાં પુસ્તકો જોતાં સૃષ્ટિની ઉત્પત્તિ વિશે જુદા જુદા લેખકોએ જુદા જુદા ઉલ્લેખો કરેલા છે, જે સઘળાનું આ સ્થળે સવિસ્તર વર્ણન કરવું અપ્રાસંગિક ગણી પડતું મૂકવામાં આવે છે, છતાં પણ એ સઘળાના અવલોકન પરથી એટલું તો નિર્વિવાદિતપણે લક્ષમાં આવી શકે છે કે, શરૂમાં તો સર્વ મનુષ્યો એક જ મૂળ પુરુષથી ઉત્પન્ન થયેલ ઋષિમુનિઓના કુળના પવિત્ર બ્રાહ્મણો જ હતા. આ પછી જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ લાયકાતના પ્રમાણમાં તેઓ જુદાં જુદાં કર્મોમાં ઉદ્યુક્ત થવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા તેમના ચાર વર્ણો સ્થપાયા, એટલે કે વેદથી ઈશ્વરની સ્તુતિ કરવી, યજ્ઞ-યાગાદિ કરવા-કરાવવા અને વિદ્યા ભણવી-ભણાવવી વગેરે કર્મના કર્તાઓ જ માત્ર 'બ્રાહ્મણ' સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા. આયુધ ધારણ કરી યુદ્ધ કરી સર્વનું સંરક્ષણ કરવું વગેરે ક્ષાત્રકર્મના કર્તાઓ 'ક્ષત્રિય'નું ઉપનામ પામ્યા. ખેતી, વ્યાપાર અને ઢોરોનું પાલન કરવું એ વગેરે કાર્યમાં પ્રવૃત્ત થનારાઓ 'વૈશ્ય' ગણાયા; અને એવાં બીજાં મહત્ત્વનાં કાર્યોમાં જેમનાથી પ્રવેશ ન થઈ શક્યો તેવા અજ્ઞાનજનોએ પ્રથમના ત્રણ વર્ણની પરિચર્યા કરવા માંડી જેથી તેઓ દાસ-'શૂદ્ર'ની ગણનામાં આવ્યા.



આ પ્રમાણે સૃષ્ટિની શરૂઆતથી તે મહાભારતના કાળ પછી પણ ગુણકર્મને લઈને માણસને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યાદિ અભિધાન

લગાડવામાં આવતાં હતાં. તેનો સાર એટલો જ છે કે દરેક વર્ગ જુદાં

જુદાં કર્મો કરવાની લાયકાત ધરાવતો હતો, પરંતુ વખતના વહન સાથે દરેક વર્ણ પોતાના મુખ્ય કર્મ સિવાય બીજાના કર્મમાં જવલ્લે જ પ્રવેશવા લાગ્યો. આવા મુખ્ય કર્મમાં પણ કુદરતી રીતે ક્રમેક્રમે શિથિલતા આવી અને વર્ણાશ્રમમાં અવ્યવસ્થા થવા લાગી. આ પ્રમાણે દિનપ્રતિદિન અવ્યવસ્થા વધવા છતાં પણ બૌદ્ધ અને જૈન ધર્મની શરૂઆત સુધી આ ચતુર્વર્ણપ્રથા ચાલુ જ હતી. પરંતુ પાછળથી તે ધર્મની જાહોજલાલીના સમયમાં, આ ચાર જાતિ વિભાગના મુખ્ય વિભાગમાંથી પણ વ્યાવહારિક ધંધા પ્રમાણે જુદા જુદા પેટાવિભાગ પડી ગયા અને જ્ઞાતિઓ વધવા લાગી. દાખલા તરીકે, હાલમાં ઈમારતો ચણવાનું કામ કરનાર સથવારા જ્ઞાતિના માણસો કડીઆ કહેવાય છે અને બાકીનો ભાગ સથવારા કહેવાય છે. તેવી જ રીતે કપડાં સીવનારા દરજીઓ પૈકી જેઓ સુતારનું કામ કરે છે તે સઈસુતાર કહેવાય છે અને બાકીનાઓ દરજી કહેવાય છે.

આગળ જતાં યવનોના અવારનવારના આક્રમણથી, હિંદુ રાજ્યનો અંત આવ્યો ત્યારે જૈન અને બૌદ્ધ ધર્મના સમયમાં ધંધાને લગતા જે નામના પેટાવિભાગો પડેલા હતા તે યવનોના જુલ્મ અને ધર્મભ્રષ્ટતાથી ઊપજેલી આચારવિચારની શંકાને લીધે વજ્રલેપ થઈ ગયા, તેથી દિન-પ્રતિદિન જુદાઈ વધતી ચાલી અને પેટાવિભાગો દૃઢતર થતા ગયા. પોતાના વર્ગના અજાણ્યાને યવનોથી તે ભ્રષ્ટ થયેલો હશે તેવી શંકા લાવીને, કિંવા કાળે કરીને એકબીજાના રીત-રિવાજમાં પડેલા વિશાળ અંતરને લઈને સહુ દૂર રાખવા લાગ્યા. શંકાથી આ ઉપાધિ વધવાથી દૂર પ્રદેશના એક જ જાતિ-વિભાગના માણસો સાથો પણ રોટી અને બેટી વ્યવહાર બંધ થયો. સામ્પ્રત સમયમાં પણ ઘણા ભાગે એ જ નિયમે વર્તવામાં આવે છે. ગુજરાતના બ્રાહ્મણ, વાણીઆ કે કણબીઓ ઉત્તર હિંદુસ્થાનમાં કે ગુજરાતથી દૂરના પ્રદેશમાં રહેનારા બ્રાહ્મણ, વાણીઆ કે કણબીની સાથે રોટી કે બેટી વ્યવહાર કરતાં ભ્રષ્ટ થવાની શંકા કરે છે. તેમાં પ્રધાન કારણ તો વસવાટના અંતરનું જ છે. આ સર્વને પરિણામે જુદી જુદી ઘણી જ્ઞાતિઓ થઈ ગઈ. તે એટલે સુધી કે હાલ દેખાતી અમુક જ્ઞાતિ, પ્રથમના ચાર વર્ણમાંના કયા મુખ્ય વર્ણનો પેટાવિભાગ હશે તે જાણવું પણ મુશ્કેલ થઈ પડ્યું.

અસલના વખતમાં કોઈ પ્રકારનો પદ્ધતિસર ઈતિહાસ લખવા તરફ લોકોનું વલણ હોય યા ધ્યાન ખેંચાયું હોય એમ જણાતું નથી. પ્રથમ

લેખનશૈલીનો પ્રચાર નહિ હોવાથી સઘળું જિહ્વાગ્રે જ રાખવામાં આવતું અને તેને અનુસરી વેદાદિ જ્ઞાનના ભંડારો પણ મહાપુરુષોને કંઠાગ્ર જ હતા. તેઓ પોતાના શિષ્યોને મુખપાઠ આપી શીખવતા અને તે શિષ્યપરંપરા પણ શીખવવામાં એ જ શૈલીનો આશ્રય લેતા અને કેટલાંયે વર્ષો સુધી ઉત્તરોત્તર તેમ જ ચાલેલું. આ બાબતના પ્રમાણ તરીકે જુઓ તો આપણા સઘળા સ્મૃતિગ્રંથો મોજૂદ છે. આ સમય પછી કેટલેક કાળે જ્યારે લેખન-શૈલી શરૂ થઈ ત્યારે તવારીખો લખાવા લાગી, પણ જ્યારે હિંદના માથે પડતીનું કાળચક્ર આવી ચડ્યું ત્યારે અસલના વખતના તવારીખોના જે થોડાઘણા ગ્રંથો હતા તે પણ અજ્ઞાન યવનોએ ધર્માંધતાથી ભસ્મીભૂત કરી નાખ્યા હોય તેમ વિચારી શકાય છે. આજે ઈતિહાસના નામે આપણે જે પુસ્તકને સંપૂર્ણ સ્થિતિમાં વાંચીએ છીએ અને શીખીએ છીએ તેને તે સ્થિતિમાં લાવવા તૈયાર કરવામાં જૂના સિક્કાઓ, તામ્રપત્રો, શિલાલેખો, કીર્તિસ્તંભો, પરદેશી મુસાફરોનાં વૃત્તાંતો, ભાટ-ચારણાદિની વાતો અને કોઈ કોઈ પાદશાહનાં જીવનચરિત્રોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, છતાં પણ વચ્ચે જે ભાગ તૂટક રહેલો માલૂમ પડતો તેને વિદ્વાન પુરુષોએ પોતાની બુદ્ધિ અને કલ્પનાશક્તિથી ઉપજાવી કાઢ્યો છે. જ્યારે આવી મહારાજ્યની તવારીખ પણ પૂરેપૂરી અને નિયમિત રહી નહોતી ત્યારે અમુક પેટાજ્ઞાતિનો નિયમસર ઈતિહાસ હોવાનું કેટલું મુશ્કેલ છે તેનો સુજ્ઞ વાચકને સહજ ખ્યાલ આવી જાય તે હેતુથી આ પુસ્તક લખતાં પહેલાં ઉપર્યુક્ત સ્પષ્ટીકરણ કરવાની જરૂર જણાઈ છે. ઉપર જણાવેલ કારણોથી દરેક જ્ઞાતિની ઉત્પત્તિ વિશે અખંડિત ઈતિહાસ પ્રાપ્ત કરવો એ ઘણું મુશ્કેલ છે, એટલું જ નહિ પરંતુ એવી આશા રાખવી એ પણ લગભગ નિરાશાની નજીક છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી જેમ અન્ય જ્ઞાતિઓની ઉત્તમતા માટે તે તે જ્ઞાતિના તેમ જ અન્ય જ્ઞાતિના પુરુષોએ કાંઈ તવારીખ અને કાંઈક કલ્પના અને કાંઈક ગુણકર્મ પર આધાર રાખી ઉલ્લેખો કર્યા છે, તે જ પ્રમાણે આપણી ઉત્પત્તિ માટે પણ આપણા રીતરિવાજ અને કાળે કરી બદલાયેલા ધંધા ઉપરથી આપણા સ્વજ્ઞાતિ બંધુઓ ઉપરાંત અન્ય જ્ઞાતિજનોએ પણ સત્યશોધન માટે પરિશ્રમ લીધા સિવાય તથા સાધારણ બુદ્ધિને અવકાશ આપ્યા સિવાય ઉલ્લેખો કર્યા છે. આ ઉલ્લેખોમાં સત્યાસત્યનું કેવું અને કેટલું દર્શન થઈ શકે તેમ છે તે સંબંધે પ્રથમ વિચારવું યોગ્ય ધારવામાં આવ્યું છે.



## પ્રકરણ-૨

## "કડવા" નિબંધની સમાલોચના

આ નિબંધ કવિ ઉત્તમરામજીએ સને ૧૮૫૬ની સાલમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી માટે લખી તૈયાર કર્યો હતો; જેને માટે કોઈ વજનદાર પુસ્તકોનો આધાર દર્શાવવામાં આવ્યો નથી, પણ ઊલટી રીતે આ નિબંધ કેવળ કલ્પના ઉપર જ અને તે પણ કેવળ અસંભવિત કલ્પનાઓ ઉપર જ આધાર રાખે છે, જે નીચેની હકીકત ઉપરથી સંપૂર્ણ સમજાશે. નિબંધના લખનાર કવિ પોતે જ જણાવે છે કે -

"સૃષ્ટિ જેમ ઉત્પન્ન થાય છે તેમ જ થઈ છે છતાં 'કડવા' વિષે વહીવંચાના ચોપડા, હાલનો રિવાજ અને લોકવાયકા ઉપરથી કારમો વિચાર થાય છે."

આ શબ્દોથી જ એવું સિદ્ધ થાય છે કે ઉત્તમરામજીએ તો ભાટ, બ્રાહ્મણો, લગ્ન કાઢનારા અને તેને વધાવનારા હક્કદારો વગેરેના મુખકથન ઉપરથી તેમ જ લોકવાયકા ઉપરથી આ વાર્તા કલ્પી કાઢી છે. વળી તેમણે શક્તિના અભાવે કે સાધનો મેળવીને સત્ય શોધવા તરફની બેદરકારીને પરિણામે વિષયમાં ઊંડા ઊતરી સત્ય શોધવાની તકલીફ લીધી નથી. નિબંધની વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી તેમાંના અસત્ય વિષે વિશેષ વિવેચન કરી કાળક્ષેપ કરવો અયોગ્ય ધારી મુખ્ય મુખ્ય બાબતો ઉપર વાંચનાર બંધુઓનું ધ્યાન ખેંચી, આ નિબંધ કેટલે દરજ્જે અસંભવિત કલ્પનાઓથી ભરપૂર છે તે ટૂંકામાં દર્શાવવાનો યત્ન કરવામાં આવ્યો છે. ઉક્ત કવિજીએ ઉત્પત્તિની શરૂઆત એવી રીતે કરી છે કે -

"ગંગાજીના પવિત્ર તટ પર શિવજી તપ કરતા હતા ત્યારે નારદે વિચાર્યું કે પશ્ચિમ દિશામાં દાનવોનું જોર વિશેષ છે તેથી શંકર તે તરફ જાય તો અપાર યુદ્ધ થાય અને આનંદ મળે. નારદને ખટપટ કંકાસ અને લડાઈ ઘણાં પ્રિય છે."

નારદજીને કલહપ્રિય જણાવી શંકરને ઠગવા જતા વર્ણવ્યા છે; પણ આવી વાત જેમણે શાસ્ત્રોનું શ્રવણ કર્યું નથી તેવા અજ્ઞાન અને નાસ્તિક લોકોને મનાવવા જેવી છે; કારણ કે મૃત્યુલોકનાં અજ્ઞાનવશ મનુષ્યોના દુઃખથી જેમનું આર્દ્ર અંતઃકરણ વારંવાર દ્રવી જતાં, જે પરમ ભક્ત નારદ નિશદિન આ લોકમાં ભ્રમણ કરી તેમનાં દુઃખોની ફરિયાદ વારંવાર વૈકુંઠવાસી વિષ્ણુ ભગવાનને પહોંચાડતા હતા અને તે દ્વારા મૃત્યુલોકના દુઃખિયાં લોકો કેવી રીતે સુખી થાય તેના વારંવાર પ્રયોગો શોધી તેમને સદુપદેશ દ્વારા શાંતિ આપતા તે ભગવાનના પરમભક્ત નારદજી ખટપટિયાં ને કલહપ્રિય હોય તેવી તથા સર્વજ્ઞ ભગવાન શંકરને ઠગવાનું તે સાહસ કરે તેવી બૈરાંની વાતો આજકાલના સુધરેલા જમાનામાં કયો ડાહ્યો મનુષ્ય માની શકશે ?

તેમાં આગળ વધારે જણાવવામાં આવ્યું છે કે -

"નારદજી ગંગાતટ પર ગયા અને બોલ્યા કે, જેનું વર્ણન થઈ શકે નહીં તેવું પશ્ચિમ દિશામાં હીંગળાજ દેવીનું ધામ છે, જે જોયા વિના જપ, તપ અને અવતાર એળે જાય છે."

શંકર ભગવાન સર્વજ્ઞ પરમાત્મા હોવાથી સદાસર્વદા સ્વ-સ્વરૂપે જ મગ્ન રહેતા હતા અને સમસ્ત બ્રાહ્માંડને પોતાનામાં જ ધારણ કરી રહેતા હતા. તેમને જેમ સાધારણ મનુષ્યને દુનિયાની મોહક વસ્તુઓ પ્રતિ લાલચ થાય છે તેમ હીંગળાજ દેવીનું અનુપમ ધામ જોવાની આતુર ઉત્કંઠા થાય અને તેથી તે જપતપ તજી દે તે તદ્દન નહીં માનવા જેવી વાત છે, વળી, જે સર્વજ્ઞ છે તેને હીંગળાજ દેવીના ધામની ખબર જ ન હોય એ બને જ કેમ ? આમ છતાં આ સઘળી તે પ્રભુની માયા હોય અને પૃથ્વી પર ધર્મસંસ્થાપનાર્થે તેમણે આવું એક નિમિત્ત ઊભું કરી દાનવોનો નાશ કરવા માટે પશ્ચિમ દિશામાં પ્રયાણ કર્યું હોય એ હકીકત એકવાર સ્વીકારી લઈએ તો પણ કેવળ હીંગળાજ દેવીનું ધામ જોવાને અને તેને પ્રસન્ન કરવાને જગત્પિતા ગણાતા પ્રભુ શંકરને સકામ તપ કરવું પડે એ તો કેવળ અસંભવિત અને મનઃકલ્પિત ઉઠાવ છે એમ લાગ્યા વિના ભાગ્યે જ રહે તેમ છે.

"પશ્ચિમ દિશામાં પરવર્યા. અઘોર જંગલ આવ્યું. ત્યાં તાડકાસુર દૈત્ય સાથે ભયંકર યુદ્ધ થયું. તેની અપાર માયા છતાં તેને હરાવી માર્યો.

પછી આગળ ચાલવા ઉમાને કહ્યું, એટલે દેવી કહે કે, આવાં રાક્ષસવાળાં વનોમાં હું આવીશ નહીં, તમે એકલા જ જાઓ, હું અહીં અરણ્યમાં એકલી જ રહીશ."



જે જગજ્જનેતા, આદિમાયા, મહાસતી ઉમિયાએ પરમાત્મા શંકરને પ્રસન્ન કરવા હિમગિરિની ભયંકર ગુફાઓમાં એકલાં કઠિન તપ કરતાં ભય ધર્યો નહોતો તથા પોતાના પતિ શંકરની અગાધ શક્તિથી જે સંપૂર્ણ જ્ઞાત હતાં તે સતી રાક્ષસવાળાં વનોમાં શંકર સાથે વિચરતાં ડરે ખરાં કે ? અને કદી શંકર સાથે છતાં પણ ડરે તો તેમની સાથે ન જતાં અરણ્યમાં બાર વર્ષ સુધી એકલાં શી રીતે રહી શક્યાં ? અરે ! પતિપરાયણ તે મહાસતી આજકાલની સાધારણ સ્ત્રીઓની માફક ઘડી ઘડી હઠ લઈ, રીસાઈ આ પ્રમાણે પોતાના પતિની આજ્ઞાનો ભંગ કરે તે કયો બુદ્ધિશાળી મનુષ્ય માની શકે ? જે સતીએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞ સમયે પોતાના સ્વામીનું અપમાન થયેલું જોઈ પિતાને કહ્યું હતું કે, "હે પિતા ! જે શરીરથી તમને પરમાત્મા શંકરનું અપમાન કરવાની દુર્બુદ્ધિ ઊપજી છે તે અપવિત્ર શરીરથી ઉત્પન્ન થયેલ મારા આ શરીરને હવે વધારે વખત ધારણ કરવા હું ઈચ્છતી નથી." આમ કહી તરત જ પતિ-અપમાનના અસહ્ય કષ્ટને લીધે યજ્ઞકુંડમાં કૂદી પડી પોતાની કમળ જેવી કોમળ કાયાને ભસ્મ કરી પતિપરાયણ આર્ય સ્ત્રીઓમાં હંમેશને માટે ઉત્તમ દૃષ્ટાંતરૂપ પ્રકાશી રહ્યાં છે તે સતી હાસ્યમાં પણ પતિની અવજ્ઞા કરે તે કયો બુદ્ધિશાળી માણસ માની શકશે ? કલ્પનાને પણ હદ હોય છે અને જ્યારે આ પ્રમાણે મનુષ્યહૃદયની ક્ષુદ્ર ભાવનાઓનું દેવોના અંતઃકરણમાં આરોપણ કરવાની ધૃષ્ટતા કરાવનાર કલ્પનાને આધીન થવામાં આવે ત્યારે તો કલ્પનાકારની પામરતાનું જ ભાન થઈ શકે અને તેમાં અન્યથા બીજું સંભવે નહીં એ સ્પષ્ટ જ છે. વળી, આગળ વધી તે જણાવે છે કે :

"શંકર એકલા ગયા, હીંગળાજ પહોંચ્યા; પણ હીંગળાજ દેવીએ દર્શન દીધાં નહીં. શંકરે તપ કર્યું ત્યારે પ્રસન્ન થયાં ને દર્શન દીધાં."

આ વાક્યનો પ્રયોગ કરી લેખકે પોતાની કલ્પનાશક્તિની હદ આંકી નાખી છે. જે દેવી શક્તિ-પ્રકૃતિ રૂપ શંકર ભગવાનનાં સહચરી છે તે

તેમને દર્શન દે નહીં અને તે માટે સાક્ષાત્ શ્રી શંકરે તપ કરવું પડે તે કેવી વિચિત્ર અને ન માની શકાય તેવી કલ્પના ?

"ઉમાદેવીએ શંકરની ગેરહાજરીમાં અરણ્યમાં રમત રમતાં બાવન પુરુષરૂપે અને ત્રેપન સ્ત્રીરૂપે મળી ૧૦૫ પૂતળાં કર્યાં અને શંકર પાછા પધાર્યા ત્યારે તેમને સજીવન કરાવવા હઠ લીધી."

મહાસતી ઉમાને અષ્ટાંગ યોગનું સારી રીતે જ્ઞાન હતું જે વડે તેમણે કૌમારાવસ્થામાં અતિ ઉગ્ર તપ આદરી શંકર ભગવાનને પ્રસન્ન કર્યા હતા તે દેવી શંકર ભગવાનની પટરાણી, જેમ આપણી આજકાલની સાધારણ સ્ત્રીઓ નવરાશ મળતાં એકબીજાની કુથલી કરે છે અને બાળકીઓ એકઠી થઈ છાણ-માટીના ગોળાના પૂતળાં બનાવી ભાગે છે ને કપડાં ગંદા કરે છે તેમ, પોતાનો બાર વર્ષનો લાંબો વખત વિતાવવા આવી છાણ-માટીનાં ખાસ બાવન અને ત્રેપન પૂતળાં કરવાની ક્રીડા કરે તે કયો બુદ્ધિશાળી અને શાસ્ત્રજ્ઞ પુરુષ માનશે ? કોઈ નહીં. ઉમાદેવીએ કરેલી પૂતળાં કરવાની બાળચેષ્ટા જ જ્યારે પાયા વિનાની છે ત્યારે તેમને સજીવન કરાવવા શંકર પાસે તે દુરાગ્રહ કરે તે બિના તો પછી ટકી જ શકતી નથી. પરંતુ કલ્પનાના મૂળ ઉત્પાદકે 'કડવા પાટીદારો'નાં શરૂમાં આવેલાં બાવન કુટુંબોની સંખ્યા સાથે મળતાપણું લાવવા આવી કલ્પના કરી હોય તેમ જણાય છે. આદ્ય શક્તિરૂપે બ્રહ્મા, વિષ્ણુ અને શિવને પણ ઉત્પન્ન કરવા જે દેવી શક્તિમતી હતાં તે સતી પૂતળાંને સજીવન કરવા અશક્ત હોય તે શી રીતે માની શકાય ? આમ છતાં પણ લેખક આગળ જણાવે છે કે -

"દેવીના દુરાગ્રહથી શંકર ભગવાને બધાંને સજીવન કર્યાં. પૂતળાં હરે-ફરે પણ બોલી શકે નહીં, તેથી શંકરે ફરશી વડે ચીરી તેમનાં મોં બનાવ્યાં. ઉમાની વિનંતી પરથી તે બધાંને એક જ લગ્ને પરણાવ્યાં. બાહ્યવર, ફૂલનો દડો અને નાતરું કર્યું. વિક્રમના વખતમાં ઊંઝા વસાવી માતાની સ્થાપના કરી. બારે વર્ષે માતાજી બોલે કે લગ્ન કરો એટલે જ લગ્ન થાય. કાળ જતાં માતાજી બોલતાં બંધ થઈ ગયાં ત્યારે એક હોશિયાર નાગર ગોરે માતાજી મારી સાથે બોલે છે એવી ગપ ચલાવી લગ્ન કાઢવાની સત્તા હાથ કરી અને માંડવરાત્રી બનાવી."

આવી તદ્દન હાસ્યાસ્પદ અને હિંદુ ગણાતી અઢાર વર્ણોમાં, અરે ! હિંદુસ્થાનમાં કે પૃથ્વી પર કોઈ દેશમાં ન માલમ પડતી બિના માટે જેટલી

ટીકા કરીએ તેટલી થોડી છે; એટલે આવી વાત માટે ટીકાની પણ આવશ્યકતા નથી, કારણ કે દરેક બુદ્ધિમાન માણસ આવી વાતનો તુર્ત ઈનકાર કરે છે.



નિબંધના લેખક આ બનાવના કાળને માટે ત્રેતાયુગની વાતો કરે છે. શાસ્ત્રોનું અવલોકન કરતાં સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે, દેવ-દેવીઓનું મૃત્યુલોકમાં સદેહે થવું તે ધર્મસંસ્થાપનાર્થે જ હોય છે.

**યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત ।**
**અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહં ॥**
**પરિત્રાણાય સાધુનામ્ વિનાશાય ચ દુષ્કૃતામ્ ।**
**ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે ॥**
(ગીતા અ. ૪ : શ્લોક ૪-૫)

"હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મનો લોપ થવા માંડે છે ત્યારે ત્યારે ધર્મની સ્થાપના કરવા, સાધુઓનું રક્ષણ કરવા અને દુષ્ટજનોનો વિનાશ કરવા હું યુગે યુગે દેહ ધારણ કરું છું."

ધર્મસંસ્થાપક ભગવાન શંકર અને આદિમાયા ઉમાદેવીના હાથથી ધર્મશાસ્ત્ર વિરુદ્ધનાં આવાં લગ્નનો રિવાજ ઉત્પન્ન થાય તે કેવી રીતે સંભવે ? વળી, શ્રી શંકર અને ઉમાદેવીનાં પવિત્ર ચરિત્રો શિવાદિ પુરાણોમાં મશહૂર છે, પણ આ અસ્વાભાવિક ચાલની ઉત્પત્તિ વિષે લોકવાયકા સિવાય તેમાં લેશ પણ ઉલ્લેખ જણાતો નથી. વળી, ઊંઝા ગામ ક્યારે અને કોણે વસાવ્યું તે પણ આગળ આધારવાળી બાબતોથી જોઈશું તો તેથી વિક્રમાદિત્યનો જમાનો એને માટે તદ્દન ખોટો છે એમ સ્પષ્ટ જણાશે.

આ ઉપરથી માત્ર એટલું જ માલૂમ પડી આવે છે કે મુસલમાની રાજ્યઅમલની અંધાધૂંધીના સમયમાં આપણી ઉત્પત્તિ અને લગ્નપદ્ધતિનું મૂળ માલૂમ નહીં પડવાથી તે સમયના ઊંઝાના લગ્ન જાહેર કરનાર અને કુમકુમ પત્રિકાઓ લઈ દેશ-વિદેશમાં ગામેગામ ફરી વળનારા બ્રાહ્મણોએ ભોળા માણસોને ઠગવાના હેતુથી ઉપજાવી કાઢેલી આવી કાલ્પનિક કહાણી સાંભળી કણબીઓની હાડમારીના વખતમાં તેમની અજ્ઞાનતાનો લાભ લઈ તેમના પર પોતાનો હંમેશનો મહબ્બો બેસાડવા વહીવંચાના બાપ-

દાદાઓએ આ બુટ્ટો ઉઠાવ્યો હોયં તેમ જણાઈ આવે છે. તેના સત્યાસત્યપણા ઉપર આવતાં પહેલાં આ સ્થાને એટલું કહેવું અયોગ્ય નહીં ગણાય કે, વહેમ અને અસત્ય કલ્પનાઓનું ખંડન કરી લોકોમાં સત્ય વિચારો પ્રવર્તાવવાનો પ્રયત્ન કરી રહેનાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પોતાની સંસ્થાના શુભ હેતુ તરફ લક્ષ આપી આવા નિર્માલ્ય લેખને નાપસંદ કરી કાઢી નાખવો જોઈતો હતો. ખેર ! બન્યું તે ખરું. નિબંધની અસત્યતા, તેમાં સમાયેલી આધાર વિનાની કલ્પનાઓ અને એવી નિરાધાર કલ્પનાઓને રિવાજ સાથે મળતી કરવાનો મિથ્યા પ્રયત્ન અથવા તો નિષ્ફળ પરિશ્રમ તે નિબંધમાં જણાવેલ વસ્તુસ્થિતિ તાદૃશ્ય દેખાડી આપે છે; એટલે પ્રત્યક્ષ અસત્યને અસત્ય ઠરાવવાનો વધારે પરિશ્રમ કરવો તેમાં કેવળ ઉપયોગી સમય વ્યતીત કરવા ઉપરાંત અન્ય કાંઈ પણ લાભ નથી. વાચકવર્ગ આ નિબંધ વાંચતાં જો બુદ્ધિનો જરા ઉપયોગ કરવાની તસ્દી લેશે તો સહેજે જણાઈ આવશે કે આવી અસ્વાભાવિક વાતો કોઈ સાધારણ બુદ્ધિવાળા મનુષ્યના મગજમાંથી ઉત્પન્ન થયેલી સંભવિત જ નથી. સબબ તે બાબતની સમાલોચના આટલેથી જ અટકાવી "કડવા પાટીદારો"ની ઉત્પત્તિ વિષે વહીવંચાઓ જે કહાણી કહે છે તે પણ કેટલી અસંભવિત અને અસ્વાભાવિક છે તે ઉપર પાઠકોનું નેક લક્ષ ખેંચવામાં આવે છે.

❊ ❊ ❊

## પ્રકરણ-3

## વહીવંચાઓએ કહેલી ઉત્પત્તિની સમાલોચના

બારોટોએ કલ્પી કાઢેલી કહાણીઓનું અવલોકન કરવાનું અનુકૂળ પડે તેવા હેતુથી તે બાબતને બે વિભાગમાં વહેંચી નાખી છે. પહેલા ભાગમાં દેસાઈ પટેલોના વહીવંચાએ કહેલી ઉત્પત્તિની કહાણીની અને બીજા ભાગમાં અન્ય વહીવંચાએ ઉક્ત વિષય પર કહેલી કહાણીની સમાલોચના કરવામાં આવી છે.

### દેસાઈ પટેલોના વહીવંચાની કહાણી

"ઉત્તર ખંડને વિષે જનદગ્નિ ઋષિનો પુત્ર પરશુરામ થયો, તેણે ક્ષત્રિય બધા નિકંદન કર્યા. તેમાંથી દાનવો પેદા થયા અને તેઓ ઋષિ-મુનિઓના યજ્ઞમાં વિઘ્ન નાખવા લાગ્યા."

પરશુરામે એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરી અને ક્ષત્રિઓને શોધી શોધીને મારી નાખ્યા તે વાતની શાસ્ત્રો સાક્ષી પૂરે છે; પણ મરી ગયેલા સઘળા ક્ષત્રિયો રાક્ષસો થયા તેવું કયા શાસ્ત્રના આધારે ખડું કરેલું છે તે બતાવવા બારોટજી કૃપા કરશે કે ? વળી, આગળ ચાલતાં તેઓ દર્શાવે છે કે -

"સઘળા ઋષિઓ મળી કૈલાસમાં મહાદેવજી પાસે ગયા ત્યારે મહાદેવજી પોતે અજપાજાપ ધરી - સમાધિ કરી બેઠા હતા, તેથી માતા અંબિકાએ તેમને આવવાનું કારણ પૂછયું. ઋષિઓએ દાનવો તરફનું પોતાનું દુઃખ ગાયું અને તે પૈકી બાવન ઋષિઓએ રક્ષણ માગ્યું."

જ્યારે જ્યારે દાનવો તરફથી દેવોને કે ઋષિ-મુનિઓને દુઃખ થતું ત્યારે તેઓ શંકરાદિ દેવોને વિનવવા જતા હતા; અને સઘળાઓ પોતાનું દુઃખ ગમે તે પ્રકારે દૂર કરવાને પ્રાર્થના કરતા હતા. આમ છતાં એ વેળા તે સઘળામાંથી માત્ર બાવન જણાએ જ શરણ માગ્યું એમ જણાવવામાં કોઈ અન્ય હેતુ હોવો જોઈએ એમ સ્પષ્ટ થતું નથી ? બારોટજીને બાવન શાખોનાં બાવન પૂતળાં કલ્પવાં અનુકૂળ પડે તેથી બાવન ઋષિઓ પાસે  જ શરણ મંગાવ્યું હોય તેમ જણાય છે. જો તેમ ન હોય તો સર્વ ઋષિઓએ

શા માટે શરણ ન માગ્યું ? આથી શબ્દે શબ્દે શંકાઓ ઊપજે તેવી તદ્દન અવ્યવસ્થિત કલ્પના કરી આ વહીવંચાજીના પૂર્વજોએ કાંઈ વિશેષ પ્રાપ્ત કર્યું નથી, પણ પોતાનો ભાગ્યોતૂટ્યો પાટલો પાટીદારની પાટીમાં નંખાવ્યો છે. તેઓ વિશેષ જણાવે છે કે -

"માતા અંબિકાએ બાવન ઋષિઓને ભભૂત લઈ પૂતળાં કરવા હુકમ આપ્યો. બાવન જણે બાવન પૂતળાં કર્યાં અને પછી પોતે હાથ મૂકી સજીવન કર્યાં, તેથી કરડવા કહેવાયા. દેવીએ તેમના હાથે ઋષિઓનાં દુઃખ દૂર કરાવી અભયદાન અપાવ્યું."

દાનવોનો દાટ વાળી શિવના યજ્ઞનું રક્ષણ કરવા દેવીએ પૂતળાં ઘડાવ્યાં ! ચંડ, મુંડ અને મહિષાસુરાદિ અસંખ્ય દાનવોનો દાટ વાળનારી દેવીએ ઋષિમુનિઓનાં અનેકવાર આવાં આવાં કષ્ટો કાપ્યાં ત્યારે પૂતળાં ઘડાવવાની તેમને જરૂર ન પડી અને માત્ર આ પ્રસંગે જ ઉત્પન્ન થયેલ દાનવોને દફે કરવા તેમને પૂતળાંની મદદની જરૂર પડી એ કલ્પના જ કેવળ બાળકબુદ્ધિનું પરિણામ જણાય છે. મહાપ્રલયકાળમાં કાળી સ્વરૂપે લીલા કરી સમસ્ત બ્રહ્માંડને ડોલાવી નાખનાર દેવી શું શું ન કરી શકે તેમ હતું કે તેમણે આ સમયમાં પૂતળાં ઘડાવવાની આવી બાળચેષ્ટા કરવી પડે ? આ પ્રકારની કલ્પના તો કેવળ ભોળાં માણસોને, તેમની ઉત્પત્તિ દેવમાંથી થઈ છે તેમ જ તેઓના પૂર્વજો દેવીના સહાયક અંગ તરીકે કામ કરનારા હતા એવી વાતોથી ફુલાવી પોતાની ધારણા પાર પાડવા માટે કરવામાં આવી હોય તેમ લાગે છે. હોય તેથી અધિક વર્ણવવું યા ગમે તેવી કલ્પના કરી બંધબેસતું કરવું એ બારોટોનો એક પ્રકારનો સ્વભાવ જ હોય એમ ઘણાં દૃષ્ટાંતોથી જોઈ શકાય છે. વળી, કેવળ બાવન પૂતળાં કલ્પવા માટે એમ ધારી શકાય કે અમુક કાળે ઉત્પન્ન થયેલી કણબીની બાવન શાખાઓને આ પુરાણી હકીકત બંધબેસતી કરવા આણી હોય એમ નીચેની હકીકતથી વધારે સ્પષ્ટ થઈ શકે છે.

"માંથે કર મૂકી સજીવન કર્યા માટે કરડવા કહેવાણા. જે ઋષિના પૂતળામાંથી જે વંશ થયો તે ઋષિ તે વંશના ગોત્રદેવ ગણાયા ને તેથી બાવન ઋષિના બાવન શાખોના કરડવા કહેવાણા."

વાહ વા, બારોટજી ! હદ કરી નાખી ! આ સિદ્ધાંત રચતાં રચતાં તો તમારા વડીલોની સઘળી કલ્પનાશક્તિ ખૂટી જવી જોઈએ. કડવાઓનાં જે બાવન કુટુંબો ઉત્તર હિંદુસ્થાન માંહેનાં જુદાં જુદાં બાવન સ્થાનોથી આવી

ગુજરાતમાં વસ્યાં છે તેમને તેમનાં અસલ ગામો પરથી (જેમ હાલ પણ વિરમગામી, અમદાવાદી, વાડજા, લાંઘણજા, દેત્રોજા વગેરે સંજ્ઞા પ્રાપ્ત થાય છે તેમ) બાવન શાખો મળેલી છે. આ ગામોનાં નામ પરથી મળેલી શાખોને બારોટજી ઋષિઓનાં નામ સાથે કેવી રીતે ગોઠવી દે છે તે સમજી શકાતું નથી. કયા કયા ઋષિઓના નામ પરથી હાલની કઈ કઈ શાખો થઈ છે તે શાખોનાં નામ પરથી સમજી શકાય નહિ એવું છે. ઊલટું, તેથી તો અમુક શાખના કણબી અમુક ગામથી આવેલા હોવા જોઈએ એમ સિદ્ધ થાય છે. આમ છતાં ખુદ બારોટજી જો તે બાવન શાખોનાં નામોનો ઋષિઓનાં નામો સાથે કેવો સંબંધ છે એ હકીકત સ્ફુટ કરી સમજાવશે તો અમારી સમજ પર નવો પ્રકાશ પડશે ને તેમનો ઘણો આભાર થયો લેખાશે. વળી, તેમણે 'કણબી' શબ્દનો ધાતુ એવી રીતે શોધી કાઢ્યો જણાય છે કે, "જે જે ઋષિએ બિરુદ આપ્યું તે તે ઋષિનું કુળ રાખ્યું તેથી કુળ + બી = કુળબી કહેવાણા." વાહ વા ! કણબી શબ્દનું શુદ્ધ સ્વરૂપ પણ તેમની નવીન વ્યુત્પત્તિ અનુસાર ઠીક ઉત્પન્ન કર્યું જણાય છે ! વળી, એક એવી કલ્પના કરી છે કે -

"માતાના વરદાયી કરડવાઓએ દાનવ કાળભદ્ર માર્યો ને ઋષિઓનું રક્ષણ કર્યું, તેથી ઋષિઓએ તેમને ધોતી, પોથી, જનોઈ, ખટ્કર્મ અને તલવાર આપ્યાં. તે લઈને પછી બધાએ મળી બંધાવતી નગરી વસાવી અને ચારે ખુંટમાં આણ વર્તાવી. કેટલાક સમય પછી શ્રીરામચંદ્રજી વનવાસ નીકળ્યા ને દક્ષિણમાં પંચવટીએ આવ્યા. સીતાને ત્યાં મૂકી બંધાવતીથી કરડવાને બોલાવી કહ્યું કે, હું આવું ત્યાં સુધી સીતાની ચોકી કરજો."

આ બંધાવતી ક્યાં આવી તથા તેનું અસલ નામ શું હતું તે કોઈ જગ્યાએ સ્પષ્ટ કરેલું જણાતું નથી. વળી શ્રી રામચંદ્રજીના વનવાસ સમયે કરડવા હતા તેવો બારોટજીની મુખજુબાની સિવાય અન્ય કશો આધાર નથી. પરંતુ આ વાત સત્ય હોય તો આધાર હોવો સંભવિત છે, કારણ કે વનવાસમાં નદી ઉતારનાર ગોહક ભીલ અને સઘળા વનચર વાનરો સુદ્ધાંનું રામાયણમાં વર્ણન છે ત્યારે સીતાજીની ચોકી જેવું મહત્ત્વનું કામ કરનારા કરડવાનું નામનિશાન પણ તેવા વિસ્તીર્ણ પુસ્તકમાં ક્યાંય જડતું નથી તેનું શું કારણ હશે ? ગમે તે કારણ હો. કદી મહાત્મા વાલ્મીકિજી કે પછી તુલસીદાસજી સાથે કરડવાઓને કાંઈ પૂર્વનું વેર હોય ? પણ

રામાયણમાં તેમનાં નામ- ઠામ કે તેમની આવી ઉમદા ચાકરીનો કશો પણ ઉલ્લેખ નથી તે વાત સત્ય છે. વળી, રામાયણના કાળમાં કણબી વગેરે જુદા જુદા સમાજના ભાગો પાડવામાં આવ્યા હોય એ શું સંભવિત છે ? શું ત્યારે હિંદુસ્થાનમાં પડેલા જ્ઞાતિવિભાગો આધુનિક નહીં, પરંતુ પુરાણા છે ? આ બાબત જ અસત્ય છે, કારણ કે તે જમાનામાં ચાર જ વર્ણ હતા, છતાં પણ કડવા કુળદીપક કોઈ જ્ઞાતિબંધુ અથવા તેમના યશને જાળવી રાખવાનો આડંબર કરનાર બારોટજી જો હક્ક કરી રામાયણમાં આવો ઉલ્લેખ હોવાના મનોરથો કરતા હોય તો તેમના તેવા મનોરથોની હવાઈ મહેલાત પાયા વિનાની છે તેનો તેમણે ખ્યાલ રાખવો જોઈએ. પંચવટીમાં સીતાજીની ચોકી કરવા કરડવા રહ્યા હતા તે નહીં માની શકાય તેવી વાત છે, કારણ કે રઘુનાથજી જ્યારે કપટયુક્ત મૃગને મારવા ગયા ત્યારે સીતાજીના સંરક્ષણ માટે પર્ણકુટી પર માત્ર લક્ષ્મણજી જ હતા અને તે સિવાય ત્યાં અન્ય કોઈ નહોતું એ વિશ્વવિખ્યાત વાત છે. વળી, જરા આગળ તપાસીએ અને જોઈએ કે એક અસત્યને સત્ય ઠરાવતાં કેટલાં અસત્યો કલ્પવાં પડે છે.

"એવામાં કૈલાસમાં માતા અંબિકાએ યજ્ઞ આદર્યો. બંધાવતીથી પોતાના પુત્ર કરડવાને તેડાવ્યા પણ તે તો સીતાની ચોકીએ પંચવટીમાં હતા તેથી ગયા નહીં. માતા અંબિકાનો યજ્ઞ અપૂર્ણ રહ્યો, તેથી કરડવા પર પોતે ક્રોધે ભરાયાં અને શાપ આપ્યો કે, જાઓ તમારાં બાર વર્ષે લગ્ન થશે અને બાર વર્ષ સુધી દુકાળ પડશે."

માતા અંબિકાએ ભલે યજ્ઞ કર્યો પણ કરડવા પર ક્રોધે શા માટે ભરાયાં ? ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના વર્તમાનોને ઈચ્છા થતાં જ જાણી લેનાર દેવી અંબિકા, સીતાના સંરક્ષણમાં રોકાયેલા કરડવાના ધાર્મિક કાર્યને ન જાણી, બારોટજીના કહેવા પ્રમાણે, તેમને શાપ આપે એ કહાણીમાં જરા પણ સત્યનો અંશ માલૂમ પડતો નથી; પરંતુ બાર વર્ષના દુકાળ પર મુલત્વી રહેલ લગ્નક્રિયા દ્વારા બાર વર્ષના લગ્નના રિવાજને ઉત્પત્તિ બતાવવા માટે આ જૂઠી કલ્પના કરવામાં આવી હોય તેમ લાગે છે. બારોટજીએ આવી કપોળકલ્પિત કલ્પના કરતાં પહેલાં એટલો તો વિચાર કરવો જોઈતો હતો કે, ગુનો હતો તો માત્ર કરડવાનો જ હતો, કાંઈ આખી સૃષ્ટિનો નહોતો; છતાં પણ કરડવાના ગુના માટે બાર વર્ષ સુધી અનાવૃષ્ટિ રાખી દુષ્કાળ પાડવામાં દેવીએ અન્ય પ્રાણીઓ માટે શું

કાંઈ પણ વિચાર નહીં કર્યો હોય ! પારમાર્થિક કાર્ય કરતાં પણ દેવ કોપે અને તે પણ પોતાના સ્વાર્થને માટે જ ! આવું બને ત્યાં દેવત્વ હોવું સંભવે જ કેમ ? મૂર્ખ રાજ્યશાસનમાં પાડાના વાંકે પખાલીને ડામ દેવાની કહેતી પ્રચલિત છે તે પ્રમાણે દેવોનું રાજ્યશાસન પણ આવું મુર્ખાઈભરેલું જ હશે કે કરડવાના ગુના બદલ આખી સૃષ્ટિને દુઃખમાં દાબી દે ? આ કલ્પનામાં શો હેતુ હશે એ ન સમજી શકાય તેવું હોઈ, સત્ય તો સાધારણ બુદ્ધિશાળીને પણ ક્યાંય ભાગ્યે જ જડી આવે તેમ છે.

"કરડવાને ગોર નહોતા તે રામજી વનવાસથી પાછા આવ્યા ત્યારે પંચવટીમાં તેમને નાગર અને ઔદિચ્ય ગોર તથા બારોટ સ્થાપી આપ્યા."

આ ત્રિપુટીના સ્વાર્થપરાયણતા વિષે આગળનાં પ્રકરણોમાં અચ્છી રીતે વિવેચન કરીશું. આમ છતાં આ અસત્યની સાથે સાથે તેમની કહાણીમાં કેટલોક સત્યનો પણ સમાવેશ થયો લાગે છે; માટે જેટલે દરજ્જે તેમણે સત્ય જાળવી રાખ્યું છે તેટલે દરજ્જે તેમને ધન્યવાદ આપવો જોઈએ. તેમની કહાણીની સાથે સાથે કહેવામાં આવતાં દેસાઈ પટેલોનાં સાખ કાવર, ગોત્ર ભારદ્વાજ, ત્રિ પ્રવર, શાખા માધ્યાયનિ, યજુર્વેદ, કુળદેવી અંબિકા, પૂજા કાવરની ચામુંડાદેવીની અને શહેર કુશાવતી નગરી વગેરે પ્રાચીન સાધનો ઈતિહાસ સાથે મળતાં આવે છે, તેટલો પણ સત્ય ઈતિહાસ અમોને આવું પુસ્તક તૈયાર કરવામાં મદદરૂપ થઈ પડ્યો છે તેને માટે અમે તેમનો આભાર માનીએ છીએ. જ્યારે દેસાઈ પટેલોના બારોટોએ ઉત્પત્તિ વિષે ઉપર મુજબ હકીકત જોડી કાઢી છે ત્યારે અન્ય વહીવંચાઓએ આ બાબતે જુદી જ વસ્તુસ્થિતિ દર્શાવી છે; છતાં ઉપરની કહાણીમાં જે અસત્ય વર્ણન કરવામાં આવ્યું છે તેના કરતાં તેઓએ કાંઈ પણ ઊણપ રાખી નથી તે નીચેની સમાલચોના પરથી સ્પષ્ટ સમજાઈ આવશે.

**અન્ય વહીવંચાઓએ કહેલી ઉત્પત્તિની કહાણી**

"એક વાર ત્રેતાયુગમાં શંકરભગવાન દેવી ઉમા સહિત પતિતપાવની વારાણસી પુરી તરફ પ્રયાણ કરતા હતા. રસ્તામાં ઉંઝીઆ રાક્ષસનું અઘોર વન આવ્યું. દેવીને તરસ લાગી હતી તેથી શંકર તેમને તે વનમાં મૂકી પાણીની શોધે નીકળ્યા. ઋષિમુનિઓને મોહ ઉપજાવે તેવો પવિત્ર-સાત્ત્વિક ગુણના સામ્રાજ્યથી યુક્ત સરસ્વતીનો રમણીય તટ નજરે પડ્યો ને તેમને એકાએક તપ કરવાની ઈચ્છા થઈ આવવાથી ત્યાં આસન લગાવી બાર વર્ષની સમાધિ કરી."

આ પ્રમાણે પોતાનાં પટરાણીને વનવગડામાં તૃષાતુર મૂકી તપ કરવા બેસી જાય તેવી શંકરની બેદરકારીનું ચિત્ર ચીતરતાં બારોટોએ પણ તે જ સમય ઉપર દૃષ્ટિ રાખી જણાય છે. તેઓને એ ખ્યાલ પણ આવ્યો જણાતો નથી કે અંધકારનો જમાનો બદલાઈ આગળ વિદ્યાનો જમાનો આવશે ત્યારે આવી અક્કલ બહારની વાતો મનાશે નહીં. માત્ર તે સમયના જનસ્વભાવ પ્રમાણે ચિત્ર ચીતરી નાખી તેમણે દેવદેવીઓની હાંસી કરાવી છે. ત્યાર પછી એમ કહેવામાં આવ્યું છે કે -



"શંકરની રાહ જોઈ થાકેલાં દેવી પાણી શોધતાં શોધતાં દૂધીઆ કૂઈ પર આવ્યાં, પાણી પીધું અને પતિની શોધે નીકળ્યાં. સરસ્વતીના કાંઠા પર આવ્યાં. ત્યાં સુંદર માટી જોઈ રમત રચી ને ૧૦૫ પૂતળાં બનાવ્યાં. કૃષ્ણજીએ નારદજીને મોકલી દેવીને કહાવ્યું કે, તમે સૃષ્ટિ રચો, બ્રહ્માજી જીવ મૂકશે; આપનાં ઘડેલાં પૂતળાં હવે ભાગે નહીં."

ઉત્પત્તિનો સમય બારોટો પણ ત્રેતાયુગનો બતાવે છે, આ બિના કેટલી બધી બિનપાયાદાર છે તે આપણે આગલાં પ્રકરણોમાં સવિસ્તર તપાસી ગયા છીએ. કૃષ્ણે નારદ દ્વારા સંદેશો કહાવ્યાનું વર્ણવ્યું છે; પણ ત્રેતાયુગમાં કૃષ્ણ ભગવાનની હયાતી નહોતી. તેઓશ્રી તો કળિયુગની શરૂઆતમાં હતા. અહીં પણ દેવી પાસે માટીના પૂતળાંમાંથી ઉત્પત્તિ કરાવી છે અને એવી કુદરતના ક્રમ વિરુદ્ધની કલ્પના માટે વારંવાર પિષ્ટોપેષણ કરવું તે યોગ્ય ગણાય નહીં. બારોટજી આગળ વધીને જણાવે છે કે -

"દેવીને પૂતળાં ઘડી સૃષ્ટિ રચવાનો સંદેશો કહી નારદજી શંકર ભગવાન તપ કરતા હતા ત્યાં ગયા અને કહ્યું કે, મહારાજ ! તમારી ગેરહાજરીમાં દેવી ઉમાએ ૧૦૫ બાળકો ઉત્પન્ન કર્યા છે. આ સાંભળી શંકર કોપાયમાન થયા; પણ ઉમા પાસે આવી માટીનાં પૂતળાં જોઈ શાંત થયા."

નીચતાની પરિસીમાએ પહોંચી ગયેલી આવી વાતો નારદ જેવા પરમ ભક્ત, શંકર ભગવાન પાસે જઈને કહે તે કેવી રીતે મનાય ? બારોટોએ આવી બિના પોતાની પોથીમાં ગોઠવી કાઢી ભક્ત નારદજીની અને સર્વજ્ઞ ભગવાન શંકરના સર્વજ્ઞપણાની તેમ જ મહાદેવી ઉમાના સતીત્વપણાની ખરેખરી હાંસી કરાવી છે, જે કોઈ પ્રકારે સહન થઈ શકે તેવી નથી. આપણાં દેવદેવીઓ પર આવો અનર્થકારક આક્ષેપ કરતા તેમણે એક મૂર્ખ બાળકના જેટલો પણ વિચાર કરવાનો વખત લીધો નથી અને

યદ્વા તદ્વા ભરડી નાખ્યું છે. આ પ્રમાણે દેવમાંથી ઉત્પત્તિ વર્ણવવામાં કદાચ મૂળ કલ્પનાકારનો હેતુ પોતાના જીવનના આધારભૂત કણબીઓની મોટાઈ વર્ણવવાનો હશે; પરંતુ તેમાં માનુષીય કાર્પણ્યનું દેવોમાં આરોપણ કરી ક્ષણિક હાસ્ય અને તિરસ્કાર ઉત્પન્ન કરાવવા સિવાય તેઓએ વિશેષ કર્યું હોય તેમ જણાતું નથી. વળી, પોતાની અને પોતાના સહાયક બ્રાહ્મણોની પણ સાથે સાથે શ્રેષ્ઠતા દર્શાવવાને તે કલ્પના ઘડી કાઢી છે તે પણ વિચારવા યોગ્ય છે.

"પૂતળાંને સજીવન કરવા અને પરણાવવા દેવીએ શંકરને વીનવ્યું. શંકરે પોતાના ભવ્ય લલાટમાંથી નાગર અને ઔદિચ્ય ગોર તથા બારોટ પેદા કર્યા !"

ઠીક છે ! બારોટજીએ પોતાના તેમ જ બ્રાહ્મણના લાભ તરફ ઠીક દૃષ્ટિ વાપરી છે ! પરંતુ તેમ કરતાં એ વાત તેમના ધ્યાનમાં રહી નથી કે ત્રેતાયુગના સમયમાં આજે આપણે જોઈએ છીએ તેમ બ્રાહ્મણોની ૮૪ જુદી જુદી જ્ઞાતિઓ નહોતી, સઘળા બ્રાહ્મણોનો એક જ વર્ગ હતો ! છતાં વહીવંચાઓ તે યુગમાં શંકરના લલાટમાંથી નાગર અને ઔદિચ્યની ઉત્પત્તિ બતાવી પોતાની વાતના અસત્યપણામાં ઓર વધારો કરે છે. નાગરોની ઉત્પત્તિનો 'નગર ખંડ' નામે ગ્રંથ તેમની આ પ્રકારની ઉત્પત્તિથી તદ્દન વિરુદ્ધ જાય છે; એટલે કે નાગર બ્રાહ્મણો કણબીઓને પરણાવવાના પારમાર્થિક કાર્ય માટે શંકર ભગવાનના લલાટમાંથી કૂદી પડ્યાની વાતનો તેમાં કશો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. તેમ જ ઈ.સ. ૯૮૦ લગભગમાં ગુજરાતના રાજા મૂળરાજ સોલંકીએ રાજ્યલોભથી માતૃપક્ષની કરેલી હત્યાના પ્રાયશ્ચિત નિવારણાર્થે ઔદિચ્યોને ઉત્તરમાંથી બોલાવી શ્રીસ્થળ સિદ્ધપુરમાં વસાવ્યા હતા. જે ઈતિહાસોમાં પ્રસિદ્ધ છે. એટલે, હવે નાગર અને ઔદિચ્યની ઉત્પત્તિને કણબીની ઉત્પત્તિ તથા ત્રેતાયુગમાં જમાના સાથે લેસ પણ સંબંધ થઈ શકતો નથી; એટલું જ નહિ, પરંતુ નાગર તથા ઔદિચ્યની ઉત્પત્તિની આ બિના તદ્દન ખોટી પડે છે. વળી, બ્રાહ્મણોની સાથે શંકરના ભવ્ય લલાટમાંથી બારોટ ઉત્પન્ન થવાની કલ્પના પણ અનાયાસે મારી જાય છે એમ સમજુ પુરુષોને સહેજે ખ્યાલ થઈ શકે તેવું છે. આગળ ચાલતાં બારોટજી જણાવે છે કે -

"નાગર ગોરે પોતાના મુહૂર્ત પ્રમાણે કેટલાંક વરકન્યા પરણાવ્યાં; પણ બીજાં હાજર નહોતાં તે આવ્યાં ત્યારે તેમને પરણાવવા શંકરે નાગર

ગોરને કહ્યું. એટલે, તેણે કહ્યું કે, હવે તો બારે વર્ષે પરણશે ! તેથી શંકરે ઔદિચ્યને આજ્ઞા કરી. પ્રત્યુત્તરમાં તેણે કહ્યું, કે હું પરણાવું તેમાં મને શો લાભ ? શંકરે કહ્યું, કળિયુગમાં જ્યારે નાગર જડશે નહીં ત્યારે તમારું ઔદિચ્યોનું સન્માન થશે. તેથી તેણે પોતાના ગુરુ માંડવ ઋષિના નામથી માંડવ રાત્રિનું લગ્ન કલ્પી બાકીનાંને પરણાવ્યાં."

ધન્ય છે બારોટજીની બુદ્ધિને ! શંકર ભગવાનની આજ્ઞાનો ભંગ કરનાર નાગર ગોર શું તેમના પ્રતાપથી અજાણ હતો ? કદી નહીં. ત્યારે તેણે શંકર ભગવાનના હુકમનું પાલન કેમ ન કર્યું ? ઔદિચ્યોએ પણ પોતાની સ્વાર્થપરાયણતાનો અચ્છો લાગ સાધ્યો કહેવાય ! વળી, નાગર ગોરને મુહૂર્ત ન જડ્યું ત્યારે શું સ્વાર્થમાં અંધ થયેલ ઔદિચ્ય ગોરે ખોટું મુહૂર્ત કાઢી પરણાવ્યાં ? શું તે વેળાના બ્રાહ્મણો શંકર ભગવાનના સાંનિધ્યમાં પણ આવા સ્વાર્થ સાધુ બની અન્યનું અહિત કરનારા જ હતા ? આ પ્રશ્નનો કદી બારોટજી અમને અને વાચકવર્ગને ખુલાસો ન આપે તો કાંઈ નહીં, પરંતુ તે નાગર અને ઔદિચ્ય ગોરના પુત્રપરિવારને આપશે તોપણ તેમનો આભાર માનીશું. આવા ગપગોળાથી નિર્દોષ બિચારા નાગરો અને ઔદિચ્યોની મોટાઈ વર્ણવવાને બહાને તેમની કડવી બદનક્ષી જ કરાઈ છે. ફૂલનો દડો, બાહ્યવર અને નાતરું તો "કડવા" નિબંધના પ્રયોજકની પેઠે બારોટજીએ પણ કરાવ્યું છે અને એ માન્યતાની મુર્ખાઈમાં તો તેઓ એકબીજા કરતાં ઊતરી ગયા નથી.

બારોટજીએ વાર્તાની યોજના કરતાં એ પણ ખ્યાલમાં રાખ્યું નથી કે હમણાં દૂધીઆ કૂઈને નામે ઓળખાતો કૂવો ત્રેતાયુગથી અત્યાર સુધી એકસરખા નામે કેવી રીતે હયાત રહ્યો હશે ? કાળના ચક્રમાં સ્થિત્યંતર થતી શ્રી રામચંદ્રજીની અયોધ્યા, રાવણની લંકા અને શ્રીકૃષ્ણ પરમાત્માની દ્વારિકા જેવી જબરજસ્ત રાજ્યનગરીઓનાં પણ અસલ સ્થાન નિઃશંક શોધી શકાતાં નથી, તો ત્રેતાયુગનો દૂધીઓ કૂવો હિમાચલ અને મેરુપર્વતની માફક શી રીતે અચલ રહ્યો હશે તે જાણવું એ ઓછી અજાયબીની વાત નથી.

આ બિના વહીવંચાના ચોપડા પરથી મળી આવી છે; અને તેમણે નાગર, ઔદિચ્ય અને બારોટો, કે જેમના વંશપરિવારની આજીવિકાનો લાંબા સમયથી કણબીઓની લગ્નપદ્ધતિ પર સારો આધાર રહેલો છે તેમની મહત્તા વધારવા અન્ય ભલા દિલના કણબીઓના કાળજામાં તેમના પ્રતિ સદાને માટે પૂજ્ય ભાવ-બુદ્ધિ કાયમ રાખવા, પોતાની ઉત્પત્તિ તેમના

(કણબીના) હિતને માટે શંકર ભગવાનના ભવ્ય લલાટમાંથી કલ્પી કાઢી છે; પરંતુ આવી અસ્વાભાવિક કલ્પનાને પરિણામે તેમની સઘળી હકીકત મારી જાય છે. વળી, તેમણે કુદરતી ક્રમથી વિરુદ્ધ એવો પૂતળાંમાંથી જ ઉત્પત્તિનો આધાર લીધો છે અને તે સાથે અતિશય અજાયબીની વચ્ચે ઉત્પત્તિના પ્રયોજકે લગ્નની પદ્ધતિને પણ સાંકળી ઘાલી છે. આ પરથી સહેજે એવું અનુમાન થાય છે કે, આ રીતે વર્ણવેલી ઉત્પત્તિ અને લગ્નપદ્ધતિ બન્ને બાબતો કેવળ બાળકમગજની કલ્પના માત્ર જ છે અને તેને આધારભૂત ઠરાવી શ્રદ્ધાળુ અને ભોળાં હૃદયોમાં, તે સાચી છે એમ ઠસાવવાને તેમાં જમાનાનો લાભ લઈ દેવદેવીઓના નામે વાતો કરવામાં આવી છે. આમ છતાં તેમની આ પ્રકારની વાતોને કોઈ સબળ આધાર વા બુદ્ધિગમ્ય પ્રમાણ ન હોવાથી, એક નિરાધાર વસ્તુને બીજી નિરાધાર વસ્તુના આધારે રાખતાં જેમ બન્ને વધારે જલદીથી પડી જાય છે તેમ આ બંને વાતો સહેલાઈથી અસંભવિત માલૂમ પડી આવે છે; અને તેથી તેના પ્રયોજકનો પ્રયત્ન ફોકટ જવા ઉપરાંત તેમના વિષે સમજુ વર્ગમાં વધારે અણગમો ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે.

ઉપરની દંતકથાઓ સિવાય, વળી, આપણી ઉત્પત્તિ વિષે "બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ"ના કર્તાએ પણ અકારણ એક ગપગોળો ગબડાવ્યો છે. તો તેનું પણ આ સ્થાને અવલોકન કરવું યોગ્ય છે કે જેના પરિણામે અસત્ય લય પામી સત્ય પ્રત્યક્ષ થઈ શકે.



## પ્રકરણ-૪

# "બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ"માં ગબડાવેલા ગપગોળાનું ચૂર્ણ

"બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ"ના લેખક ઔદિચ્ય બ્રાહ્મણ હરિકૃષ્ણ વ્યંકટરામ શર્માના પોતાના સદરહુ ગ્રંથમાં લખે છે કે -

"રામના પુત્ર લવ-કુશ સિદ્ધપુર યાત્રાર્થે ગયા. ત્યાંથી પાંચ ગાઉ પર ઉમાદેવીના દર્શન માટે ઊંઝા ગયા. દેવીની સેવા માટે ત્યાં રહેતા ગરીબ ખેડૂતોમાંથી લવ-કુશે યોજના કરી, તે પરથી તેઓ લેઉવા અને કડવા કહેવાયા."

આ ઉલ્લેખથી પ્રથમ પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, રામના પુત્ર લવ-કુશ ત્રેતાયુગના સમયમાં થઈ ગયેલા છે, અને ઊંઝા ગામનું તથા ઉમિયાદેવીના સ્થળનું ઈ.સ.ના બીજા સૈકા સુધી નામનિશાન પણ નહોતું; ત્યારે **મૂલોનાસ્તિ કુતો શાખા** એ ન્યાયે લવ-કુશ સિદ્ધપુરથી ઉમિયાજીનાં દર્શન કરવા સારુ ઊંઝા ગયા એ વાત માની જ શકાય કેમ ? વળી, લવ-કુશ સિદ્ધપુર યાત્રાર્થે આવ્યા હતા એ વાત રામાયણ કે કોઈ પુરાણોમાં પણ નથી, તો પછી પંડિતજીએ લવ-કુશ સિદ્ધપુર યાત્રાર્થે આવ્યા હતા તે પ્રકરણ કયા પુરાણના પાનામાંથી શોધી કાઢ્યું ? તેના સ્પષ્ટ ખુલાસાના અભાવે અસત્યને આધાર નહીં એમ જ કહેવું જોઈએ. પંડિતજીને અમે માનપૂર્વક પૂછીએ છીએ કે, જેને માટે હૃદયમાં પુષ્કળ પૂજ્યતાની લાગણી હોઈ હજારો કોસોનું અંતર વટાવી લવ-કુશ યાત્રાર્થે આવ્યા હતા તે મહામાયા ઉમાદેવીની સેવા માટે તેઓ શૂદ્રોની યોજના કરે એ કેટલી અજાયબી ભરેલી બિના છે ? પંડિતજીએ કડવા-લેઉવાને માટે લખ્યું તે તો ઠીક, પરંતુ જગન્નિયંતા શ્રી શંકર ભગવાનનાં અર્ધાંગના માટે કેટલા હલકા વિચારો દર્શાવ્યા છે, તે પણ વિચારવા જેવી વાત છે. શું વર્ષોનાં વર્ષો સુધી તપશ્ચર્યા કરી કૈલાસપતિને વરનાર ઉમાદેવી શૂદ્રો થકી સેવવા યોગ્ય હતાં ? કદાચ તેવા સ્થળમાં અન્યનો અભાવ હોય તો જેને માટે પોતાના હૃદયમાં પૂજ્યતાની અતિ લાગણી છે તેવા સામ્રાજ્યના અધિપતિ લવ-કુશ એને માટે બીજી વ્યવસ્થા કરવા શું અશક્ત હતા ? શું લવ-કુશ સિદ્ધપુરથી ઊંઝા ઉમાદેવીની યાત્રા કરવા ગયા ત્યાં સુધી દેવીની સેવા કરનાર કોઈ જ નહીં હોય ? અને કોઈ ન હોય તો તે પ્રસિદ્ધિમાં આવ્યાં

કેવી રીતે ? ખેડૂત શબ્દ દ્વિજનું અભિધાન છે, છતાં પંડિતજીએ તેને શૂદ્રનું વિશેષણ લગાડવામાં ખરેખર પંડિતાઈને હજારો હાથના કૂવામાં ઉતારી દીધી જણાય છે; નહીં તો જે કાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર જ વર્ણ હતા તે કાળમાં લેઉવા, કડવા વગેરે જ્ઞાતિભેદ પાડી તેમનામાં શૂદ્રતાની કલ્પના કરી છે, એ જ તેમના ઉલ્લેખની અસત્યતા સ્પષ્ટ કરી આપે છે. બીજું વધારે તો નહીં પરંતુ તેમના કર્મ તરફ દૃષ્ટિ કરી અનુમાન ઉપર આવ્યા હોત તો આવી ધૃષ્ટતા કરવાની તેમણે લેશ પણ હિંમત કરી હોત નહીં. વળી, તેઓ આગળ જણાવે છે કે -

"કડવા દેવીની ગાયો ચારવા ગયા હતા, એ દરમિયાન લગ્નનું મુહૂર્ત આવ્યું, તેથી લેઉવાને પરણાવ્યા અને કડવા રહી ગયા. રહી ગયેલ કડવાએ અસંતોષથી માતાજીને પ્રાર્થના કરી ત્યારે 'તમારા વિવાહ બાર વર્ષે થશે' તેવું દેવીએ વચન આપ્યું."

જેમ આપણા શર્માજીએ જ્યોતિષશાસ્ત્રનો વિચાર કરવા તકલીફ લીધી નથી તેમ શું આપણાં હિંદુ દેવદેવીઓ પણ વિચાર કર્યા વિના 'બાર વર્ષે વિવાહ આવશે' તેવું યુક્તિ વિનાનું બોલી ગયા હશે ? આગળના અવિદ્યાના અંધકારમય જમાનામાં કેટલાક સ્વાર્થપરાયણ પુરુષોએ પોતાના વંશજોના નિર્વાહને માટે આપણાં દેવદેવીઓનાં સંબંધમાં યદ્વા તદ્વા લખી કાઢી તેમને આજના પ્રત્યક્ષ પ્રમાણવાદીઓ અને અન્ય ધર્મના પાદરીઓ વગેરેની નજરમાં હલકાં પાડી નિંદા કરવાનાં કારણો આપ્યાં છે, તેમાં શર્માજી પણ આવું લખી કાઢી એક બાબતનો વધારો કરે છે. તેઓ જણાવે છે કે -

"ઊંઝામાં ઉમાદેવીનાં કમાડ બાર વર્ષે કણબીનાં લગ્નો આવે ત્યાં સુધી સદૈવ બંધ રહેતાં હતાં. લગ્ન સમયે પૂજારીને સ્વપ્ન થતું અને કમાડ ખૂલી જતાં."

જો કમાડ સદૈવ બંધ જ રહેતાં હતાં તો લવ-કુશ કોનાં દર્શન કરવા ગયા હશે ? અને કડવા-લેઉવાની યોજના કયાં દેવીની પૂજા માટે કરવામાં આવી હશે ? પોતાના કોઈ ભક્તને નહીં પણ ભાડૂતી પૂજારીને દેવી સ્વપ્નમાં આજ્ઞા આપે તે વાત આ જમાના માટે તદ્દન અયોગ્ય છે. આવાં પરસ્પર વિરોધાભાસનાં વચનો એક જ વિષયમાં હોવાનું પ્રતીત થતાં શર્માજીએ પ્રતિપાદન કરવા ધારેલી બિના ઊલટી વધારે બિનપાયાદાર બનતી ગઈ છે. આમ છતાં પણ પોતાની કલ્પિત કહાણીના આધારમાં તે જણાવે છે કે -

"આ વૃત્તાંત શિષ્ટોના મોઢાથી સાંભળીને વર્ણવ્યું છે."

 આજકાલમાં છાપખાનાના જમાનાને લીધે જાહેરમાં આવેલાં શાસ્ત્રપુરાણો અને ઈતિહાસો વગેરે સાધનો દ્વારા જ્ઞાનપ્રાપ્તિના સઘળા રસ્તા ખુલ્લા થઈ જવા છતાં, આવા પ્રકારના પાયા વિનાના ગપગોળા ગબડાવવા માટે મધ્યકાળના જમાનાથી આજ સુધી પોતાનું સેંકડો વર્ષોનું આયુષ્ય કાયમ રાખી રહેલા તે મહાશિષ્ટ પુરુષો કયા ગિરિની કંદરાને દિપાવી રહ્યા છે તે બતાવવા શર્માજી કૃપા કરશે કે ?

શર્માજીના આ પુસ્તકનું એક અચ્છું દષ્ટાંત વાચકો સમક્ષ રજૂ કરી, એ જણાવવાની ઈચ્છા છે કે, વિદ્યોપાસનાના જાગતા જમાનામાં પણ હરિકૃષ્ણજીએ આ પુસ્તક લખી કાઢી ગપગોળાનો એક સારો જથ્થો પોતાના પુસ્તકરૂપી તોપખાનામાં સંગ્રહી રાખ્યો છે. જ્યારે આવા શાંતિ અને પ્રકાશના જમાનામાં પણ, આવાં પુસ્તકો પ્રતિપાદન કરનારા હિંમતેમર્દ હયાત છે, તો જે સમયમાં નિશદિન જાનમાલની સલામતી માટે અસ્વસ્થ બની માણસોએ અંધકારમાં રહેવાનું હતું તે સમયે એકાદ હોશિયાર માણસ સંસ્કૃત શ્લોકો બનાવી પુસ્તકના રૂપે પાતાળમાં સંગ્રહી અમુક કાળે તેનાં પાનાં પુરાણાં બનતાં બહાર કાઢી પાટીદારોનાં ભલાં અને શ્રદ્ધાળુ અંતઃકરણોમાં તેમાંની હકીકતોને દેવદેવીઓના નામે કેટલી સહેલાઈથી સાચી મનાવી શકે, તે સહજ વિચારે સમજી શકાય તેવું છે. આમ છતાં શર્માજીએ વિચારવું ઘટતું હતું કે હવે તે અંધકારના જમાનાનો લોપ થઈ સારાસારના વિચારનો પ્રકાશ મનુષ્ય-અંતઃકરણોમાં પ્રકાશિત થવા લાગ્યો છે; અને તેથી તેમનો આ પ્રકારનો પ્રયત્ન કેવળ અકાલીન હોઈ નિરર્થક થઈ પડે એમ છે. જેઓના સંબંધમાં તેમણે આ પ્રયોગ પ્રયોજ્યો છે તેઓ તેનું રહસ્ય-સત્ય સારી રીતે સમજી ગયા છે કે, આ બધી અસ્વાભાવિક વાતો ૧૩મા સૈકા પછીની અંધાધૂંધીમાં સ્વાર્થપરાયણ લોકોએ ચલાવી અને અસ્વસ્થ દશાવશ સરળ અંતઃકરણના પાટીદારોએ અંધશ્રદ્ધાળુ બની માની લીધી હતી. તેમના આવા આધાર વિનાના લખાણ પરથી છેવટે એવા સિદ્ધાંત પર આવી શકાય કે, તેમણે જેમ બીજી બધી જ્ઞાતિઓ માટે યથેચ્છ લખ્યું છે તેમ કણબી જ્ઞાતિ માટે પણ તેમને શૂદ્રની પંક્તિમાં મૂકવાનું પ્રથમથી જ નિર્માણ કરેલું હશે અને પોતાની એ કલ્પનાને લક્ષ્યબિંદુ કરી સદરહુ જ્ઞાતિમાં ઉત્પત્તિ અને લગ્નપદ્ધતિના ચાલતા વાયરાને આધારે પોતાની જાતે સંસ્કૃત શ્લોકો બનાવી આ હકીકત લખી કાઢી હશે. આમ છતાં તે જ પ્રસંગે તેમને  પૂતળામાંથી ઉત્પત્તિ થવાની અસ્વાભાવિક વાત ઠીક ન લાગવાથી, ભવિષ્યમાં એક શાસ્ત્ર તરીકે માનનીય કરવા ધારેલ પોતાના પુસ્તકને વધુ

શંકાશીલ ન બનાવવા, તેમણે તેવા પ્રકારની ઉત્પત્તિ લખવાનું બીજુ પર રાખી એડનું તેડ વેતરી નાખી કલ્પનાના આધારે લગ્નપદ્ધતિ ચીતરી કાઢી વિષયાંતર કરેલું છે. જે તરફ વાચકવર્ગનું ધ્યાન દોરવામાં આવે છે. શર્માજીએ પુસ્તકના વિદ્વાન લેખક તરીકે જાણી જોઈને આ ગંભીર પ્રકારની ભૂલ કરી છે કે કેમ તે કહી શકાય નહીં, પરંતુ અસત્ય એવી અજબ વસ્તુ છે કે તે તેના પ્રયોજકને ભુલાવ્યા વિના રહેતી નથી. વળી, તેમણે આવું ચિત્ર ચીતરતાં જમાનાનો પણ વિચાર કર્યો નથી. જાનમાલની સલામતીની શંકામાં ને શંકામાં સત્ય હકીકતનું જ્ઞાન મેળવવા તરફ લક્ષ ન આપી શકાય તેવો અલાઉદ્દીન ખીલજી, મહમદ ગાંડો કે સિકંદર લોદીનો આ અફગાન સમય નથી; પરંતુ નેક નામ સાર્વભૌમ બ્રિટિશ સિંહના રાજ્ય-અમલનો પૂરેપૂરો પ્રકાશિત વખત છે, એટલે કણબીઓ હવે મૂઢ અને નિરક્ષર રહેવા પામ્યા નથી કે હરિકૃષ્ણ શર્માનું 'આ વૃત્તાંત મેં શિષ્ટોના મુખથી સાંભળ્યું છે' તે કથન તરત માની લે. આજકાલ એવા તડાકીઆ શિષ્ટો ભાગ્યે જ મળી આવે તેમ છે. હાલ તો એવા ગપગોળા ગબડાવનાર શિષ્ટોને તેમની લાયકાત મુજબ વધાવી લેનારો જમાનો તૈયાર થઈ ગયો છે, એટલે હવે સાચી જ્ઞાનગોષ્ઠિ કરવાનો જ સમય આવી લાગ્યો છે. જે વાતને ખાસ ઈતિહાસ કે શાસ્ત્રોના આધાર નહીં હોય તેવી અસ્વાભાવિક વાતોનાં સઘળાં પોથાં-થોથાં, નવા જમાનામાં નીકળેલી વિવિધ નામધારી વોશિંગ કંપનીઓ દ્વારા વિદ્વાનો ધોઈ નાખવાનો ધંધો લઈ બેઠા છે. તેથી કહેવાતા શિષ્ટોના મુખપાઠની યોજના આ જમાના માટે હવે નકામી છે. વળી, કણબીઓને ઉપવીતનો અધિકાર હોવા છતાં અને તેઓનાં પ્રત્યક્ષ કર્મો દ્વિજનાં હોવા છતાં તેમને એકદમ 'કડવે લેઉવે શૂદ્ર હૈ' આ વિશેષણ લગાડી દઈ મહત્તા પ્રાપ્ત કરવાની મોટી હિમ્મત કરવામાં પોતાની કિંમત કરાવવા કરતાં પંડિતજીએ વિશેષ પ્રાપ્ત કર્યું હોય એમ લાગતું નથી.

પંડિતજી રચિત આ પુસ્તક માંહેના વિચારો માટે અમારે આ સ્થાને ટીકા કરવી પડી છે તેને માટે અમે દિલગીરી છીએ, પરંતુ સામ્પ્રત સમયે સત્યાસત્યનું સ્ફોટન કરી અમુક કોમની ઉત્પત્તિ લખનાર વ્યક્તિ, બીજી કોમોની આધાર વિનાની કહાણીઓ લખી તેમને ઉતારી પાડવાનો યત્ન આદરે, તે તરફ સત્યતાની ખાતર અમારે જમાનાનું ધ્યાન ખેંચવું જોઈએ.

હવે આપણે 'લેઉવા પુરાણ' તથા 'વડનગરા કણબીની ઉત્પત્તિ' નામક પુસ્તકોનું નિરીક્ષણ કરવું અવશેષ રહે છે, તો તે પુસ્તકોમાં આ વિષયને સંબંધ રાખનારી હકીકતોનું આગળના પ્રકરણમાં અવલોકન કરીશું.

❋ ❋ ❋

## પ્રકરણ-૫

## 'લેઉવા પુરાણ' તથા 'વડનગરા કણબીની ઉત્પત્તિ' નામક પુસ્તકોની સમાલોચના

### 'લેઉવા પુરાણ'નો સાર અને સમાલોચના

લસુંદરા નિવાસી ભટ્ટ ગોરધનરામ સદારામે કડવા-લેઉવા કણબીની ઉત્પત્તિ વિષે જે લખ્યું છે તેનો સાર નીચે પ્રમાણે છે :

"એક વખતે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જગત્‌ના કલ્યાણને માટે એકઠા મળી વિચાર કરતા હતા, એવામાં અસુરોના ભયથી ભયભીત થયેલા ઋષિઓએ આવી દેવાધિદેવોની પ્રાર્થના કરી શરણ માગ્યું. બ્રાહ્મણોના દુઃખની આ બિના સાંભળી યોગેશ્વર શંકરને અપાર ક્રોધ ઉત્પન્ન થયો, તેથી પોતે બે શિવકુમારોને ઉત્પન્ન કર્યા અને રાક્ષસોનો સંહાર કરી ઋષિઓના યજ્ઞનું રક્ષણ કરવાનો તેમને હુકમ આપ્યો. બંને શિવકુમારો શંકરને વંદન કરી યુદ્ધ માટે દાનવો પ્રતિ પ્રયાણ કરી ગયા, જ્યાં મહાદારુણ યુદ્ધ થતાં દાનવોની સખ્ત હાર થઈ. તેથી દેવોનાં દુંદુભિ વાગ્યાં, પુષ્પોની વૃષ્ટિ થઈ અને ઋષિમુનિઓએ તેમને આશીર્વાદ આપ્યા. ઋષિઓનો યજ્ઞ નિર્વિઘ્ને પરિપૂર્ણ થતાં બંને શિવકુમારો સ્વયંભૂ પાસે કૈલાસમાં પાછા આવ્યા. તેઓ સાષ્ટાંગ દંડવત્ કરી ઊભા રહ્યા, એટલે શંકર ભગવાને તેમને તપ કરવાનો ઉપદેશ આપ્યો. તેથી હિમાલયમાં જઈ તેમણે ઉગ્ર તપ આરંભ્યું. તેમના ઘણાં વર્ષો સુધીના એવા તપથી ઈંદ્રને ભય ઉત્પન્ન થયો, તેથી તેણે તેમને તપોભંગ કરવા અપ્સરાઓ મોકલી. તેઓએ આવી આ બંને કુમારોને છળી તપોભઙ્ગ કરવાનો પ્રયત્ન કર્યો. શિવકુમારોનું ધ્યાન ભંગ થતાં તેમનાં ચક્ષુમાંથી અગ્નિની જ્વાળા નીકળી, જેથી અપ્સરાઓ બળીને ભસ્મીભૂત થઈ ગઈ. આથી કુમારો ઘણા દિલગીર થયા અને અંતર્દષ્ટિ કરી ધ્યાનમાં જોતાં તેઓને ઈંદ્રનું કપટ જણાઈ આવ્યું. બન્નેએ કોપાયમાન થઈ ઈંદ્રને શાપ આપ્યો, તેથી દેવોને અર્ભકાસુર રાક્ષસનો ભય ઉત્પન્ન થયો. એક દિવસે તે દાનવના પુત્રો લાગ જોઈ  ઈંદ્રાસનની છૂપી રીતે ચોરી કરી ગયા, જેની બારીક તપાસ કરતાં પત્તો લાગ્યો. તેથી દેવ દાનવો વચ્ચે જબરું યુદ્ધ થયું. યુદ્ધમાં દેવતાઓ હાર્યા,

એટલે ઈંદ્રે વિષ્ણુલોકમાં આવી વિષ્ણુનું શરણ માગ્યું. વિષ્ણુએ તેને શંકર પાસે જવાની ભલામણ કરી, તેથી તેણે કૈલાસમાં આવી શંકરની સ્તુતિ કરી. શંકરે પ્રસન્ન થઈ તેને શિવકુમારો પાસે જવાનું કહ્યું. શિવકુમારોના આશ્રમ પર આવી ઈંદ્રે મદદ માટે તેમને કહ્યું, જેથી બંને શિવકુમારો ફરીથી યુદ્ધે ચઢ્યા અને દાનવોને સખ્ત હાર આપી. વિજયી શિવકુમારોનો સ્વર્ગમાં ભારે સત્કાર થયો. તેઓ ફરીને તપ કરવા જવાની તૈયારીમાં હતા, એટલામાં તો દેવમુનિ નારદે આવી ગૃહસ્થાશ્રમ માંડવાનો તેમને ઉપદેશ કર્યો. તેઓએ અપ્સરાઓ સાથે ગૃહસ્થાશ્રમ માંડ્યો, જેથી બે પુત્રો થયા. કેટલાંક વર્ષો પછી નારદના ઉપદેશથી તેઓએ સંસારનો ત્યાગ કર્યો ત્યારે અપ્સરાઓ ઘણી દિલગીર થઈ અને સ્વર્ગમાં ગઈ. શિવકુમારોના બંને પુત્રોને નારદજીએ કૈલાસમાં લઈ જઈ શંકરને સોંપ્યા. કેટલાક સમય પછી રામચંદ્રજીના વંશજ પુરંજય રાજાએ પુત્રપ્રાપ્તિ માટે તપ કર્યું, ત્યારે શંકર પ્રસન્ન થયા અને તેને શિવકુમારોના બંને પુત્રો આપ્યા. રાજાએ પોતાની મોટી રાણી ઉષાવતીને બલિ અને મેનાવતીને ભદ્ર એમ એક એક પુત્ર આપ્યો. પુત્રપ્રેમઘેલી બંને રાણીઓ એક વખતે પુત્રોને લાડ લડાવતી હતી ત્યારે બ્રાહ્મણો ભિક્ષા માટે આવી પહોંચ્યા, જેની તેમણે દરકાર ન કરી. તેથી પોતાનું અપમાન થયું સમજી બ્રાહ્મણોએ શાપ દીધો કે, આ બંને પુત્રો અતિ હેરાન થશે. કેટલાંક વર્ષો બાદ રાજા પુરંજયે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો અને બલિનો રાજ્યાભિષેક થયો. બંને ભાઈ-બલી અને ભદ્ર દિગ્વિજય કરતા કરતા ગંગાતટ ઉપર મુનિ દુર્વાસાના આશ્રમ પર આવ્યા. આશ્રમની જમીન ફળદ્રુપ જોઈને તેનું ખેડાણ કરવાની તેમની ઈચ્છા થઈ, તેથી દુર્વાસાએ તેમને શાપ આપ્યો. બલિ અને ભદ્રને લેહક તથા કૈટલ નામના બે પુત્રો થયા. તેઓ કુસંપથી રાજભ્રષ્ટ બની ગંગાકાંઠે ખેતી કરવા લાગ્યા. ત્યાં એકવાર ધૌમ્ય મુનિ આવી પહોંચ્યા. તેમનો તેઓએ રૂડી રીતે આદરસત્કાર કર્યો, એટલે પ્રસન્ન થઈ તેમણે યજ્ઞ કરાવ્યો, તેથી દેવતાઓ પ્રસન્ન થયા. આ બંને લેહક તથા કૈટભથી લેઉવા અને કૈડવાની ઉત્પત્તિ થયેલી છે.''

આ પ્રમાણે ભટ્ટ ગોવર્ધનરામે હિંદુસ્થાનમાં થઈ ગયેલા ભીમ નામક કોઈ અપ્રસિદ્ધ કવિનાં કાવ્યોના ફાટ્યાતૂટ્યા, અવ્યવસ્થિત અને અસંબંધ કકડા પરથી પોતાની કલ્પનાશક્તિના આધારે વસ્તુસંકલન મેળવી પદ્યમાં ઉત્પત્તિ આલેખી છે. જે કાવ્યો પરથી આ બિના ઘડી કાઢી છે તે કાવ્યોના કકડા અસંબંધ અને અપૂર્ણ હોવાથી સદરહુ કવિ ભીમના સ્થાન, સમય

અને ઉત્પત્તિ વિષે કશા પણ પ્રામાણિક આધાર બતાવી શકતા નથી, જે માટે પ્રસ્તાવનામાં લેખક ભટ્ટજીએ પોતે જ દિલગીરી દર્શાવી છે. ઉપરાંત, જ્ઞાતિની ઉત્પત્તિ વિષેની તેમણે આલેખેલી બિનાને પણ કોઈ શાસ્ત્ર, પુરાણ કે ઈતિહાસાદિનો આધાર હોવાનું પોતે જણાવતા નથી. આ વગેરે પરથી કોઈ પણ સાધારણ બુદ્ધિનો માણસ સહજ સમજી શકશે કે આ ગ્રંથ આધારની ખામીવાળો છે. આ જમાનામાં રૂડી વસ્તુસંકલના કે કાવ્યમાધુર્ય પરથી જનસમાજનું મન મનાવી શકાતું નથી. તેના સિદ્ધાંતની સત્યતા માટે સંતોષ આપવા જેવા પ્રામાણિક આધારોના અભાવે તે ગ્રંથ અત્યાર સુધી જોઈએ તેવી પ્રતીતિ અને પ્રખ્યાતિ પામ્યો નથી તેવું સાફ જણાઈ આવે છે, તો પણ કવીશ્વર ઉત્તમરામજી, વહીવંચા, બારોટો અને 'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ'ના લેખક શર્મા હરિકૃષ્ણજીએ જ્ઞાતિનો ઈતિહાસ લખી હાંસી કરવા જેવું કર્યું છે, તેમના કરતાં ઉક્ત ભટ્ટજીનો પ્રયાસ દેખાવમાં સારો જણાય છે; પરંતુ તેથી તેમણે આલેખેથી ઉત્પત્તિ પ્રમાણભૂત છે એવું માની શકાતું નથી.

### 'વડનગરા કણબીની ઉત્પત્તિ'ની સમાલોચના

શ્રી વડનગરા કણબી હિતવર્ધક સભાના ઑનરરી સેક્રેટરી મિ. ડાહ્યાભાઈ લક્ષ્મણદાસ પટેલે જ્ઞાતિનો ઈતિહાસ અને ઉન્નતિનો માર્ગ દર્શાવવા સદરહુ પુસ્તક સને ૧૯૦૬માં પ્રસિદ્ધ કર્યું છે. લેખકના જણાવવા પ્રમાણે તેમાં તમામ લેઉવા કડવાની ઉત્પત્તિ આપવામાં આવી છે. જ્ઞાતિનો ઈતિહાસ જ્ઞાતિબંધુઓ આગળ રજૂ કરવાનો તેમનો પ્રયાસ કેટલે અંશે ફળીભૂત થયો છે તે જણાવવાનું આ સ્થાન નથી; પરંતુ કણબીની ઉત્પત્તિ વિષે મિ. ડાહ્યાભાઈ જેવા વિદ્વાન લેખકના અભિપ્રાયને અને પ્રસ્તુત પુસ્તકને પરસ્પર સંબંધ હોવાથી ઉત્પત્તિ વિષે તેમના વિચારોનું નિરીક્ષણ કરવાની આપણને વિશેષ જરૂર છે. તેથી, હવે પ્રશ્ન એ થાય છે કે, કણબીની ઉત્પત્તિ વિષે મિ. ડાહ્યાભાઈ પોતાના પુસ્તકમાં શું પ્રસિદ્ધ કરે છે ? દિલગીરી સાથે અત્રે જણાવવું પડે છે કે તેમના જેવા વિદ્વાન પુરુષે શાસ્ત્રપુરાણ અને ઈતિહાસ વગેરે પરથી તદ્‌વિષયક ખરી હકીકતોનો સંગ્રહ કરી ઉત્પત્તિનું પુસ્તક બહાર પાડવાને બદલે લોકોમાં ચાલતી અસ્વાભાવિક વાતોને અસલ રૂપમાં પ્રસિદ્ધિમાં મૂકી છે. આ વાત ઉપરથી સત્યનું સંશોધન કરી સારાસારનો વિચાર કરી પોતાને જણાતું સત્ય જાહેર કરવાની તેમણે હિમ્મત કરી નથી. વળી, એમ પણ કહી શકાય કે 'લેઉવા

પુરાણ', ભાટચારણાદિની વાતો અને નિબંધો ઉપરની હકીકતોનો સંગ્રહ કરી તેમના જેવા વિદ્વાને સાંપ્રતકાળમાં આવું પુસ્તક પ્રસિદ્ધ કરી કણબી જ્ઞાતિને પોતાની ઉત્પત્તિના ઈતિહાસમાં વધુ સંશોધન કરવાના સાહસમાં કાંઈક શિથિલ બનાવી છે. ઘણા સમયથી વહીવંચા, બારોટો, બ્રાહ્મણો અને આ વિષયના સ્વાર્થપરાયણ માણસોની કપોળકલ્પિત કથાઓથી કંટાળી ગયેલી કણબી જ્ઞાતિને તેમના જેવા વિદ્વાને પુસ્તક બહાર પાડવાની ખબરથી બેશક સારી આશા આપી હશે, તેથી પણ એ વિષયમાં અત્યાર સુધી જેણે જેણે જે ઉલ્લેખો કરેલા છે તેના પર સત્યાસત્યનું શોધન કરી અન્ય ઐતિહાસિક પુસ્તકોના આધારે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવી લોકોને સત્ય પંથ સુઝાડવો જોઈતો હતો; પરંતુ તેમણે આ પુસ્તકના લેખક તરીકે બહાર પડી સત્ય પ્રતિ જે તટસ્થ વૃત્તિ રાખી છે તે અપ્રશંસનીય છે, એમ દિલગીરી સાથે જણાવ્યા સિવાય ચાલતું નથી. જ્યારે આવા અગત્યના અને અંધારામાં રહેલા તકરારી વિષય પર તેમના જેવા નિખાલસ વિદ્વાને પોતાનો સત્ય અભિપ્રાય આપવામાં જાહેર હિંમત દેખાડી નથી ત્યારે તેમની પહેલાંના અંધાધૂંધીવાળા સમયના બારોટો અને બ્રાહ્મણોનો શું વિશેષ દોષ કાઢી શકાય ?

આપણી જ્ઞાતિની ઉત્પત્તિ વિષયક ચાલતી અને લખવામાં આવેલી આ સઘળી વાતોમાં સમાયેલા સત્યાસત્યનો સમયોચિત વિચાર કર્યા પછી હવે તેની એક જથે ગૂંથણી કરવાના હેતુથી, ખાસ જુદા જ પ્રકરણમાં સામાન્ય સમાલોચના કરવામાં આવી છે, તે ઉપરથી વાચક વર્ગ પોતપોતાની બુદ્ધિ અનુસાર સત્યાસત્યનો વધારે સુગમ રીતે નિર્ણય કરી શકશે.



## પ્રકરણ-૬
## સામાન્ય સમાલોચના

ઉત્પત્તિ અને લગ્નપદ્ધતિ વિષે આજ સુધીમાં જે જે લખાયું છે તે આગળનાં પ્રકરણોમાં આપણે પૃથક્ પૃથક્ જોઈ ગયા છીએ. કણબીની ઉત્પત્તિ વિષે ઉલ્લેખ કરવાનો દરેક લેખકનો સામાન્ય હેતુ હોવા છતાં તે દરેકે નીચે પ્રમાણે ભિન્ન ભિન્ન મત દર્શાવ્યા છે.

કવિ ઉત્તમરામજી કહે છે : મહાદેવજી તથા દેવી ઉમા બંને હીંગળાજ દેવીનાં દર્શને જતાં હતાં ત્યાં જંગલમાં દેવી ઉમાએ પૂતળાં બનાવ્યાં અને કડવાઓની ઉત્પત્તિ થઈ.

એક વહીવંચો કહે છે : મહાદેવજી તથા દેવી ઉમિયાજી બંને ઊંઝિયા રાક્ષસના જંગલમાં થઈને જતાં હતાં ત્યાં દેવીએ કુમારિકાના પવિત્ર તટ પરની માટીનાં પૂતળાં બનાવી તેમાંથી કડવાઓની ઉત્પત્તિ કરી છે.

વળી બીજો વહીવંચો કહે છે કે : ત્રેતાયુગમાં ઋષિઓને દાનવો તરફથી બહુ દુઃખ પડ્યું ત્યારે પોતાનું દુઃખ ફિટાડવા તેઓ કૈલાસમાં શંકરને વિનંતી કરવા ગયા; ત્યાં માતા અંબિકાની આજ્ઞાથી તેમણે ભભૂતનાં પૂતળાં બનાવ્યાં, ને દેવીએ તેમને સજીવન કર્યાં, તેથી કડવાઓની ઉત્પત્તિ થઈ છે.

પંડિત હરિકૃષ્ણ શર્મા કહે છે : જ્યારે લવ તથા કુશ બંને સિદ્ધપુર યાત્રાર્થે આવ્યા ત્યારે ઉમાદેવીનાં દર્શન કરવા ઊંઝા ગયા; ત્યાં રહેતા શૂદ્ર ખેડૂતોમાંથી દેવીની સેવા કરવા લવ તથા કુશે યોજના કરી, તેથી લેઉવા તથા કડવા કહેવાયા.

આ પ્રમાણે જુદા જુદા લેખકો તરફથી જે બિના-બયાનો મળી આવ્યાં છે તે જોતાં તેઓ પોતાના સિદ્ધાંતમાં એકબીજાથી જુદા પડે છે. વહીવંચાઓની વહી તપાસવાની જો મને વધારે તક મળી હોત તો આવા પ્રકારના અનેક ગપગોળાનો ખજાનો હાથ આવત. જોકે વહીવંચાઓના

સાંકડા મનથી મને એવી તક મળી નથી, તો પણ આ હકીકત તદ્દન ખોટી છે એવું માનવાને તે વિના બીજાં ઘણાં કારણો તેમની હકીકત ઉપરથી જણાઈ આવે છે.



આપણે ઉપર જોઈ ગયા તે કરતાં તેઓના અભિપ્રાયોની ભિન્નતાના બીજા વધારે દાખલાઓનું અત્રે વિવેચન કરીએ તો તે અસ્થાને નહીં જ ગણાય. તેઓમાંનો કોઈ કહે છે કે -

ઉત્પત્તિ પછી લગ્ન કરતાં ધાર્મિક ક્રિયા કરાવવા માટે ગોરની જરૂર પડી એટલે નાગર તથા ઔદિચ્ય બ્રાહ્મણને ભગવાન શંકરે પોતાના ભવ્ય લલાટમાંથી ઉત્પન્ન કર્યા.

બીજો કહે છે : નાગર તથા ઔદિચ્ય ગોર તથા બારોટો વગેરેને શ્રીરામચંદ્રજીએ પંચવટીમાં સ્થાપી આપ્યા.

ત્રીજો લેખક વળી કાંઈક ઈદમ્ તૃતીયં બતાવે છે, અને ચોથો નામ-ઠામ વિનાના શિષ્ટોને આગળ ધરી પોતાનો કક્કો ખરો કરાવવા મથે છે. ઉત્પત્તિનો જમાનો પણ દરેક યદ્‌વા તદ્‌વા બતાવે છે. કોઈ દ્વાપરયુગ તો કોઈ ત્રેતાયુગ બતાવે છે; જ્યારે કોઈ શ્રીરામચંદ્રજીનો સમય, તો કોઈ શ્રીકૃષ્ણનો સમય કલ્પી રહ્યો છે. વળી, નાગર અને ઔદિચ્ય વગેરેની ઉત્પત્તિ પણ આપણી જ સાથે એ કાળમાં બતાવે છે, જેની અસત્યતા વિષે આગળનાં પ્રકરણોમાં સારો ખુલાસો થઈ ગયો છે.

આ પ્રમાણે બહાર આવેલી હકીકતોનું સવિસ્તર સરવૈયું તપાસતાં ચારે લેખકોનું લક્ષ્યબિંદુ એક જ હોવા છતાં, તેઓ દરેક જુદી જુદી દિશામાં જાય છે, એટલે તેમણે આલેખેલી ઉત્પત્તિ અને લગ્નપદ્ધતિની હકીકતોને કોઈ રીતે સત્ય ઠરાવી શકાય તેમ નથી. જ્યારે એક જ બાબતને સત્ય તરીકે પ્રતિપાદિત કરાવવા મથનાર જુદા જુદા સાક્ષીઓ જુદી જુદી જુબાની આપે છે ત્યારે કોઈ પણ સામાન્ય બુદ્ધિનો ઈન્સાફદાર સહજમાં તેમના અસત્યપણાની પ્રતીતિ કરી લે છે. તેમ જ આપણે પણ તેઓ તરફથી વર્ણવાયેલી સઘળી હકીકત ઉટાંગપુટાંગ - મનઃકલ્પિત છે એવું નિઃશંક રીતે જાણી શક્યા છીએ. છતાં હજુ પણ તેમાં ઊંડા ઊતરી બારીક તપાસ કરીશું તો તેમના પૂર્વજોએ આવા ભિન્ન ભિન્ન માર્ગ શા માટે ગ્રહણ કર્યા છે તે વિષે નવીન તાત્પર્ય શોધી શકીશું.

ભક્તિ વડે નિખાલસ દિલથી તેમને પગે લાગ્યા અને 'મા હુકમ ! માજી હુકમ !' ઉચ્ચારવા લાગ્યા. આજના જાગતા જમાનામાં પણ માતાજીના ભૂવા કે દેવદેવીઓના ઉપાસકો પાસે સંતાનવૃદ્ધિ, કે ધનપ્રાપ્તિ માટે અથવા સ્ત્રીઓ માંદી રહે નહીં, તેમનાં ફરજંદો ચિરંજીવ રહે એવી આશાથી દોરા-ધાગા કે ચિઠ્ઠીઓના લોચા બનાવરાવી હાથે કે ડોકે વળગાડી જીવના જોખમે આપણે સાચવીએ છીએ, ને નિર્દોષ મૂંગાં પ્રાણીઓનો ભોગ આપીએ છીએ, ત્યારે એ જમાનામાં શેષનાગની સહસ્રફણા સમાન પોતાનો ચોટલો છૂટો મૂકી ઉગ્રસ્વરૂપે ધૂણતા મહારાજ ક્રોધાયમાન થઈ ફાટી આંખે મેઘના જેવી ગંભીર ગર્જના કરી બોલતા હશે ત્યારે તેની પ્રેક્ષકોના હૃદયમાં કેવી અસર થઈ હશે તેનો આપણને સહજમાં ખ્યાલ આવી શકે છે. પ્રધાન ચાંપરાજ પણ સંકેત મુજબ આવી પહોંચ્યો અને જ્યારે તે ભૂવા મહારાજે જાણ્યું કે સઘળા લોકો આવી ગયા છે અને પોતાના ધૂણવાની તેમના ઉપર સારી અસર થઈ છે ત્યારે એક મોટી બરાડ પાડી બોલ્યો કે, "અરે ! અપકારી કણબીઓ ! તમારા પર હું કોપિત થઈ છું. તમે મારા આશ્રયમાં રહી આબાદ થયા છો, કોલેરા, મરકી આદિ બિમારીથી હું તમારું રક્ષણ કરું છું, છતાં પણ લગ્ન જેવા ઉત્તમ કાર્ય માટે તમે વારંવાર પરદેશ ચાલ્યા જાઓ છો, તેથી લગ્નનિમિત્તનો બલિ મને મળતો નથી. માટે મારી આજ્ઞા છે કે, મારી પવિત્ર અને પ્રિય એવી ગુજરાતની ભૂમિ છોડીને કોઈ પણ કારણસર ચાલ્યા જશો નહીં, અહીં જ રહો અને સુખી થાઓ. દર નવ કે દશ વર્ષે જ્યારે મારા વાહન સિંહનું વર્ષ વીતી જાય ત્યારે તમે તમારાં બાળકોનાં લગ્ન મારી જ છાયામાં રહીને કરો, ઓણ સાલ મેં તમારા માટે જ સારી નિપજાવી છે, માટે સહુ હળી મળી અક્ષયતૃતીયાએ[1] પહેલું લગ્ન કરો. મારો પુત્ર વનરાજ સારી રીતે તમારું રક્ષણ કરશે ને યોગ્ય મદદ આપશે. હું પણ ચારે દિશાએ અંબિકા, કાળી, બહુચર, તુળજા આદિ સ્વરૂપે તમારું રક્ષણ કરીશ. મારો આશીર્વાદ છે કે તમે ગુજરાતમાં જ રહીને આબાદ થશો અને દશે દિશામાં તમારી કીર્તિ ફેલાવશો. મારો સેવક તમને જે જે સલાહ આપે તે પ્રમાણે ચાલી તેની શ્રદ્ધા વડે સેવા કરજો; હું તમારું શ્રેય કરીશ." એટલું કહી દેવીસ્વરૂપે નાગર ગોર શાંત થઈ ગયા, કે 'ઉમિયા માતકી જય, અંબે માતકી જય'ના ઘોષ વચ્ચે સહુ નાગર ગોરને પગે પડવા લાગ્યા. પ્રધાન ચાંપરાજ પણ પગે પડ્યો. એણે



૧. અખાત્રી.

માતાજીનો હુકમ શ્રદ્ધાપૂર્વક માન્ય કરવાની ભલામણ કરી અને તેમને રાજ્ય તરફથી જે જે મદદ જોઈએ તે આપવાનું વચન આપ્યું. ત્યારબાદ સર્વે કણબીઓએ લગ્નનિમિત્તનો હવે પછી કરવાનો વિધિ પૂછયો.

નાગર ગોરે દર્શાવ્યું કે, તમે જેટલા કણબી કુટુંબના આગેવાનો છો તેઓ સહુ દેહશુદ્ધ પ્રાયશ્ચિત કરી ઉપવીત પહેરી માતાજીના સાન્નિધ્યમાં યજ્ઞ કરો અને પછી જે જે બાળકો કુંવારા હોય તે દરેકના માંહોમાંહે વિવાહ કરો. અખાત્રીજને દિવસે હું તે સઘળાંને પરણાવીશ. આ ઉપરથી અસલ ઉત્તર હિંદ માંહેથી જુદાં જુદાં બાવન ગામોથી આવેલ બાવન કુટુંબોના આગેવાનોએ મળી વિચાર કર્યો અને માંહોમાંહે સંબંધ કર્યા. અખાત્રીજના શુભ દિવસે પ્રધાન ચાંપરાજની સમક્ષમાં એક જ મુહૂર્તે તે દરેકને પરણાવ્યાં, એટલે રાજ તરફથી દરેક વર-કન્યાને પાઘડી અને સાડી ભેટ આપી ખુશ કર્યાં. બીજે દિવસે રાજ્ય તરફથી કણબીઓને ભોજન આપવામાં આવ્યું અને આ શુભ પ્રસંગની ખુશાલીમાં મહેસૂલમાં પણ છૂટછાટ આપી તેમનો પ્રેમ સંપાદન કર્યો. આ પ્રમાણેની નવાજેશોથી કદરદાન કણબીઓ નવા રાજ્યથી સંતુષ્ટ થઈ વફાદાર ખેડૂતો બન્યા; અને પરદેશ નહીં જવાના માતાજીના આદેશને બરાબર વળગી રહ્યા. જેઓ ગુજરાત છોડી બહાર જતા રહ્યા હતા તેઓએ પણ રાજ્ય તરફની આવી ઉદાર બક્ષીસોની વાત સાંભળી ત્યારે તેમાંના કેટલાક લલચાઈને પાછા આવ્યા અને તેમણે જમીનો સંભાળવા માંડી.

આ પ્રમાણે લગ્નની પ્રાચીન પ્રથામાં નવીન ફેરફાર થયો, પરંતુ માતાજીના નામથી સહુએ તેને અંતઃકરણપૂર્વક વધાવી લીધો અને વારંવાર પરદેશ જવાનું બંધ કરી, નિર્વૃત્તિથી દેશમાં રહી ખેતીવાડી કરી ગુજરાતને આબાદ કર્યો. દિવસે દિવસે તેમની વસ્તી વધતી ગઈ અને રાજ્યના સંરક્ષણ નીચે તેઓ આસપાસ ફેલાયા અને આબાદ થયા, એ વગેરે હકીકત આપણે આગળના ખંડમાં સવિસ્તર જોઈશું.



# ત્રીજો ખંડ

## પ્રકરણ-૧
## અણહિલપુરના રાજઅમલમાં આબાદી

ચાવડા વંશના પહેલા રાજા વનરાજના સમયમાં કણબીઓની લગ્નપદ્ધતિનું પ્રધાન ચાંપરાજે રૂપાંતર કરાવી તેમને ગુજરાતના સ્થાયી વતની બનાવ્યા; તે વગેરે હકીકત આપણે આગળના ખંડમાં જોઈ ગયા. પ્રધાન ચાંપરાજની એવા પ્રકારની યુક્તિથી લગ્નનિમિત્તે વારંવાર પરદેશ જઈ ત્યાં જ વાસો કરી રહેવાની કણબીઓની રીત બંધ પડી અને ઊંઝા ગામની આસપાસ તેઓ આમનસામન વર-કન્યાઓ પરણાવવા લાગ્યા. આથી તેમનો સઘળો વ્યવહાર ઘણી સરળતાથી ચાલ્યો, તેમ જ ચાંપરાજની ધારણા મુજબ રાજ્યની પડતર જમીન પણ ખેડાવા લાગી. કણબીઓને વધારે જમીન ખેડવાનો નિશ્ચિતપણે લાભ મળવાથી તેમની આવકમાં પણ જાણવા જેવો ફેરફાર થયો અને રાજ્યને પણ મહેસૂલની ઊપજ વધારે મળવા લાગી. તેથી લોભાઈને પ્રધાન ચાંપરાજે ગુજરાત અને માળવાની સરહદ ઉપર દેશનું રક્ષણ કરવાને મહાકાળીના ડુંગર ઉપર ઘણાં જૈન-દેરાંઓ બંધાવી પ્રતિમાઓ પધરાવી અને એક મોટું શહેર વસાવ્યું. તે શહેરની આબાદીને માટે ઊંઝા અને અણહિલપુર પાટણની આસપાસથી કણબીઓનાં ઘણાં કુટુંબોને ત્યાં લઈ જઈને વસાવ્યાં; અને શહેરને મજબૂત કિલ્લો બંધાવી તેનું નામ ચાંપાનેર[૧] પાડ્યું. જેમ્સ કેમ્પબેલ સાહેબના ગેઝિટીઅરના ગ્રંથો ઉપરથી સારી કાઢી સરકારી કેળવણી ખાતા તરફથી વિદ્વાન કવિ નર્મદાશંકર લાલશંકરે "ગુજરાત સર્વસંગ્રહ" નામનો ગ્રંથ તૈયાર કર્યો છે, તે ગ્રંથમાં ચાંપાનેરની સ્થાપના વિષે એવી હકીકત છે કે, કોઈ ચાંપા નામનો વાણિયો કે કણબી હતો, તેણે અણહિલવાડના વનરાજના વખતમાં તે નગર વસાવ્યું હતું.[૨] "ગુજરાતી" પત્રના માનવંતા



૧. 'રાસમાળા' ભાગ ૧, પાન ૬૨૭.
૨. 'ગુજરાત સર્વસંગ્રહ' પાન ૪૬૫.

અધિપતિના વિદ્વાન પુત્ર રા. નટવરલાલ જણાવે છે કે, "આ શહેરની પ્રથમ ઉત્પત્તિ કેમ થઈ અને આ જ સ્થળ એ માટે કેમ પસંદ કરવામાં આવ્યું હતું, તે માટે એક આખ્યાયિકા લોકમાં પ્રચલિત છે. તે દંતકથા એમ જણાવે છે કે, ગુર્જરાધિપતિ શ્રી વનરાજ મહારાજની સતી સ્ત્રી ચંપાવતીએ પોતાના સ્વામીને, થયેલા અમુક પ્રસંગના સ્મરણચિહ્ન તરીકે એ સ્થળે એ નગર વસાવવાની પ્રાર્થના કરી હતી, અને તેના ઉપરી અધિકારી તરીકે ચાંપા નામના અણહિલવાડ પાટણના એક કાબેલ વાણિયાની નિમણૂક કરી હતી. વસાવનાર રાણી શ્રી ચંપા અને ઉપરી અધિકારી ચાંપો, એ શુભ સંજોગ ઉપરથી એ શહેરનું નામ ચાંપાનેર-ચંપાનગર પાડવામાં આવ્યું હશે એમ લાગે છે. દંતકથા અને આખ્યાયિકાઓમાં આપણો ઈતિહાસ એટલો બધો આચ્છાદિત થઈ ગયો છે, અને તત્સંબંધી કોઈ પણ જાતનું લખાણ નહિ હોવાથી સત્ય હકીકત શી છે તે સમજી શકાતી નથી.[૧]" ગમે તે કારણોને લઈને તે શહેરનું નામ ચાંપાનેર રાખવામાં આવ્યું હોય પરંતુ એ તો નિર્વિવાદિત છે કે, જે કણબીઓ ત્યાં વસ્યા તેઓની ડહાપણયુક્ત અને ખંતીલી ખેતીવાડીને લીધે ત્યાંની જમીન રસાળ થઈ અને આ નવા બાંધેલા કિલ્લાની આસપાસ માઈલોના માઈલો સુધી અનેક જાતના ફળફુલાદિના બગીચાઓ થઈ ગયા; તેમ જ ખેતીવાડીનું કાર્ય પણ તેવા જ પ્રકારે થવા લાગ્યું. 'મીરાતે સિકંદરી'નો કર્તા લખે છે કે, 'એ નગરમાંની મોટી મોટી ઈમારતો આકાશ સાથે વાર્તાલાપ કરતી હતી. નગરની ભૂમિ આનંદદાયક હોવાથી મોટા લોકો ત્યાં પોતાનું સ્થાન કરી રહેતા હતા. ત્યાંના ઉદ્યાનો અનેક પ્રકારનાં સુગંધિત પુષ્પોથી ભરપૂર હતા અને ઉત્તમ પ્રકારના ત્યાં મેવા થતા હતા. આમ્રફળ, શેરડી, દાડમ, બદામ, અંજીર, દ્રાક્ષ, કેળાં, નારંગી આદિ ફળો જીવને આનંદ આપે તેવાં નંદનવનનાં ફળો સમાન ઉત્પન્ન થતા હતાં. ગુલાબ, ચમેલી, મોગરો, જુઈ, કેતકી આદિ અનેક પ્રકારનાં ફૂલો ઉત્પન્ન થતાં. એટલું જ નહીં પરંતુ ચાંપાનેર પાસે સુખડનાં વન હતાં અને તેનાં લાકડાં ઈમારતી કામમાં વાપરવામાં આવતાં."

આવા પ્રકારનો રસાળ પ્રદેશ બનાવી કણબીઓ મધ્યભાગમાં આગળ વધ્યા નહોતા, પરંતુ અત્યાર સુધીમાં તેઓ સિદ્ધપુર, પાટણ, ઊંઝા અને દંઢાવ્યના જ પ્રદેશોમાં રહેતા. તેમ નહીં કરવાનું બીજું પણ એ કારણ

૧. 'ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય', પાન ૨૪૯.

હતું કે મેવાસી ભીલ-લૂંટારાઓનું મધ્યભાગમાં પુષ્કળ જોર હતું. પરંતુ સંવત ૬૧૨માં ઊંઝાથી અસારવા ગયેલા શિવસિંહ પટેલના વંશજો અસારવામાં વસીને આબાદ થયા હતા. તે દરમિયાન નરોડા, રખીયાલ, વાડજ, સરખેજ વગેરે ગામો તે વિભાગમાં કણબીઓએ વસાવ્યાં હતાં અને તે ગામોમાં અસારવાથી કેટલા કણબીઓ જઈને વસ્યા હતા, જેથી આ પ્રમાણે કેટલેક અંશે તેઓ ગુજરાતના વતની બન્યા હતા.



સોલંકી વંશના રાજ-અમલમાં અણહિલપુરના રાજાઓએ માળવા દેશ પર ઘણી વખત સવારીઓ કરી અને ઈ.સ. ૧૦૬૪માં કરણ રાજાનો અમલ શરૂ થયો ત્યાં સુધી સોલંકી રાજાઓ સૌરાષ્ટ્ર, પાલનપુર, આબુ, અજમેર અને મારવાડ સુધી પોતાની સત્તા જમાવી શક્યા હતા, તો પણ તેઓએ દંઢાવ્યથી આશાવલ્લી સુધી અને ત્યાંથી મહી અને ખેડા સુધીના મેવાસી ભીલોથી વસેલા જંગલી પ્રદેશ પર સવારી કરી નહોતી. તે જંગલોમાં રહેતા ભીલ-લૂંટારાઓનાં ધાડાં કણબીઓની આબાદીમાં વારંવાર ખલેલ કરતાં હતાં અને લૂંટફાટ કરી વ્યાપારઉદ્યોગને નુકસાન પહોંચાડી દેશને પાયમાલ કરતાં હતાં. પોતાની અમર્યાદા લૂંટફાટથી તેઓ ઊંઝા સુધી ચઢી આવ્યા હતા. તેથી આશાવલ્લીમાં વસતા છ લાખ ભીલોના સરદાર આશાભીલ પર ઈ.સ. ૧૦૬૪માં કરણ રાજાએ એકાએક સવારી કરી તેને હરાવીને માર્યો અને લૂંટારાઓના ટોળાં વીખેરી નાંખી કૂર્મીઓને નિશ્ચિંત કર્યા; તથા અસારવાની આસપાસ કોચરબ, જયંતીદેવી ને કર્ણેશ્વર મહાદેવનાં એણે દેવળો બંધાવ્યાં.[1] તે યુદ્ધ પ્રસંગે અસારવામાં રૂસાત પાટીના ધીંગાજી પટેલ તથા તેમના પિતા કર્ણાજી પટેલ કૂર્મીઓમાં મુખ્ય હતા. વળી, તેમણે દેવળો બંધાવવામાં તથા લશ્કરને ખોરાકી અને ઘાસદાણો પૂરો પાડવામાં પણ ઘણી મદદ કરી હતી; તેથી પ્રસન્ન થઈ કરણ રાજાએ તેમને અસારવામાં સારો ગિરાસ આપ્યો. આ પ્રમાણે દંઢાવ્યથી અસારવા સુધીના મુલકની સહીસલામતી કરી તે ભાગમાં ઊંઝા આસપાસના ઘણા કણબીઓને વસાવ્યા.[2] તેમ જ લૂંટારાનો ભય ટળી જવાથી ઘણા દિવસની પડતર જમીન પર નવાં ગામો વસાવી આણેલાં કણબીઓનાં કુટુંબો આબાદ થતાં થતાં અસારવા સુધી ફેલાયાં.



---

૧. ગેઝિટીઅર-વૉ. ૧, પાન ૧૭૦.
૨. અસારવાના વહીવંચાના લેખ; ગે. વૉ. ૧

ઈ.સ. ૧૦૯૪થી સિદ્ધરાજ જયસિંહનો અમલ થયો ત્યારે માળવાના રાજા યશોવર્મા પર તેણે સવારી કરી અને રાજનગરને ઘેરો ઘાલ્યો. તેમાં બાર વર્ષ સુધી વિગ્રહ ચાલ્યો. યશોવર્માની ફોજમાં ખાણો-દાણો જતો અટકાવવાના હેતુથી સિદ્ધરાજના સૈનિકોએ આસપાસનાં તમામ ગામડાંઓ ઉજ્જડ કર્યાં. આથી યશોવર્માને અન્નપાણીનો તોટો પડ્યો, જેથી કિલ્લો ઉઘાડી તેણે લડાઈ કરી. તેમાં તે હાર્યો. માળવામાં વસતા કૂર્મીઓ પોતાનાં ગામડાંની પાયમાલી થઈ જવાથી સિદ્ધરાજની હજૂરમાં આવ્યા અને તેના લશ્કરથી થયેલી પાયમાલી વિષે અરજ કરી; જેથી માળવાના રસાળ મુલકને ઉજ્જડ કરવા અને પોતાના મુલકની પડતર જમીનને ફળદ્રુપ બનાવવાની લાલચથી સિદ્ધરાજે આ પાયમાલ થયેલા કૂર્મીઓને ઉત્તમ બદલો આપવાની આશા આપી ગુજરાતમાં મોકલી દીધા. ગુજરાતમાં પ્રથમ આવી જુદાં જુદાં ગામોમાં વિસ્તરાયેલાં પર કુટુંબો સાથે આ પાછળથી આવેલાં ૪૩ કુટુંબો અન્યોન્ય ભળી ગયાં. તે ૪૩ કુટુંબનાં ગામો પરથી તેમની બંધાયેલી સાખો નીચે પ્રમાણે છે :

૧. વગા, ૨. કાવર, ૩. કાળવેલીઆ, ૪. હાડી, ૫. ઢોલા, ૬. ઈટાળી, ૭. સાબુઆ, ૮. પાળેવા, ૯. ખંગલી, ૧૦. ગોવાળ, ૧૧. શેનુર, ૧૨. સુતરીઆ, ૧૩. કરૂર, ૧૪. ત્રીગડી, ૧૫. ભીલા, ૧૬. ખાલપોત, ૧૭. ચોથીઆ, ૧૮. પેમાત, ૧૯. બુહાત, ૨૦. ગોમાત, ૨૧. વેંઝાવત, ૨૨. ગરગડી, ૨૩. ભાલુકી, ૨૪. ખાગા, ૨૫. ઉજમીઆ, ૨૬. ખજાચીત, ૨૭. ખંક, ૨૮. પટીઆર, ૨૯. કપાળી, ૩૦. કથળીઆ, ૩૧. મોગરા, ૩૨. લોઢીયા, ૩૩. લાકડીઆ, ૩૪. ખુંચા, ૩૫. સવાંધરા, ૩૬. કટારમલ, ૩૭. ખચ્ચર, ૩૮. ખોધા, ૩૯. પડીઆ, ૪૦. વણોર, ૪૧. વીજળીઆ, ૩૨. માંડુ, ૪૩. બુઢ.

ઉપર્યુક્ત કૂર્મીઓના દરેક કુટુંબને ચરોતર તથા દશકોશી ભાલની રસાળ જમીનમાં, જે જે કુટુંબે પસંદ કરી તે તે જગ્યા પર ગામ વસાવી આપી આસપાસની જોઈએ તેટલી જમીનના તેમને સ્વતંત્ર માલિક બનાવ્યા. તેઓ પોતાની પેદાશમાંથી અમુક ભાગ રાજ્યને આપતા હતા, જેથી તેમનું ભીલલૂંટારાથી રક્ષણ કરી તેમનો માળવામાં હતો તે કરતાં  વિશેષ મહબ્બો સાચવી રાખ્યો.[1] ચરોતર તથા ભાલ વગેરે વિભાગનાં

૧. 'કુમારપાળ ચરિત્ર'

કેટલાંક ગામોના કણબીઓ અત્યારે પણ એક જ કુટુંબના હોવાનું જણાવે છે અને તેઓ ના. બ્રિટિશ સરકારના રાજ્યની જમાવટ સુધી સરકારમાં ગામ સમસ્ત એક જ રકમ ભરતા હતા; એટલે કે અસલના વખતમાં, તે તે ગામોના તેઓ માલિક હતા એ વાત આ હકીકત ઉપરથી સાફ જણાઈ આવે છે. માળવાથી વિજય મેળવી પાછા આવતાં સિદ્ધરાજને વધાવવા રાજમાતા મયણલ્લદેવી[1] આગળથી ઊંઝા આવીત્ત્યાંના માંડલોત સાખના હેમાળા પટેલને ત્યાં મુકામ કરી રહ્યાં હતાં. ત્યાં રહેવાનું એ કારણ હતું કે, કરણ રાજાને વરવા જ્યારે મયણલ્લદેવી પોતાના પિતાને ત્યાંથી નીકળી આવતાં હતાં ત્યારે હેમાળા પટેલે તેમની ઉત્તમ પ્રકારની સરભરા કરી હતી અને મયણલ્લદેવીના પિતા તથા તે પટેલ એક જ સાખના હોવાથી તેમણે એકબીજાને ભાઈ-બહેન તુલ્ય ગણ્યાં હતાં. રાજમાતા મયણલ્લદેવીએ સિદ્ધરાજ સાથે હેમાળા પટેલની પિછાન કરાવી અને દરબાર ભરાવી તેને પોશાક તથા રાજ્ય તરફથી સારું સન્માન અપાવ્યું.[2] આ પ્રસંગ પછી સિદ્ધરાજના દરબારમાં કણબીઓની ઘણી જ સારી લાગવગ થઈ; તેમ જ સિદ્ધરાજે પણ ગુજરાતનો મધ્યભાગ, જે સેંકડો વર્ષો થયાં ઉજ્જડ હોવાથી દેશને લૂંટી ખાનાર મેવાસીઓનું મુખ્ય સ્થાન હતો, તેમાંના કાનમ, વાકળ, ચરોતર, ભાલ વગેરે ભાગમાં કૂર્મીઓને વસાવી તે ભાગને આબાદ કરી રાજ્યની ઊપજમાં વધારો કર્યો.

સિદ્ધરાજને કુમારપાળ ઉપર વેર હોવાથી તેને પકડીને મારી નાખવાની તે તજવીજ કરતો હતો, જેથી એક વખતે સિદ્ધરાજનો સેનાપતિ પાટણમાંથી નાસતા કુમારપાળની પાછળ પડ્યો. તેને તે પકડી લેવાની તૈયારીમાં હતો, એટલામાં કુમારપાળે કેટલાક કણબીઓને જોયા અને પોતાનો પ્રાણ બચાવવા માટે તેમના શરણે ગયો. શરણે આવેલા કુમારપાળને કણબીઓએ સૈનિકોના હુમલાથી બચાવી પ્રાણદાન આપ્યું. સિદ્ધરાજના મૃત્યુ પછી જ્યારે કુમારપાળ રાજા થયો ત્યારે આ ઉપકારના બદલામાં પોતાના પ્રાણ બચાવનાર ભીમસિંહ પટેલને પોતાનો અંગરક્ષક બનાવ્યો અને બીજા કણબીઓને સારા શીરપાર આપ્યા.[3] આ પ્રમાણે કુમારપાળના રાજ-અમલમાં કૂર્મીઓ ગુજરાતના ઘણા ભાગમાં જમીનના માલિક બની સુખશાંતિ ભોગવતા હતા.



---

૧. મીનળદેવી. ૨. 'રાસમાળા.' ૩. 'રાસમાળા.'

સોલંકી વંશનો અંત આવ્યા પછી ગુજરાત ઉપર વાઘેલા વંશના રાજાઓનો અમલ થયો. તે અમલ દરમિયાન કરણ વાઘેલાના વખત સુધી પાટણવાડો, દંઢાવ્ય અને ગુજરાતમાં વસતા કૂર્મીઓને કાંઈ જાણવા જેવી અગવડ આવી હોય તેમ ઈતિહાસ ઉપરથી માલૂમ પડતું નથી. એટલે કરણ વાઘેલાના રાજ્યાભિષેક સુધી તેઓ સુખશાંતિમાં હતા; પરંતુ ચઢતી પછી પડતીના અબાધિત સૃષ્ટિક્રમના તેઓ ભોગ થઈ પડ્યા અને કરણ વાઘેલાના અવિચારી કૃત્યના પરિણામે ગુજરાતની પાયમાલી થઈ, તે સાથે કૂર્મીઓની પણ સ્થિતિનું રૂપાંતર થઈ ગયું. જે આગળના પ્રકરણથી જણાશે.

❋ ❋ ❋

## પ્રકરણ-૨

## ગુજરાતની નવપલ્લવ વાડી વેરાન થઈ

ગુજરાતને નંદનવન કહો યા બાગેબેહેસ્ત કહો યા ચાહો તે શ્રેષ્ઠ વિશેષણ આપો, તોપણ કાંઈ વિશેષ નથી; કારણ કે પ્રાચીન વખતમાં તો તેના કાંઠા પરનાં દરિયાઈ બંદરોથી જ તેની કીર્તિની સુવાસ દરિયાપર સુધી ફેલાઈ હતી, પરંતુ મધ્યભાગ વેરાન હતો. કૂર્મીઓના આવી વસ્યા બાદ, તેમની કાળજીપૂર્વકની ખેતીવાડીથી જેમ જેમ વર્ષો જતાં ગયાં તેમ તેમ અસલનો ઉજ્જડ મધ્યભાગ શિયાળા, ઉનાળા અને ચોમાસાની ત્રણે ઋતુઓના પાકથી ઉદ્યાન સમાન બની ગયો હતો. તેઓ તે સમયમાં જમીનના લગભગ સ્વતંત્ર માલિક હોવાથી તેમને માત્ર વાર્ષિક રાજભાગ જ આપવો પડતો, તેથી જમીનને તેઓ પૂર્ણ કાળજીથી કેળવતા હતા. ચોમાસાનો પાક લીધા પછી પણ તેઓ રવીનો બીજો શિયાળુ પાક લેતા હતા. તે સમયનાં તેમનાં લીલાંછમ ખેતરોના કુદરતી આનંદમય દેખાવમાં વનનાં કિલ્લોલ કરતાં પક્ષીઓ સવાર-સાંજ સારો ઉમેરો કરતાં હતાં. કૂર્મીઓની આ નિર્દોષ આનંદપ્રદ વનલીલાથી જાણે કુદરતને જ અદેખાઈ આવી હોય તેમ વાઘેલા વંશના છેલ્લા રાજા કરણના અત્યાચારનું, કરણ પહેલાં તેમણે પ્રાયશ્ચિત ભોગવવું પડ્યું. કરણે પોતાના પ્રધાન માધવની સ્ત્રીનું હરણ કર્યું અને તેમ કરતાં અટકાવનાર માધવના ભાઈ કેશવનો પ્રાણ લીધો. તેના વેરના આવેશમાં પ્રધાન માધવે દિલ્હી જઈ અલ્લાઉદ્દીન ખીલજીને ભંભેર્યો અને તે મુસલમાનોની એક જંગી ફોજને ગુજરાતની ભૂમિમાં તેડી લાવ્યો. ગુજરાતની હદમાં પ્રવેશ કરતાં જ આ અત્યાચારી યવન યોદ્ધાઓએ જે અનર્થ શરૂ કર્યો તે માધવે સ્વપ્ને પણ અટકળ્યો નહોતો. રસ્તામાં આવતાં તમામ ગામડાં લૂંટ્યાં, બાળ્યાં અને વચ્ચે આવતાં આબાલવૃદ્ધની નિર્દયપણે કતલ ચલાવી. વગડામાં ખેતીવાડીનાં ખેતરોને બાળી નાખી મેદાન કરી નાખ્યું અને ઘણાં વર્ષોની મહેનતના ફળરૂપ કરકસરથી મેળવેલી કૂર્મીઓની મિલકત લૂંટાઈ જવાથી તેઓ સઘળા નિરાધાર થઈ ગયા. યવનોની આવી કૃતિ અટકાવવા પ્રધાન માધવે ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેનું કાંઈ ચાલ્યું નહીં. કઠણ કાળજાથી આ બધું સહન

કરી કરણને હરાવી વેર લીધું; એટલે કોપાગ્નિ શાંત થતાં માધવની આંખ ઊઘડી ગઈ. પોતાના કૃત્યથી દેશની નિર્દોષ રૈયતે અને ધર્મે કેટલું નુકસાન સહન કરવું પડશે તેનો વિચાર કરતાં તેને અપાર પશ્ચાત્તાપ થયો.

વિજયી યવનોએ શહેરો અને શાહુકારોની યથેચ્છ પાયમાલી કરી, દેવળો લૂંટ્યાં, મૂર્તિઓ ભાગી અને અબળાઓ ઉપર ઘણો અત્યાચાર કર્યો. શહેરોની આવી દુર્દશા વખતે નીરાધાર ગામડાંઓની કેવી સ્થિતિ થઈ હશે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. તોપણ આશા અમર છે! 'કાલ સહુ સારાં વાનાં થશે, આવું કાંઈ હંમેશ ચાલશે?' એવી આશામાં ને આશામાં તેઓએ કેટલોક કાળ વ્યતીત કર્યો, પરંતુ ગુજરાત પર કુદરતે નાખેલી આફત અલ્પ સમયને માટે નહોતી. ધીમે ધીમે વખત જતાં સહુને દુઃખ કોઠે પડ્યું. ગુજરાતની રાજ-લગામ અલાઉદ્દીનના સૂબા અલફખાને હાથમાં લીધી અને કેટલાંક વર્ષો સુધી તો દેશમાં લૂંટવાનું, વટાળવાનું અને હિંદુ રાજાઓનાં બંધાવેલાં પ્રાચીન ધર્મથાનોને તોડી પાડવાનું કામ આ ઉદ્યોગી યવનોએ ચલાવ્યું. સ્વપ્ને પણ નહિ સાંભળેલ અત્યાચારથી આખો પ્રદેશ ત્રાહિ ત્રાહિ થઈ ગયો. ગુજરાત પ્રાંત એક સ્વતંત્ર રાજકર્તાના તાબામાંથી નીકળી દિલ્હીની પાદશાહતનો ખંડીઓ પ્રાંત બન્યો; એટલે દિલ્હીથી નીમવામાં આવેલો સૂબો અત્રે આવી હાકેમી કરતો હતો. જુલમ, ત્રાસ અને સખ્તાઈને જ રાજની આબાદીનાં સાધન ગણનારા અલ્પ સમયને માટે આવેલા સૂબાઓ, પોતાના અમલના અનિશ્ચિતપણાને લીધે, રૈયતને બને તેટલી રંજાડી અને લૂંટી પોતાનાં ઘર ભરતા હતા. પાદશાહો પણ ઘડીકમાં નજીવા કારણસર તેમને ઘોડા પરથી ઉતારી ગધેડા પર બેસાડી દેતા અને વધારે નજરાણું કરનાર નવા સત્તાધીશ સૂબાને મોકલતા હતા. મુસલમાન સૂબાઓએ પણ પાટનગર તરીકે રાજપૂત રાજનગર અણહિલપુરને જ કાયમ રાખેલું હોવાથી, તેની આસપાસનાં ગામડાં પર મુસલમાનો વારંવાર દરોડો પાડવા લાગ્યા; તેથી દંઢાવ્યનાં ગામોમાંથી કંટાળી કંટાળી કેટલાંક કુટુંબો સાબરમતીના કાંઠા પર, ભાલમાં, ચરોતરમાં, કાનમમાં અને વાકળ વગેરે દૂર દૂરના ભાગમાં વસવા જતાં રહ્યાં. આજે પણ ઉપર્યુક્ત પ્રદેશમાં વસતા કૂર્મીઓની સાખો પરથી તેમનો દંઢાવ્ય તરફનાં ગામડાંમાંનો પ્રાચીન રહેણાંક સાબિત થઈ આવે છે. વળી, આ સમયમાં કૂર્મીઓને માટે તદ્દન નિર્ભય સ્થાન તરીકે ચાંપાનેર આસપાસનો મુલક હતો; કારણ કે તે ભાગમાં મુસલમાનોની સત્તા નહોતી, પણ રાજપૂત રાજ્ય હતું. ત્યાં ઈ.સ. ૭૪૬માં ઊંઝા છોડી ઈડર પરગણામાં કાવર વસાવી રહેલા દેસાઈ પટેલોના

વંશજો રાજકાજમાં કરતા-કારવતા હતા, તેથી મોટી સંખ્યા ત્યાં જઈને વસી નિશ્ચિત બની. વખત જતાં તેઓ ત્યાં આબાદ થયા અને ચાંપાનેરની આબાદીમાં પણ પોતાની બુદ્ધિપૂર્વકની ખેતીવાડીથી ઓર વધારો કર્યો.

દિલ્હીના પાદશાહ તરફથી ગુજરાતનો વહીવટ કરવા આવનાર સૂબાઓએ પણ અસલ રાજનગર અણહિલપુર પાટણને જ રાજધાનીના શહેર તરીકે ચાલુ રાખ્યું. પરંતુ તેઓની સૂબાગીરીનો સમય તદ્દન અનિશ્ચિત હોવાથી, રાજ અને પ્રજાની આબાદી પર તેઓ બિલકુલ લક્ષ આપતા નહિ, બલકે રૈયતને લૂંટી પોતાનું ઘર ભરવાની જ કૃતિ કરતા હતા. તેઓની આવી વૃત્તિથી તેમના હાથ નીચેના સઘળા અધિકારીઓ પણ પોતાની સત્તા મુજબ એ જ કર્મ કરતા અને રૈયતની પાયમાલીમાં નમૂનેદાર ભાગ ભજવતા હતા. દિલ્હીના પાદશાહ નબળા પડ્યા ત્યારે ગુજરાતના સૂબાઓએ પોતાની સ્વતંત્રતા જાહેર કરી.

આ પ્રમાણે આવતા સૂબાઓમાં અહમદશાહના સમયમાં ઈ.સ. ૧૪૧૦-૧૧ લગભગમાં મધ્ય ગુજરાતના વેરાન પ્રદેશમાં વસતા અને દેશને બોજારૂપ થઈ પડેલ મેવાસીઓએ ભીલ સરદારના હાથ નીચે લૂંટ ચલાવી ઘણાં ગામડાં પાયમાલ કર્યાં અને ઠેઠ અણહિલપુર સુધીનો મુલક લૂંટ્યો; તેથી અહમદશાહે લૂંટારા-ભીલોના મુખ્ય નગર અસારવા પર મોટા સૈન્ય સાથે ચડાઈ કરી અને ત્યાં લડાઈમાં ભીલોના સરદાર આશાને હરાવી માર્યો અને અસારવા કબજે કર્યું. પ્રાચીન સમયથી ગુજરાતનો મધ્યભાગ વેરાન સ્થિતિમાં હતો, તેમ જ અત્યાર સુધી પણ હતો; પરંતુ અસારવા ગામ તેવા ઉજ્જડ પ્રદેશના મધ્યમાં સંપૂર્ણ રીતે જાહોજલાલી ભોગવતું એક શહેર હતું, જેના વિશે પ્રાચીન કાળના પરદેશી મુસાફરોએ વારંવાર પ્રશંસા કરી છે, તેથી તે વિશે પણ કાંઈક પ્રાચીન હકીકત જણાવવી વાસ્તવિક ધારવામાં આવી છે.

અસારવા ગામ ઘણા પ્રાચીન સમયથી જ આબાદ શહેર હોવા વિશે ઘણા લેખિત આધારો મળી આવ્યા છે. સંવત ૬૧૨માં ઊંઝામાં વસતા આપણા કણબી આગેવાનોને માંહેમાંહે કાંઈક ખટપટ થઈ હતી, ત્યારે એક પાટીના આગેવાન પટેલ શિવસિંહજી પોતાના લાગતા-વળગતાને લઈ ઊંઝા છોડી આ શહેરમાં આવી વસ્યા હતા, તે આપણે આગળ જોઈ ગયા છીએ. તે સમયમાં પણ આ શહેર મોટું માતબર નગર હતું. આરબ ભૂગોળવેત્તા અબુરીહામઅલબીરૂની વગેરે ઈ.સ. ૯૭૦ થી ૧૦૪૦ સુધીના

સમયમાં આ શહેરની આબાદીનાં પોતાનાં પુસ્તકોમાં બહુ વખાણ કરે છે. એ સિવાય અલઈડ્રીસ પણ લખે છે કે, અસારવા શહેર તરીકે વસ્તી, વ્યાપાર અને હુન્નર-ઉદ્યોગમાં ઘણું આગળ વધેલું હોવાથી, તે મોટું ધનસંપત્તિવાળું શહેર થઈ પડ્યું હતું. તે અગત્યની વસ્તુઓ પેદા કરનાર, વિસ્તીર્ણ અને ભરચક વસ્તીવાળું મોટું શહેર હતું.[૧] થોડાં વર્ષો પછી ઈ.સ. ૧૦૬૪માં ગુજરાતના સોલંકી વંશના રાજા કરણના સમયમાં દુષ્કાળ પડ્યો, તેથી ભીલ લોકોએ દંઢાવ્યનો રસાળ પ્રદેશ લૂંટ્યો. તેમને સજા કરવા કરણ મોટું સૈન્ય લઈ ચડ્યો અને લડાઈમાં તેમને હરાવી તેમનું મુખ્ય નગર અસારવા કબજે કર્યું. શહેરની સુંદરતા જોઈ તેને પોતાની રાજધાની બનાવવાનું મન થયું, તેથી ત્યાં ઘણો વખત મુકામ રાખ્યો. એ સમયમાં તેણે જયંતીદેવી, કોચરબદેવી અને કર્ણમુક્તેશ્વર મહાદેવનાં દેરાં બંધાવી તેની શોભામાં વૃદ્ધિ કરી. તે સમયની અસારવાની મર્યાદા હાલના કોચરબપાલડી સુધી હોય તેમ અટકળી શકાય છે.[૨] વળી, દિલ્હીના શાહ મહંમદ તઘલખના સમયમાં સં. ૧૪૦૩ (ઈ.સ. ૧૩૪૭)માં ગુજરાતમાં બળવો થયો હતો તે સમાવવા પાદશાહ જાતે ગુજરાતમાં આવ્યો, ત્યારે ગુજરાતની મધ્યમાં માત્ર આ શહેર જ વિશ્રામ કરવા જેવી સુંદર જગા હતી. ત્યાં તેણે કેટલાક દિવસ સુધી પોતાનો મુકામ રાખ્યો હતો.[૩] આ અરસામાં ત્યાં વસતા કણબી પટેલોમાં પ્રથમના શિવસિંહજીના વંશજ ધીંગાજી અને તે પછી થયેલા કરણ કુંપાજીના પુત્ર ધર્મસિંહ મુખ્ય હતા. તેમણે મહંમદ તઘલખના મુકામ દરમિયાન, તેમને જોઈતી ખોરાકી, ઘાસદાણો વગેરે સારી રીતે પૂરાં પાડી સેવા બજાવી હતી, તેથી શાહે તેમના પર પ્રસન્ન થઈ પોશાક આપ્યો હતો. આ પટેલો ઘણા ઉદાર હતા. તેમણે અસારવામાં જ્ઞાતિમેળો કરી સારી સેવા બજાવી જ્ઞાતિ તરફથી માન મેળવ્યું હતું.[૪]

બાદ કેટલાંક વર્ષો પછી ઈ.સ. ૧૪૧૨-૧૪માં અણહિલપુરના સૂબા મહંમદ-શાહે સવારી કરી તે શહેર કબજે કર્યું અને નજીકમાં સાબરમતી નદી પર એક સુંદર શહેર બાંધવા વિચાર કર્યો. તે વેળાં પ્રખ્યાત થઈ ગયેલા ધર્મસિંહ પટેલના પૌત્ર નારાયણસિંહ હયાત હતા. તેમણે

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૫૧૨.
૨. 'ગુજરાતનો અર્વા. ઈતિહાસ.'
૩. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૨૩૧.
૪. વહીવંચાના ચોપડા

પાદશાહની શહેર વસાવવાની યોજનામાં ગાડાં તથા માણસો વગેરેની સારી મદદ કરી હતી તથા શાહી રસાલાની સેવા પણ કરી હતી, તેથી પાદશાહ તેમના પર ઘણો પ્રસન્ન થયો હતો. તેમના પ્રથમના ગિરાસમાં વધારો કરી આપવા ઉપરાંત તે તેમને વારંવારની મુલાકાતનું પણ માન આપતો હતો.

અણહિલપુર રાજધાનીનું શહેર કાયમ રહેવાથી નજીકનાં ગામડાં પર મુસલમાનોનો અત્યાચાર જેમ જેમ વધતો ગયો તેમ તેમ કણબીઓ નાસી નાસી અસારવા નજીક વસ્યા હતા. પરંતુ અસારવા અને અમદાવાદ રાજધાનીનાં શહેરો થયાં એટલે તેઓ વધારે નજીક આવ્યાં. જેમ જેમ તેમને અગવડ પડતી ગઈ તેમ તેમ ત્યાંથી પણ કાનમ, ચરોતર વગેરે પ્રદેશમાં તથા કેટલાક કાઠીઆવાડ અને ત્યાંથી કચ્છ ભણી ગયા. કેટલાક પ્રથમ ગયેલા પોતાના જ્ઞાતિબંધુઓ પાસે ચાંપાનેરના પ્રદેશમાં જઈ વસી નિર્ભય બન્યા.

દિલ્હીના સૂબા તરીકે ગુજરાતનું રાજ કરનાર મુસલમાનો કરતાં સ્વતંત્ર સુલતાનોએ સારી રીતે રાજ્ય ચલાવ્યું. તેમણે પોતાના રાજ્યની અને પ્રજાની આબાદી પ્રતિ મમત્વભાવે ખાસ ધ્યાન આપ્યું. "મારું રાજ્ય અને મારી પ્રજા" આ મુદ્રાલેખને હૃદયમાં રાખી બંદોબસ્તથી શાંતિમાં રાજ્ય ચલાવ્યું. સંરક્ષણ મળવાથી વ્યાપાર-રોજગાર પણ ધમધોકાર ચાલવા લાગ્યો.

ગુજરાતમાં આવી પડેલી આફતથી નાસી શાંતિ મેળવવા ચાંપાનેર આવી વસેલા કણબીઓનું થોડાં વર્ષો પછી ત્યાં પણ પ્રારબ્ધ બે ડગલાં આગળ આવ્યું. ચાંપાનેરની કીર્તિની સુવાસ આસપાસ માળવા અને મધ્ય ગુજરાત સુધી ફેલાઈ હતી, તેથી અમદાવાદના સ્વતંત્ર સુલતાનોએ રાજલોભથી તે તરફ પોતાની દૃષ્ટિ ફેરવી. કેટલીક સવારીઓ કરવા છતાં તેઓ ફાવ્યા નહિ, પરંતુ છેવટે ઈ.સ. ૧૪૮૩માં મહંમદ બેગડાએ બે વર્ષ સુધી વિગ્રહ ચલાવી તે અજીત ગણાતા ગઢને સર કર્યો. ત્યાંથી વિખરાયેલી પ્રજાએ વડોદરા તથા અમદાવાદ આવી નવી યુવાની ધારણ કરતાં તે બંને શહેરોની આબાદીમાં વધારો કર્યો. તે વખતે અમદાવાદ શહેરમાં મુસલમાન સિવાય અન્યને રહેવાની છૂટ નહોતી; તેથી સુલતાનના અમીરઉમરાવોએ શહેર ફરતાં પોતાના નામથી ઘણાં પરાં વસાવ્યાં. તેમાં આવી આવી કણબીઓ વગેરે વસવા લાગ્યા. તેથી પ્રતિદિન પરાંની

સંખ્યામાં અને આબાદીમાં વધારો થવા લાગ્યો. મિરાતે અહંમદીનો કર્તા લખે છે કે, સ્વતંત્ર સુલતાનોના સમયમાં પરાંની સંખ્યા ૮૩ની હતી, તે વધી વધીને ૧૧૦ની થઈ. એકલા ઉસ્માનપુરામાં જ બાર હજાર દુકાનો હતી[1], ત્યારે બીજાં પરાંની બહાર વિશે શું પૂછવું ?

ચાંપાનેરથી આવેલ કણબીઓ રેશમ તથા જરીનું અને કીનખાબનું વણાટકામ કરવાનો હુન્નર લાવ્યા હતા. તેઓએ પાટણ તથા કડી તરફથી પ્રથમ આવી વસેલ જ્ઞાતિભાઈઓ સાથે મળી આ હુન્નરને ઘણો ખીલવ્યો. પ્રથમ પાટણના ખત્રીઓ પણ વણવાનું કામ કરતા હતા. ગામડાં પણ શાંતિમાં હોવાથી ત્યાં પણ કણબીઓએ સુખે રહી પોતાની આબાદી વધારવા માંડી.

ચાંપાનેરના રાજકારોબારમાં કણબીઓનો મુખ્ય ભાગ હતો, પરંતુ તેની પડતી વખતે તેમની પડતી થઈ અને ઘણાખરા ગમે ત્યાં વિખરાઈ ગયા. કણબીઓના નાયક વૈરીસિંહજી વગેરે લડવૈયાઓને તો બેગડાએ લાવી મહેમદાવાદમાં કેદ કર્યા હતા, તે વગેરે હકીકત હવે પછીના પ્રકરણમાં સવિસ્તર આપવામાં આવી છે.





૧. 'ગુજરાત સર્વસંગ્રહ', પાન ૪૪૮.

## પ્રકરણ-૩
## દેસાઈ પટેલોનો ઈતિહાસ

આ વીર પુરુષોના પૂર્વજો પ્રાચીન સમયમાં પંજાબમાંથી નીકળી કુશાવતીમાં આવી વસ્યા હતા અને ત્યાં પણ મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં તેમણે સારું પરાક્રમ કર્યું હોય તેવું અમરસિંહ નામના રાજાની હકીકત પરથી જણાઈ આવે છે. આ વીર પુરુષે ઘણી લડાઈઓમાં માનભરી રીતે વિજય મેળવ્યો હતો; તેથી પ્રસન્ન થઈ તેને મહારાજાએ એક જાગીર આપી પોતાનો ખંડીઓ રાજા બનાવ્યો હતો. તેણે પોતાના રાજાને પ્રસન્ન કરવાને સાંચીના બુદ્ધ સ્તૂપમાં એક ગામ ઈનામ આપ્યાનું ઈતિહાસ પરથી જણાઈ આવે છે.[૧] તેમના પછી કુશાવતીમાં-મગધપ્રાંતમાં વડવીર, કરણપાલજી, વીરધવલજી, ગંભીરસિંહજી, અચલસિંહજી, કામકીર્ત, પાટંબર, દલજીત, ચંદ્રસેન, કીર્તિરાવ, પૃથુરાજ, દુર્લભરાજ, અજુજી, ધૈર્યરાય અને દલભેદજી વગેરે થયા છે. આ વીરપુરુષોમાંના છેલ્લા દલભેદજીએ પોતાની બહાદુરીથી માધાવતીની જાગીર મેળવી હતી અને ત્યાં વાસ કર્યો હતો, તે વગેરે આપણે આગળનાં પ્રકરણોમાં બરાબર જોઈ ગયા છીએ. વીર દલભેદજીએ રાજબંધનગરના રાજવીને હરાવી કેદ પકડ્યા હતા. આ વિજયની ખુશાલીમાં માધાવતીમાં તેમણે પંચાવન યજ્ઞ કર્યા. તેમના પછી રઘુજી, વડવીર, ચાંગડદે, ડુંગરસિંહ, માલજી, પહેચાનજી, સાયરજી, સરજનજી, સારંગજી, મહિપજી, માંડણજી અને સરતાનજી થયા. સરતાનજીના સમયમાં કોઈ યવન સરદારે (ગ્રીક, હુઅન કે શક હશે) માધાવતી પર સવારી કરી, પરંતુ તે હાર્યો અને કેદ પકડાયો; પણ પાછળથી દંડ લઈ તેને છોડી દીધો. તેમના પછી યશવીર, નાગજી, પરિબ્રહ્મજી, પાંચોજી, રાજાજી, યોગરાજ, યશપાલ, હરપાલ, મહીપાલ, હરદાસ અને વ્રજપાલજી એટલા પુરુષો માધાવતીમાં થયા. તેમાંના છેલ્લા રાજા વ્રજપાલજીને મહેત દેશના રાજા ચંદ્રસેન સાથે લડાઈ થઈ. આખરે તેમાં તેમનો પરાજય થયો. તેથી પોતાનો રસાલો અને માલ-મિલકત લઈ તેઓ દક્ષિણ તરફ વિદાય થયા. મુસાફરી કરતા કરતા તેઓ શ્રીસ્થળમાં આવ્યા.



૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, ભા. ૧.

ત્યાં માતૃગયા કરી વળતા હતા, તેવામાં પ્રથમ આવી આનર્તપુર નજીક વસેલા કુર્મીભાઈઓનો તેમને મેળાપ થયો. તેમના અતિશય આગ્રહથી તે ત્યાં રોકાયા અને ઉમાપુર નામનું ગામ વસાવી રાજ્ય સ્થાપન કર્યું; તે વગેરે બિના આપણે પાછળ જોઈ ગયા છીએ.

ઉમાપુર-ઊંઝામાં રાજ કરતાં તેમના પછી વડવીરજી, નંદજી, જીવરાજજી, રઘુજી, લખુજી, યોગરાજ, વડવીર, હરિકર્ણજી અને બીજા વ્રજપાલજી થયા. ત્યાં સુધી તે કુટુંબ ઊંઝામાં જ રહ્યું. પરંતુ વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણ વસાવી પોતાની સ્વતંત્ર સત્તા આસપાસ મુલકમાં જમાવી, તે વખતે આ કુટુંબની સ્વતંત્રતા સચવાય તેમ ન હોવાથી સં. ૮૦૦ - ઈ. ૭૪૬ લગભગમાં બીજા વ્રજપાલજી ઊંઝા છોડી પોતાનું કુટુંબ, માલ-મિલકત, બીજા કેટલાક કૂર્મીઓ અને નાનો રસાલો લઈ ઉત્તર તરફ ઈડર નજીક આવ્યા અને ત્યાં પોતાના બળથી કાવર નામે ગામ વસાવી, શરૂઆતમાં બાવન હજાર વીઘા જમીનનો રકબો બાંધી રાજ્ય સ્થાપ્યું. આ વીરપુરુષે કાવરની પૂર્વ દિશામાં એક શિવાલય, શ્રી ચામુંડાદેવીનું મંદિર, દરીઆસર તળાવ અને વાવ બંધાવ્યાં તથા વટેમાર્ગુઓ માટે એક સદાવ્રત કાઢી લોકોપયોગી ઘણાં કામ કર્યા. તેમના સ્વર્ગવાસ પછી તેમના પુત્ર સમધરજી ગાદી પર આવ્યા. તેમણે પોતાના પિતાના સ્વર્ગવાસ નિમિત્તે ઈડરના ભાટચારણોને ઘોડાનાં દાન દીધાં, તેથી તેમની દશે દિશામાં કીર્તિ ફેલાઈ. તેમના પછી સોઢાભાઈ, ધર્મસિંહજી અને શામળદાસ એટલા પુરુષો અનુક્રમે થયા, જેમના વખતમાં નોંધવા યોગ્ય કોઈ બનાવ બન્યો નથી. શાળમદાસ પછી તેમના પુત્ર દેશપાલજી થયા. તેમને રાજ્યની સરહદ બાબતમાં ઈડરના રાજા ભીલ સુરા શામળીઆ સાથે તકરાર થઈ; તેથી તે તથા તેનો ભાઈ પરબતીઓ સૈન્ય લઈ એકાએક ચઢી આવ્યા અને લડાઈ થઈ, જેમાં દેશપાલજી તથા તેમના ભાઈ સોબતજી મરાયા. દેશપાલજીનાં સ્ત્રી આણંદબાઈ સતી થયાં. તે પવિત્ર સ્થાને તેમના પુત્ર જેતસિંહજીએ ભવ્ય શિવાલય બંધાવ્યું અને પોતાના પિતાનું વેર લેવા તૈયારી કરવા માંડી. ઈડરનો ભીલરાજા સુરો શામળીઓ તેના અનાચારી સ્વભાવથી પ્રજાને ઘણો અપ્રિય થઈ પડ્યો હતો. તેના રાજ્યનું તમામ કામ નાગર બ્રાહ્મણોના હાથમાં હતું. તેના દીવાન નાગર બ્રાહ્મણની પુત્રી અતિ રૂપલાવણ્યવતી હતી, જેના પર ભીલરાજા મોહી પડ્યો અને તેનું માગું કર્યું. દીવાને ડહાપણપૂર્વક આશા આપી અને આવાં રાજલગ્ન માટેની ભારે તૈયારી કરવા છ માસની તેની પાસેથી મુદત માગી. તે આ

આફતમાંથી બચવા જેતસિંહજીની શરણે આવ્યો. તેમણે તેને અભયવચન આપી વિદાય કર્યો. કનોજના જયચંદ રાઠોડની પાયમાલી થયા પછી તેનો પૌત્ર મારવાડના મેદાનમાં ગયો અને ત્યાં રાજ્ય સ્થાપી રહ્યો. તેને ત્રણ પુત્ર હતા. તેમાંનો મોટો આસ્તાનજી મારવાડમાં પોતાના પિતાની ગાદીએ બેઠો, એટલે સ્વાત્મબળથી સુખ મેળવવા તેના નાના ભાઈ સોનરંગજી તથા અજી બંને નીકળી ગુજરાતમાં આવ્યા. તેમની બહાદુરીથી પ્રસન્ન થઈ ગુજરાતના રાજા સોલંકી ભીમ બીજાએ તેમને કડી પરગણામાં સામેત્રાની જાગીર આપી રાખ્યા હતા. તેમને કાવરવાળા રાય જેતસિંહજી મળ્યા અને નાગર બ્રાહ્મણની તમામ બિના જણાવી. બંને જણે સુલેહ કરી ઈડરના રાજ પર સવારી કરવા નિશ્ચય કર્યો અને નાગરને ખબર આપી.[1]

નાગર દીવાને લગ્ન લીધાં. સોનરંગજીનું તથા જેતસિંહજીનું ચૂંટી કાઢેલા યોદ્ધાઓનું નાનું સૈન્ય થોડે થોડે ઈડરમાં આવી ગયું હતું. શામળીઓ સુરો પરણવાના ઉછરંગમાં નાગરને ત્યાં વરઘોડે ચડી આવ્યો, એટલે જેતસિંહજી તથા સોનરંગજી પોતાના સૈનિકો સાથે તેના પર તૂટી પડ્યા અને કતલ ચલાવી. ટૂંક લડાઈ પછી ભીલરાજા મરાયો; એટલે ઈડરના રાજ્યમાંથી પોતાની કાવરની જાગીરને લગતા જનોડ, કાનપર, નરમાલી, માનપર, ઈલોડ વગેરે મોટાં મોટાં ગામો પોતે રાખી ઈડરનું રાજ્ય સોનરંગજીને સોંપ્યું.[2] ત્યારથી જેતસિંહજી રાજકાજમાં આગળ પડતો ભાગ લેનાર એક અમીર થયા અને ઈડરમાં રહેવા લાગ્યા. તેમના પછી તેમના પુત્ર ઈશ્વરદાસ થયા. તેમના ભાઈ હાથીદાસે ઈડરના બ્રાહ્મણોના સઘળા કરવેરા માફ કરાવ્યા. તેમને મંડલિક રાજાના પટાવત રેવર રાજપૂત સાથે રાજવહીવટમાં મતભેદ પડવાથી લડાઈ થઈ, જેમાં તેઓ મરાયા. તેમના પછી દીપસિંહજી, ઉગ્રસિંહજી, અર્જુનસિંહજી અને મહીપતજી થયા. મહીપતજી પછી ગાદીએ આવેલા અજમલજીને ઈડરના રાજાના દીવાન મુગટરામ નાગર સાથે પોતાની સ્વતંત્રતા વિશે ખટપટ થઈ અને લડાઈ થતાં દીવાન મરાયો; તેથી રાજા સાથે અણબનાવ થયો. દરમિયાન સરદાર અજમલજી નર્મદાની યાત્રાએ ગયા, ત્યાં ચાંપાનેરના રાજા રાઓલ ગંભીરસિંહજી તથા તેમના ભાઈ જગતસિંહજી સાથે તેમનો અનાયાસે મેળાપ થતાં વાતચીતમાં ઈડરના રાજા સાથેનો અણબનાવ તેમના



૧. 'રાસમાળા' - ભા. ૧, પાન ૫૫૦-૫૧.

૨. 'દેસાઈ પટેલના વહીવંચાના ચોપડા' - 'રાસમાળા' - ભા. ૧, પાન ૫૫૧.

જાણવામાં આવ્યો. ચાંપાનેરના રાજાએ અજમલજીને ઈડરનું રાજ્ય છોડી પોતાના રાજ્યમાં આવવા આગ્રહ કર્યો અને મોટી જાગીર આપવાનું વચન આપ્યું. યાત્રામાંથી અજમલજીએ કાવર આવી, પોતાના ભાઈ વિજયરાજ સાથે મસલત કરી, પોતાની માલ-મિલકત, રસાલો અને લાગતાવળગતા કૂર્મી યોદ્ધાઓને લઈ ઈડરનું રાજ્ય છોડ્યું અને ચાંપાનેરના રાજ્યમાં આવ્યા, જ્યાં પૂરા માનમરતબા સાથે રાજાએ તેમને હરણીઉ, મેદાપર, વાસીઉ, વીટોદ, વાઘોસીઉ, ઉસેટીવાસેટી અને ગાંગડીઉ વગેરે મોટાં ગામોની જાગીર આપીને પોતાના મુલકના સરદાર બનાવ્યા. પોતે રાજકાજમાં કરતા-કારવતા થઈ પડવાથી ત્યાં વસતા પોતાના જ્ઞાતિભાઈઓનો પણ માનમરતબો વધવા લાગ્યો, તેથી અન્ય વિભાગમાંથી પણ ઘણા કૂર્મીઓ આવી આવી ત્યાં વસવા લાગ્યા. અજમલજીના દેવ થયા પછી તેમના પુત્ર સમધરજી થયા. તેમણે ચાંપાનેરની ઉત્તર તરફ મોટું શિવાલય બંધાવ્યું તથા હવાડા સાથે વાવ બંધાવી. તેમના પછી તેમના પુત્ર દેવીસિંહજી સરદાર થયા. તેમના વખતમાં સરહદ પર ઈડરના સરદારે હલ્લો કર્યો. તેને તેમણે એકાએક ચડાઈ કરી હરાવ્યો, તેથી રાજાએ પ્રસન્ન થઈ તેમને મશાલ, સુખપાલ આદિ રાજચિહ્નો રાજ-ખરચે બક્ષિસ કર્યા. તેમના પછી જયમલજીએ સરદારી લીધી. પોતાના વીરકર્મથી રાજા રાવળજીને રીઝવી પોતાની જાગીરમાં વધારો કર્યો. તેમના સ્વર્ગવાસ પછી મથુરદાસ, અવિચલજી, ગિરિધરજી અને તુલજાદાસ થયા. તેમના સમયમાં નોંધવા યોગ્ય બનાવ બન્યો નથી. તેમના પછી મંડલિકજી થયા. તેમની કારકિર્દીમાં ચાંપાનેરના રાજ્યમાં બાદરીઆ ભીલ નામના બહારવટિયાએ બળવો કર્યો અને ઘણાં ગામોનો નાશ કર્યો. તેથી તેના પર મંડલિકજીએ એકાએક છાપો માર્યો અને લડાઈ થઈ, જેમાં તે મરાયો. પોતાનો વિજય થવાથી મંડલિકજીએ લડાઈની જગાએ બારૈઉ ગામ વસાવી ત્યાં પોતાનું સ્વતંત્ર થાણું મૂક્યું. તેમના આ પરાક્રમથી પ્રસન્ન થઈ રાજા પાલનસિંહજીએ તેમને અલીદરું, અજાડીઉ, કેવડાસણ અને ભદામ વગેરે ગામોની જાગીર આપી તેમનો મહબ્બો વધાર્યો. થોડા સમય પછી ઈ.સ. ૧૪૧૭માં ગુજરાતના સુલતાન અહમદશાહે ચાંપાનેરનો અજીતગઢ જીતવા ચડાઈ કરી.[૧] પરંતુ તેને હાલોલની સીમમાં મંડલિકજીની સરદારી નીચે ગયેલા સૈન્યે હરાવ્યો. લડાઈમાં પોતાના કેટલાક કૂર્મીઓ, અગરસિંહ બારૈયા, અજયસિંહ વાકળીઆ,

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૨૩૭.

તખ્તસિંહ બાદરીઆ, મેરૂજી સેજવા, સુજાજી ગોહિલ, સુક્તસિંહ ભંડારી, મહેરામણ છાસડીઓ, સારંગજી ભાટી, ગોપાળજી મઈડો અને અહમદખાન ખુરેશી વગેરે ઉમરાવો મરાયા.[૧] ફરી યવન સૈન્ય ઈ.સ. ૧૪૧૮ તથા ૧૪૨૦માં ચડી આવ્યું અને લડાઈ થઈ, જેમાં મંડલિકજી પોતે ખપી ગયા, છતાં ચાંપાનેર સર થવા દીધું નહિ; પણ ખંડણી કબૂલ કરવી પડી.[૨] થોડા સમય પછી મંડલિકજીના પુત્ર ભીમસિંહજીના હાથમાં સરદારી આવતાં ચાંપાનેરના રાજા ગંગાદાસના પુત્ર જયસિંહજીએ ઈ.સ. ૧૪૩૧માં અહમદશાહ સામે બળવો કર્યો.[૧] છેવટે ઈ.સ. ૧૪૫૦માં મહંમદશાહ બીજાએ ગંગાદાસ પર સવારી કરી.[૨] એવામાં ભીમસિંહજી દેવ થયા અને રાય વૈરીસિંહજીના હાથમાં સરદારી આવી. તેઓ એક બાહોશ રણધીર યોદ્ધા હોવાથી મુસલમાનોના વારંવારના હુમલાથી બચવા પતાઈ રાવળે તેમને કુલકુલાં અધિકાર સોંપી દીધો. તેમણે માળવાની સરહદ પર આવેલી બારનોલીની જાગીરનો રાજા કીર્તિસિંહ લૂંટફાટ કરી સરહદ પરની પ્રજાને હેરાન કરતો હતો તેનો બંદોબસ્ત કરવા ચડાઈ કરી તેને હરાવી નમાવ્યો. તેનું વેર રાખી તેણે પતાઈ રાવળનાં રાણી હાડોતિજીને તેમના પિયર જતાં કપટથી પકડી લીધાં, જેની પોતાને ખબર મળતાં વૈરીસિંહજીએ ચૂંટી કાઢેલા રસાલાના સવારો સાથે જઈ, તે નગર બહારથી કેદ પકડી લીધો અને ચાંપાનેર લાવી માનપૂર્વક રાજમહેલમાં દેખરેખ નીચે રાખ્યો. બારનોલીથી તેના સરદારોએ રાણી હાડોતિજીને માનપૂર્વક ચાંપાનેર પહોંચાડ્યાં. એટલે કેટલાક કોલ-કરારો કરાવી લઈને પછી કીર્તિસિંહજીને છૂટા કર્યા અને સરહદ પરનો તેમનો કેટલોક મુલક ખાલસા કર્યો. ત્યાં જાંબવા ગામને મજબૂત કિલ્લો બાંધી પોતાના સાળા જોધા માંડલોતીઆને સૈન્ય આપી થાણાદાર બનાવ્યો, અને તે વિભાગમાં પોતાની સ્વતંત્ર આણ ફેરવી. ત્યાંથી આવી વૈરીસિંહજીએ નિર્મલાનંદ મહાદેવીનું શિવાલય, વીરાસર તળાવ, કેટલાક હવાડા અને કૂવા બંધાવ્યા.[૩] ઈ.સ. ૧૪૭૪માં વૈરીસિંહજીએ અમદાવાદના સુલતાન તરફથી ગુજરાતની સરહદ પર મૂકવામાં આવેલ

---

૧. 'ગુજરાત સર્વ સંગ્રહ', પાન ૩૦૪.
૨. 'ગુ. પ્રા. ઈ.' : 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૨૩૭.
૧. 'ગુ. પ્રા. ઈ.'
૨. 'ગુજરાત સર્વસંગ્રહ', પાન ૩૦૫; 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પા. ૨૩૭
૩. 'રાસમાળા' - ભા. ૧, પાન ૬૧૯. 'વહીવંચાના ચોપડા.'

થાણા પર એકાએક હલ્લો કર્યો અને થાણાદારને મારી સુલતાનના કેટલાક હાથીઓ પકડી ચાંપાનેર મોકલી દીધા.[1] આ સમાચાર સાંભળી મહંમદ બેગડાને પારાવાર ક્રોધ ચડ્યો. તેથી ઈ.સ. ૧૪૮૨માં તેણે મહેમદાવાદથી એક મોટા સૈન્ય સાથે નીકળી ચાંપાનેર પર સવારી કરી. સને ૧૪૮૩ની ૧૭મી માર્ચે તેનું સૈન્ય પાવાગઢની તળેટીમાં આવી પહોંચ્યું. વીસ માસ સુધી છૂટી છૂટી ઘણી લડાઈઓ થઈ પરંતુ એકે પક્ષની પૂરી હારજીત થઈ નહિ; એટલે શાહી લશ્કરે આગળ વધી કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લાના બુરજ પરથી તોપોનો મારો ચાલુ થયો. રાય વૈરીસિંહજી જાતે તોપખાનાના ઉપરીઓ સાથે રહી રાતદિવસ કામ કરતા હતા. તેમનો આવો લડાયક જુસ્સો જોઈ આખરે કંટાળી તેઓએ ઘેરો ઉઠાવી મેદાનમાં પડાવ નાખ્યો. તે તકનો લાભ લેવા રાય વૈરીસિંહજીએ પણ પોતાના સૈનિકોને સજ્જ કરી તેમની પૂંઠ લેવા પ્રયાણ કર્યું. હાલોલ આગળ જેમ અષાઢ મહિનાની મેઘની ઘટાઓ અથડાય તેમ બન્ને સૈન્યો સામસામા ભટકાયાં. લડાઈમાં વૈરીસિંહજીનાં ઘણાં સગાંવહાલાં મરાયાં અને પોતે પણ ઘાયલ થયા તથા પતાઈ રાવળના કેટલાક બીજા પણ સરદારો ખપી ગયા. પાદશાહી લશ્કરની પણ ખુવારી થઈ અને અમીર મહંમદ મિરાત, દીવાન ફકરુદ્દીન, મહંમદ બાકરખાન, દરીઆવખાન પઠાણ, મેંદીબેગ અને બેલીમ જલાલ વગેરે સરદારો મરાયા. તેથી તેઓએ બે મજલ દૂર હઠી મુકામ કર્યો. તે અરસામાં સેનાપતિ વૈરીસિંહજીએ પણ પોતાના વિખરાયેલા સૈનિકોને એકત્ર કરી તૈયારી કરી લીધી. આથી આખરે શાહે પોતાના એલચી દ્વારા વૈરીસિંહજીને પોતાના પક્ષમાં લેવા મસલત ચલાવી. તેણે ઈનામની મોટી મોટી લાલચો બતાવી, પરંતુ વીર વૈરીસિંહજીએ કશાની દરકાર કરી નહિ. આખરે પાદશાહે ઈ.સ. ૧૪૮૩ની ૨૮મી એપ્રિલે ફરીને સવારી કરી કિલ્લાને ઘેરી લીધો અને બહારથી આવતી ખોરાકી અટકાવી. કિલ્લેદારોમાં ગભરાટ ફેલાયો, કારણ કે લાંબા સમયથી ચાલતા વિગ્રહને લીધે કિલ્લાના કોઠારો ખૂટી ગયા હતા.[2] આ વેળા સઘળું સૈન્ય અન્ન વિના વિટંબણામાં હતું, ત્યારે માત્ર પતાઈ રાવળના સાળા સિયાજી બાકલીઆ પાસે પોતાના રસાલાના સિપાઈઓ માટે કોઠારો ભરેલા હતા. તેમાંથી પોતાના માણસો સિવાય તે કોઈને આપતો નહિ. તેથી આ વાત પતાઈ રાવળને જાહેર

---

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૨૪૭.
૨. 'બો. ગેઝીટીઅર' - વો. ૧, પા. ૨૪૭.

કરી રાય વૈરીસિંહજીએ તે કોઠારોનું સઘળું અન્ન સૈન્યને માટે જપ્ત કર્યું, તેથી સિયાજી વૈરીસિંહજી પર ઘણો જ ગુસ્સે થયો અને છૂપું વેર રાખવા લાગ્યો. ખોરાકીની નવી વખારો હાથ આવવાથી પોતે ઘેરો ટકાવી શક્યા, પરંતુ પાદશાહ સાથે સિયાજી છૂપી મસલત ચલાવી કેટલીક બાતમીઓ આપતો હતો, તેથી આખરે તે જ પતાઈ રાવળ, પાવાગઢ અને વૈરીસિંહજીની પડતીનું કારણ થઈ પડ્યો. જે દિવસે આ ઘેરાનો અંત આવ્યો તેના આગલા દિવસે સિયાજીએ કિલ્લાના ગુપ્તદ્વારની અને ત્યાં થઈને વૈરીસિંહજીના નિર્મળાનંદ મહાદેવે દર્શન કરવા જવાની બાતમી આપી હતી. તે પરથી પ્રભાતમાં નિત્યનિયમાનુસાર પશ્ચિમ ભણીના ગુપ્તદ્વારથી વૈરીસિંહજી દર્શને બહાર નીકળ્યા કે તરત જ તે દ્વાર પર સખ્ત બંદોબસ્ત રાખી મહંમદશાહે જાતે મહાદેવજીનું ધામ ઘેરી વૈરીસિંહજીને કેદ કર્યા. આ વખતે કિલ્લામાં સઘળા કિલ્લેદારો પ્રાતઃસંધ્યાવંદનાદિ નહાવાધોવાના કાર્યમાં ગૂંથાયા હતા, તે તકનો લાભ લઈ પશ્ચિમ ભણીના ગુપ્તદ્વાર પર, અણધારી આફત આવે તેમ, એક જબરો ધસારો કરી દ્વાર કબજે કરી કેટલાક યવન યોદ્ધા અંદર ઘૂસ્યા અને ગભરાટ ફેલાયો. વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઈ અને સિયાજીએ દરવાજો ઉઘાડી આપવાનું પણ શરમભરેલું કામ કર્યું. કિલ્લાના દરવાજામાં ખૂનખાર લડાઈ થઈ તેમાં રાજપૂતો હાર્યા.

**॥ છપ્પય* ॥**

**સંવત પંદર પ્રમાણ, એકતાલો સંવત્સર,**
**પોષ માસ તિથિ ત્રીજ, વઢેહુ વાર રવિ સુદન,**
**મરશિયા ખટભૂપ, પ્રથમ વેરસિંહ પડીજે,**
**જાડેજો સારંગ, કરણ, તેજપાલ કહીજે,**
**સરવરીઓ ચન્દ્રભાણ, પતાઈ કાજ પ્રાણ જ દીયો,**
**મહેમદાવાદ મહેરાણ લઘુ કટક સર પાવો લીયો.**

આ છપ્પાનો લેખક બારોટ વૈરીસિંહજીને લડાઈમાં પડેલા બતાવે છે, પરંતુ તેઓ પાછળથી હયાત હતા તેવા વજનદાર આધારો મળી આવે છે. તેથી કદાચ આ બારોટજી છપ્પો બનાવ્યા પછી તુર્ત ગુજરી



* 'રાસમાળા' - ભા. ૧, પાન ૬૩૧.

ગયા હોય અને તેથી તેમણે વૈરીસિંહજીને કેદ પકડાયેલો ન જાણ્યા હોય તેમ ધારી શકાય છે. આ લડાઈમાં પતાઈ રાવળ અને તેના ઘણા સરદારો ખપી ગયા તથા વૈરીસિંહજી, સેજવાલ ભંડારી, કેટલાક સોલંકી રાજપૂતો અને ખાન ખુરેશી વગેરે કેદ પકડાયા હતા. તેમને મહેમદાવાદ લાવી ચીનાખાના પાસે કેદ કર્યા[1] (ઈ.સ. ૧૪૮૪). બેગડાની રાજધાની મહેમદાવાદથી કેટલેક દૂર આવેલા માતર પરગણામાં માતરીઆ રાવ નામનો રાજપૂત રાજા રાજ કરતો હતો. તેને કારણવશાત્ શાહના માણસો સાથે લડાઈ થઈ, તેથી તેની ઉદ્ધતાઈ માટે સજા કરવા તથા તેને વટલાવી મુસલમાન કરવા પકડીને કેદ કીધો અને માતર પરગણું ખાલસા કરી દીધું.

આ માતરીઆ રાવની બહેનનો વિવાહ વિરમગામમાં રહેતા વિરમદેવ નામના બહાદુર બહારવટિયા સાથે થયો હતો. તે બાઈ પોતાના ભાઈને છડાવવા રોજ રોજ પ્રસંગોપાત પોતાના પતિને યાદ આપતી. પરંતુ લાગ આવ્યા વિના મહંમદ બેગડા જેવા સુલતાનની સામે જવામાં રહેલા જોખમનો વિચાર કરી વિરમદેવ કેટલાક દિવસ મૂંગો રહ્યો. પોતાના જાસૂસો દ્વારા ખબર મળ્યા કે, અમુક દિવસે શાહની બેગમ સરખેજના રોજામાં પીરની કબરે ફૂલ ચડાવવા આવનારી છે. આ સમાચાર મળતાં જ પોતાના કસાયેલા સવારો લઈ તે રોજા નજીક છુપાઈ રહ્યો. છડી-સવારીથી આવતા જનાનાને જોઈ એકાએક પોતાના માણસો સાથે તે ખોજા વગેરે પર તૂટી પડ્યો અને બેગમને ઉપાડી વિરમગામ લાવી પોતાની સ્ત્રી સાથે માનભેર જાપ્તામાં રાખી. બેગમના હરણ થયાના સમાચાર સાંભળી બેગડો પગથી શિખા પર્યંત કોપાગ્નિથી બળવા લાગ્યો. તેણે એકદમ માણસો મોકલી સંદેશો કહાવ્યો કે, બેગમને બહેન-બેટી પ્રમાણે માનમરતબા મુજબ રાજનગર પહોંચાડો, નહિ તો અમે તમારા કિલ્લાની એક પણ ઈંટ રહેવા દઈશું નહિ. આના જવાબમાં વિરમદેવે વિવેકસર કહાવ્યું કે, બેગમ સાહેબા મારાં બહેન-બેટી સમાન છે, પરંતુ જ્યાં સુધી તમે મારા સાળા માતરીઆને મુક્ત કરી તેનું પડાવી લીધેલું રાજ્ય પાછું સોંપશો નહિ ત્યાં સુધી તમને બેગમ સાહેબાનાં દર્શન પણ થશે નહિ. આવા ટાઢા સંદેશાથી પણ તેને ઘણો ક્રોધ ચડ્યો, પણ વિરમદેવ એક જબરે

---

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૨૪૭.

બહારવટિયો હોવાથી બેગમનો લાંબા વખત સુધી પત્તો લાગશે નહિ તેવું  લાગવાથી તેણે માતરીઆને વટાળી છોડી દીધો અને તેની જાગીર પાછી સોંપી. પરંતુ તેણે વટલાવ્યો તેથી વિરમદેવ ગુસ્સે થયો અને બેગમને છૂટી કરી નહિ. મહંમદ બેગડાની હવે ધીરજ રહી નહિ. યુદ્ધનો મહાસાગર તરી જનારા અને પાવાગઢ તથા જૂનાગઢના મજબૂત કિલ્લા સર કરવાથી ઉન્મત્ત થઈ ગયેલા સુલતાને સૈન્યને સખ્ત હુકમ આપી રવાના કર્યું. સૈન્યે આવી હાંસલપુર મહાદેવ પાસે મુકામ કર્યો. ત્યાં રસ્તામાં એકાએક વિરમદેવ પોતાના ચુંવાળના મળતીઆઓ સાથે તૂટી પડ્યો અને સુલતાનના સૈન્યની અલ્પ સમયમાં ખાખાવીખી કરી નાખી. રાત્રે લડતાં સેનાપતિ મરાયો અને સહુ નાસી ગયા. સુલતાનને આવા દિલગીરી ભરેલા સમાચાર મળ્યા કે તે જાતે ચડાઈ કરવા તૈયાર થયો. પરંતુ દીવાને શાંત પાડી તેમ નહિ કરતાં કોઈ અન્ય શૂરા સરદારને મોકલવા વિનંતી કરી. તેવો બહાદુર સરદાર શોધતાં દીવાને ચાંપાનેરના રાજકેદીઓ પૈકી વૈરીસિંહજીનું નામ યાદ આપ્યું. તેથી ખુશ થઈ વૈરીસિંહજીને પોતાની તહેનાતમાં તેડાવ્યા અને એકદમ લોહ-બેડી દૂર કરાવી, સુવર્ણનાં કડાં હસ્તમાં પરિધાન કરાવ્યાં, પોશાક આપ્યો અને સૈન્ય સાથે ઊપડી જવા ફરમાવ્યું. સુલતાનના ફરમાનને માન આપી પોતે હસતા વદને પોતાના જૂના સરદારોને કેદમાંથી છોડાવી સાથે લીધા અને બીજું ચુનંદા સવારોનું એક નાનું સૈન્ય પણ સાથે લીધું. રાત્રે વિદાય થતાં સુલતાનને સલામ કરવા ગયા ત્યારે તેણે કહ્યું કે, ઓ બહાદુર નર ! જો તમે બેગમને જલદી લાવશો તો હું તમને નવાજીશ. પ્રત્યુત્તર આપવા ઊભા ન રહેતાં માત્ર સલામ કરી તુર્ત રવાના થયા અને અલ્પ સમયમાં અણધારી દિશામાં મુસાફરી શરૂ કરી. તેમણે ચુંવાળમાં આવી સીતાપુર મુકામે પડાવ નાખ્યો. ત્યાંથી યુક્તિ કરી પોતાના થોડા બહાદુર સરદારોને છૂપા વેશે કિલ્લામાં ઘાલી દીધા. પછી વિરમગામ નજીક જઈ બેગમને છોડી દેવા હુકમ કર્યો. વિરમદેવે લેશ પણ દરકાર કરી નહિ અને બંદૂકનો મારો શરૂ થયો. આ પ્રમાણે કેટલા દિવસ ચાલ્યા પછી બહારનું સૈન્ય શાંત થઈ ગયું. એવામાં વિરમદેવના અભિમાની કિલ્લેદારોની ગફલતનો લાભ લઈ અંદર પ્રવેશેલા સરદારોએ સંકેત મુજબ દરવાજો ઉઘાડી નાખ્યો, કે પરોઢમાં વૈરીસિંહજીનું  સૈન્ય ધસારાબંધ અંદર દાખલ થયું. બંદૂકોના અવાજ સાંભળી વિરમદેવ

મહેલમાંથી સજ્જ થઈ દોડી આવ્યો. વૈરીસિંહજી અને વિરમદેવ સામસામા આવ્યા, પરંતુ રણવીર વૈરીસિંહજીના કસાયેલા હાથથી તેનો પરાજય થતો ગયો અને આખરે તેના મહેલના દરવાજામાં જ તેનું એક વીરપુરુષ તરીકે લડતાં લડતાં મરણ થયું. વૈરીસિંહજી જનાનાની દોઢીએ જઈ પહોંચ્યા, ત્યાં બેગમ સાહેબા બેબાકળાં જડી આવ્યાં. તેમને મ્યાનામાં બેસાડી પોતે મહેમદાવાદ લઈ આવ્યા. વિરમગામના બંદોબસ્ત માટે પોતાના બહાદુર સરદારોને રાખ્યા હતા. મહેમદાવાદ આવ્યા પછી શાહે દરબાર ભરી વૈરીસિંહજીને પોશાક આપી, બેગમની ઈચ્છાનુસાર, તેમને તેમની સર કરેલી વિરમગામની જાગીર કુલ સ્વતંત્ર બક્ષીસ કરી, તેથી પોતાના કુટુંબકબીલાને, સગાંવહાલાંને અને સરદારોને લઈ પોતે વિરમગામ આવ્યા અને ત્યાં રાજધાની કરી રહ્યા.



## પ્રકરણ-૪

## વિરમગામમાં રાજસ્થાન

વિરમગામ ક્યારે અને કોણે વસાવ્યું તે વિષે કોઈ પુસ્તકોમાંથી સ્પષ્ટ અને લેખી આધારો મળી આવતા નથી, તોપણ તે પ્રાચીન સ્થળ છે તેમ નીચેની હકીકત પરથી સાફ માલૂમ પડી આવે છે. આરબ ભૂગોળવેત્તા અબુરીહામઅલબીરૂની ઈ.સ. ૯૭૦થી ૧૦૪૦ સુધીના સમયમાં આ સ્થાનની આબાદીનાં ઠીક વખાણ કરે છે.[૧] કેટલાક સમય પછી ગુજરાતના બહાદુર રાજા સિદ્ધરાજ જયસિંહના સમયમાં રાજમાતા મયણલ્લદેવી જ્યારે દ્વારિકાની યાત્રાએ જતાં હતાં ત્યારે આ સ્થળની નજીકમાં મુકામ કર્યો હતો. તે વખતે ગામના લોકોએ જઈ પાણી સંબંધી પોતાની વિટંબણા ટાળવા માટે તેમને અરજ કરી, જે પરથી તેમણે માનસર[૨] તથા ગંગાસર નામનાં બે વિશાળ સરોવર બંધાવી આપ્યાં. સિદ્ધરાજે પાછળથી તેમાંનાં માનસરને ફરતી દેરીઓ બંધાવી આપી વિશેષ શોભાયમાન કર્યું. દેરીઓની એક હારમાં શિવલિંગ રાખી બીજી હારમાં વિષ્ણુની મૂર્તિઓ પધરાવવામાં આવી હતી. યંત્રકળાથી એવી પણ ગોઠવણ કરવામાં આવી હતી કે, આરતી ઉતારવાના સમયે મુખ્ય દેવળમાં જ્યારે ઘંટ વાગવા માંડે ત્યારે સઘળી દેરીઓમાં સાથે સાથે જ ઘંટનો ઘોર અવાજ થવા લાગતો હતો. આ સરોવર અને દેરીઓ, માત્ર તે સમયમાં જ ઉમદા કારીગરીનો નમૂનો ગણાતાં હતાં તેમ નહિ, બલકે આજે પણ એ નમૂનાનું એક પણ સરોવર હિંદુસ્થાનમાં હોય તેમ જણાતું નથી.

વિરમગામની આસપાસ મજબૂત કિલ્લો છે તથા તેની બહાર ગંગાસર, ઘુણીઆ, માનસર વગેરે સરોવરોથી તે ઘેરાયેલ એક મજબૂત લશ્કરી સ્થાન સમાન છે. અણહિલપુરના રાજઅમલ નીચે આ શહેરની દિન-પ્રતિદિન આબાદી વધતી ગઈ. પાછળથી ગુજરાતના વાઘેલા રાજા વીરધવલે પોતાના પુત્ર વિશલદેવને રાજગાદી આપી ત્યારે બીજા પુત્ર વિરમને વિરમગામનો કિલ્લો તથા આસપાસની જાગીર આપી રાજી કર્યો



૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૫૧૨.
૨. હાલ મુનસર નામે ઓળખાતું તળાવ.

હતો (ઈ.સ. ૧૨૪૫), ત્યારથી તે વિરમદેવની રાજગાદીનું સ્થાન થયું. પરંતુ અલ્પ સમયમાં ઈ.સ. ૧૨૯૭માં અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત પર સવારી કરી અને ગુજરાત જીત્યું ત્યારે દેશની આબાદી પર કાળચક્ર ફરી વળ્યું. વિજયી યવનોએ દેશ માંહેનાં હિંદુ રાજાઓએ બંધાવેલાં તમામ ધાર્મિક સ્થાનોનો શોધી શોધીને નાશ કર્યો, ત્યારે આ શહેર, તેનું માનસર તળાવ અને નકસીદાર દેવળો અને દેરીઓની પણ અનુપમ શોભાની અવદશા થઈ. જોકે, આજે કેટલીક દેરીઓ પડી ગઈ છે પણ જે ઘણીખરી આબાદ છે તે ઉપરની કોઈ પણ વેલ, ફૂલ, દેવદેવીઓની મૂર્તિઓ કે પૂતળીઓમાં કાંઈ પણ અખંડિત નજરે પડતું નથી અને આજે આવી જર્જરીભૂત સ્થિતિમાં પણ તે સ્થાન તેના પ્રાચીન ગૌરવનો ઉમદા પુરાવો આપી રહ્યું છે.

આપણે આગળ જોઈ ગયા તેમ, આ સમય પહેલાં થોડા વખત પર કરણ રાજાએ પાટડી હરપાળ મકવાણાને આપ્યું અને તેના (હરપાળના) વંશજ ઝાલાઓએ પાટડીમાં નિવાસ કર્યો, ત્યારે થોડા સમયમાં વાઘેલાઓની સત્તા નષ્ટ થવાથી તેમના તાબામાં માંડલ તથા વિરમગામ વગેરે સ્થાનો આવ્યાં હતાં. હરપાળના મૃત્યુ પછી તેના ત્રણ પુત્રોમાંના નાના પુત્ર શેખડાજીને વિરમગામ નજીકના સચાણા તથા ચોરવડોદરા ગામોની જાગીર મળી હતી. તે વખતે આ બંને ગામો ઘણાં આબાદ હતાં.[૧] ત્યારથી શેખડાજીની રાજધાની સચાણામાં હતી. તે વખતે વિરમગામ પરગણું તેના તાબામાં હોય તેમ જણાય છે.[૨] પાછળથી સચાણાની મહત્તા ક્યારે અને કયા સમયમાં નષ્ટ થઈ તે સ્પષ્ટ માલૂમ પડતું નથી, પરંતુ હાલ જે જગાએ કરકસ્થળ નામનું નાનું ગામડું છે ત્યાં કંકાવટી નામે નગરી હતી અને તે પણ કોઈ ઝાલા રાજવંશનું મુખ્ય સ્થાન હતું. તે વખતે વિરમગામ તેના તાબામાં હોય તેમ જણાય છે.[૩]

પંદરમાં, સૈકાની આખરે અને સોળમા સૈકાની શરૂમાં માંડલ, પાટડી અને વિરમગામ વગેરે ઝાલાઓના તાબામાં હતાં, તે વખતે વિરમગામ વિરમદેવ નામના કોઈ બહાદુર ઝાલા બહારવટિયાના તાબામાં હતું.[૪]

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૮, પાન ૫૩૦.
૨. 'મેલ્વીલ્સ સિલેકશન્સ' - નં. ૧૦, પાન ૫૪.
૩. એજન - નં. ૧૦, પાના ૫૪.
૪. 'જાલાઓનો ઈતિહાસ.'

તેણે ગુજરાતના સ્વતંત્ર સુલતાન મહંમદ બેગડા સામે બાથ ભીડી, તેથી તેના પર આપણા રાય વૈરીસિંહજીએ સુલતાન તરફથી સવારી કરી તેને હરાવ્યો અને વિરમગામ કબજે લીધું. આ સમયથી ઝાલા વંશજો કાઠીઆવાડ તરફ ખસ્યા; અને મહંમદ બેગડાએ વૈરીસિંહજી પર પ્રસન્ન થઈ તેમને વિરમગામની જાગીર સ્વતંત્ર રીતે બક્ષીસ આપી.

ઉપરાંત, અર્વાચીન ઈતિહાસ પ્રમાણે પણ લશ્કરી સ્થાન તરીકે વિરમગામનો કિલ્લો એક અગત્યનું સ્થાન થઈ પડ્યો હતો. કાઠીઆવાડ અને ઝાલાવાડમાં પ્રવેશવાનું તે મુખદ્વાર હોવાથી ગુજરાતના સ્વતંત્ર સુલતાનોની તે વારંવાર દૃષ્ટિ ખેંચતું હતું. તેથી તેમણે તેને પાછળથી ઝાલાવાડના મુખ્ય શહેર તરીકે કાયમ કર્યું હતું.[૧] તે સમયે કાઠીઆવાડ કહેવાતા હાલના પ્રદેશના સૌરાષ્ટ્ર અને ઝાલાવાડ એવા બે વિભાગ હતા. તે બંને પર બે ડેપ્યુટી સૂબેદારો[૨] મારફત અમલ ચાલતો હતો. ઝાલાવાડના સૂબાનું વિરમગામ અને સૌરાષ્ટ્રના સૂબાનું જૂનાગઢ સદર સ્ટેશન હતું. મરાઠા પણ જ્યારે ગુજરાતમાં આવ્યા ત્યારે કાઠીઆવાડમાં પગપેસારો કરવા માટે વિરમગામ તેમને મુખદ્વાર માલૂમ પડ્યું હતું, તેથી જ તેમણે સહેલાઈથી વિરમગામના દેસાઈ ભાવસિંહજી સાથે સલુકાઈભર્યો સંબંધ કર્યો હતો.

આ પ્રમાણે વિરમગામનું રાજ્ય પ્રાપ્ત થયા પછી કેટલાંક વર્ષો સુધી રાયવૈરીસિંહજીએ તે પ્રદેશ પર સ્વતંત્ર રીતે પોતાની સત્તા ચલાવી, શાંતિભર્યું રાજ્ય ચલાવ્યું હતું.

તેમના સ્વર્ગવાસ પછી તેમના પુત્ર કિશોરદાસ થયા. તેમના સમયમાં જૂનાગઢના વહીવટદાર કાસિમઅલીની જોરતલબી ઝાલાવાડ વગેરે પ્રાંતોમાં લેવાતી હતી તે તેની નબળાઈને લીધે બંધ પડી હતી. તેથી જૂનાગઢ તાબાનું સુપેડી પરગણું બાર ગામ સાથે ઈનામ આપવાની શરતે કિશોરદાસના ભાયાત પ્રહ્લાદજીને તે તેડી ગયો. તેમણે પોતાના પુત્ર કાલિદાસ સાથે ત્યાં જઈ બંધ રહેલી જોરતલબી ઉઘરાવી આપી અનેત્ત્યાં દેસાઈગીરીનો હક્ક સંપાદન કર્યો. કિશોરદાસના બીજા ફટાયા પુત્રો ભારોજી તથા ભાથીજી બંને અહીં કંઈક ખટપટ થવાથી રીસાઈને ઈંદોર સ્ટેટમાં ગયા અને ત્યાં તેમણે દેસાઈગીરીનો હક્ક પ્રાપ્ત કર્યો.[૩]



૧. 'આઈન ઈ અકબરી.'   ૨. તે વખતના ફોજદાર.
૩. વહીવંચાના ચોપડા

કિશોરદાસના સ્વર્ગવાસ પછી વિરમગામની ગાદી પર તેમના વંશજ રામજી, ગંગાદાસ, કરમણદાસ, મુલ્કદાસ, સિયાજી, રણમલજી અને નાથાભાઈ - એટલા પુરુષો એક પછી એક થયા. તેમના રાજ-અમલ દરમિયાન તેઓ ક્વચિત્ સ્વતંત્ર અને ક્વચિત્ અર્ધસ્વતંત્ર જેવા હતા. નાથજીને વેણાજી, શાણાજી, ભાણાજી, રાણાજી, પરખાજી અને હરખાજી એમ છ પુત્રો હતા. તેમાં રાણાજી તથા હરખાજીનો નિર્વંશ ગયો; વેણાજીના વંશજ હાલ દેસાઈગીરી ભોગવે છે; શાણાજીના વંશજ હાલ વિરમગામમાં મારફતીઆ દેસાઈ કહેવાય છે; ભાણાજીના વંશજો હાલ વિરમગામમાં પટલાઈ કરે છે; અને પરખાજીના વંશજો વિરમગામમાં ઘંટીઆ કહેવાય છે.[1]

નાથાજીના સ્વર્ગવાસ પછી તેમના પુત્ર વેણીદાસ ગાદી પર આવ્યા. તે પહેલાં ગુજરાતની સ્વતંત્ર સલ્તનતનો અંત આવ્યો હતો અને ગુજરાત દિલ્હીશ્વર મોગલોના તાબામાં હતું, તેથી તેમના મોકલેલા સૂબાઓ દિલ્હીથી અમદાવાદમાં આવી ગુજરાત પર અમલ ચલાવતા હતા. ઈ.સ. ૧૬૧૭માં મોગલ શહેનશાહ જહાંગીર જાતે ગુજરાતમાં આવ્યો હતો. તેને અમદાવાદની હવા અનુકૂળ ન આવવાથી પોતાના વતી શાહજહાંને સૂબો નીમી તે દિલ્હી ગયો. તેના દીવાન બાકરઅલીખાનથી પણ કાઠીઆવાડની ખંડણી વસૂલાત ન થઈ શકી, તેથી વેણાજીને કાઠીઆવાડની વસૂલાત ઉઘરાવવાની સત્તા આપીને કુલ વસૂલાત પર સાડા સાત ટકાનું વેતન બાંધી આપી દેસાઈશ્રીનો હોદ્દો આપ્યો તથા ધંધુકા, રાણપુર અને આસપાસના મુલકમાંથી ટોલ તથા રાહદારી જકાત લેવાની સતા આપી.[2] પાછળથી ઈ.સ. ૧૬૩૨માં આ બાકરઅલીખાન ગુજરાતનો મુખ્ય સૂબો નિમાયો હતો.[3] પ્રાચીન સમયમાં વાણિયા દેસાઈગીરી કરતા હતા, પણ તેમના પછી નાગરોના હાથમાં દેસાઈગીરી હતી. તેઓ વસૂલાતનું કામ બરાબર ન કરી શક્યા[4] તથા સૂબાઓનો રાજ-અમલ બરાબર જામ્યો નહોતો, તેથી ધંધુકા, ચુંવાળ અને કાઠીઆવાડ વગેરે વિભાગોમાં મેવાસી લોકોનું બહુ

---

૧. 'દેસાઈઓનો ઈતિહાસ.'
૨. 'ભારત રાજ્ય મંડળ.'
૩. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૨૭૭.
૪. 'મેલ્વીલ્સ સિલેક્શન્સ' - નં. ૧૦, પાન ૫૪.

તોફાન હતું. તેઓ જુલમ કરી લૂંટ કરતા હતા. શાહીસૂબાની ફરમાશથી વેણાજીએ આ લૂંટારા લોકોને હરાવી વશ કર્યા.



વેણીદાસના સ્વર્ગવાસ પછી તેમના પુત્ર મકનજી ગાદી પર આવ્યા. તેમણે પોતાના કાકા શાણાજીના પુત્ર મેગળજીને દેસાઈ દસ્તુરીમાં ભાગ આપવા ના કહી અને કહ્યું કે, પાદશાહ તરફથી જે સનંદ મળી છે તે અમારા પિતાને ટીલાવત તરીકે મળી છે તેથી તે હક્કનો ઉપભોગ તો મોટાના વંશજો તરીકે અમે જ ભોગવીશું; તમને ફટાયાઓને તે હક્ક અને ઈલ્કાબ મળશે નહીં. તેથી સદરહુ મેગળજીના ગણેશજી અને ભીમજી નામના બે પરાક્રમી પુત્રો દિલ્હીના શાહ જહાંગીરની હજુરમાં ગયા અને પોતાના પર વીતેલા અન્યાયની ફરિયાદ કરી, જે પરથી પાદશાહ જહાંગીરે તેમને નવી સનંદ[1] કરી આપી, જે નીચે પ્રમાણે છે :

**મહંમદ નૂરુદ્દીન બાદશાહ જહાંગીર ઘાઝી**

| મ્હોર | સિક્કો | ફરમાન |
|---|---|---|

**ગણેશ વલંદે મેગળ અને ભીમજી વલંદે મેગળ દેસાઈ.**

**રહેવાસી ઝાલાવાડ પરગણે.**

સરકાર તરફથી લખવાનું કે, અત્યાર સુધી સદરહુ પરગણા ઉપર દેસાઈગીરીનો તમો કબજો રાખતા હતા, તેવી જ રીતે હાલ પણ તમારો કબજો છે. આ ફરમાનથી સઘળા અમલદારો, ચકલાદારો, કરોડીઆ[2] કાનુગા[3] અને કારકુનો વગેરે, જેઓ હાલ કામ કરે છે તે તથા જેઓ હવે પછી સરકાર તરફથી કામગીરી પર નિમાય યા મુકરર થાય તેમને જાહેર કરવામાં આવે છે કે, મજકૂર દેસાઈ સાથે સારી રીતે સંપ રાખવો અને તેમના હુકમ તથા દેસાઈગીરીના કામકાજમાં કોઈ પ્રકારની હરકત કરવી નહિ. ઉપરાંત રૈયત, વસવાયાં તથા નાના-મોટા સહુ વહીવટદારો વગેરેએ મજકૂર દેસાઈ સાથે બનાવ રાખવો અને તેમને પડતા કામમાં કોશીશ કરીને મદદ આપવી જોઈએ. તારીખ ૯, અસફેદીઆર, સને ૫ ઈલાહી.

---

૧. વિરમગામના મારફતીઆ દેસાઈઓ પાસેની અસલ સનંદ ઉપરથી (ફારસી સનંદનું) ગુજરાતી ભાષાંતર.



૨. શાહી અમીરો.

૩. સર્કલ ઈન્સ્પેક્ટરો.

 આ પ્રમાણે ગણેશજી તથા ભીમજીના પુત્રાદિ પરિવારને પણ દેસાઈગીરી પ્રાપ્ત થઈ. ઉપરાંત, પાછળથી તેમના વંશજોને પેશ્વા, ગાયકવાડ વગેરે સત્તાધીશો તરફથી જુદા જુદા વખતે નવ સનંદો મળી હતી, જેની રાહે તેઓ વિરમગામ તળની જાવક-આવક, તાલુકાનાં ગામો તથા આસપાસનાં નાકાં વગેરેની ટોલ તથા રાહદારી જકાત ઉઘરાવતા હતા અને તેમાંથી બીજા કેટલાક હક્કદારોના હક્કહિસ્સા આપી બાકીની રકમ સરકારમાં ભરતા હતા. તે પ્રમાણે સરકારમાં તેમની મારફત મહેસૂલની દર વર્ષે સારી રકમ જતી હતી, તેથી પાછળથી તેઓ દેસાઈ નામ સાથે મારફતીયા દેસાઈ કહેવાયા. તેમનો વંશ હાલ પણ સારી સ્થિતિમાં વિરમગામમાં એ જ વિશેષણથી ઓળખાય છે. તેમના વિશે બીજી પણ કેટલીક જાણવા જેવી હકીકત હવે પછી આપવામાં આવશે.

દેસાઈ મકનજીના સ્વર્ગવાસ પછી મહોતજી ગાદી પર આવ્યા. તેમના સમયમાં નોંધવા યોગ્ય કોઈ ખાસ બનાવ બન્યો નથી; પણ તેમના સ્વર્ગવાસ પછી દેસાઈ ત્રિકમજી ગાદીએ આવ્યા, જેમના સમયમાં વિરમગામ ક્રમે ક્રમે કાઠીઆવાડની કૂંચી થઈ પડ્યું. અમદાવાદની સત્તા તરફથી કાઠીઆવાડના માટે જે સૂબો નિમાતો તે વિરમગામ એક મજબૂત સ્થળ હોવાથી તેને કાઠીઆવાડની કૂંચી ગણી પોતાના સૈન્ય સાથે ત્યાં જ રહેતો. તેથી વૈરીસિંહજીના વંશજોની સત્તામાં કંઈક ઊણપ આવી હશે તેમ ધારી શકાય; તોપણ દેસાઈઓના રાજઅમલ દરમિયાન વીરમગામની ખ્યાતિ અને આબાદી ઘણી સારી વધી.[૧] આ સમયમાં દિલ્હીની ગાદી પર બાદશાહ શાહજહાં રાજ કરતો હતો અને ગુજરાતમાં તેનો શાહજાદો ઔરંગઝેબ સૂબાગીરી પર હતો. તેણે દેસાઈ ત્રિકમજી તથા નાગર રૂપજીને વિરમગામની સંયુક્ત દેસાઈગીરીની સનંદ આપી છે, જે મેલ્વીલ સાહેબને બતાવવામાં આવી હતી, તેમ તેમના ગવર્નમેન્ટ રિપોર્ટ પરથી જણાય છે. તે સનંદની રાહે તેમની સત્તા નીચે આખું ઝાલાવાડ આવી જાય છે, પણ ચુંવાડ તેથી જુદું રહી જાય છે.[૨] ત્યાર પછી અલ્પ સમયમાં દેસાઈ ત્રિકમજીનો સ્વર્ગવાસ થયો, એટલે તેમના પુત્ર દેસાઈ ભાણજીભાઈ ગાદી પર આવ્યા. તેઓ ત્રણવાર દિલ્હીશ્વર શાહજહાં પાદશાહની સલામીએ ગયા હતા. ત્યાં ગુજરાતના સૂબાએ તેમને શાહ પાસેથી પોશાક અપાવ્યો હતો. તે અરસામાં પણ ગુજરાતની સુબાગીરી શાહજાદો ઔરંગઝેબ કરતો 

૧. 'મેલ્વીલ્સ સિ.' - નં. ૧૦, પાન ૫૩-૫૪.
૨. 'મે. સિ.' - નં. ૧૦, પાન ૫૪.

હતો.[1] (ઈ.સ. ૧૬૪૪). તેની દક્ષિણમાં સૂબા તરીકે બદલી થયા પછી ગુજરાતના સૂબા તરીકે તેનો મામો શાહિસ્તખાન આવ્યો. તેના વખતમાં ચુંવાળ તથા ધંધુકાના મેવાસીઓએ લૂંટ ચલાવી દેશને પાયમાલ કરવા માંડ્યો, તેથી દેસાઈ ભાણજીભાઈની મદદ વડે તેણે તે હુલ્લડ દબાવી દીધું[2] (ઈ.સ. ૧૬૪૮-૫૩). શાહિસ્તખાનની પણ દિલ્હીની કચેરીમાં બદલી થઈ, તેથી તેની જગાએ શાહજાદો મુરાદ આવ્યો. શાહજહાં માંદો પડ્યો ત્યારે તેના ચારે શાહજાદા રાજ્ય લેવા માંહોમાંહે લડવા લાગ્યા, ત્યારે મુરાદે પણ પોતાનું સૈન્ય લઈ ગુજરાતમાંથી દિલ્હી પર ચઢાઈ કરી. લશ્કરના ખર્ચ માટે દેવા કરેલા પાંચ લાખ રૂપિયા પતાવી આપવા ઉજ્જૈનના જય પછી તેણે હુકમ લખી દેસાઈ ભાણજીભાઈ પાસેથી મીઠાના અગરની ઊપજમાંથી ત્રીસ હજાર રૂપિયાનું નજરાણું વસૂલ કર્યું હતું[3] (ઈ.સ. ૧૬૫૭). થોડા સમય પછી દિલ્હીની ગાદી પર જ્યારે ઔરંગઝેબ પાદશાહ થયો ત્યારે અહમદપુર[4] પરગણું ત્યાંના આલાદાદુ નામના બહારવટિયાએ ઉજ્જડ કરી નાખ્યું હતું. તેથી તેના પર ચઢાઈ કરી દેસાઈ ભાણજીભાઈએ તેને હરાવ્યો અને ઉજ્જડ પરગણું ફરીને આબાદ કર્યું. તેથી ઔરંગઝેબ પાદશાહે ખુશ થઈ તેમનો દેસાઈગીરીના ગિરાસ ઉપરાંત તે જ દસાડા પરગણાનાં સાવડા, ગોરીઆવાડ, બ્રાહ્મણવા, નવરંગપુરા અને જરવલા એ પાંચ ગામો હીજરી સન ૧૧૦૯ - ઈ.સ. ૧૬૯૦માં બક્ષીસ આપ્યાં. ત્યાર પછી કેટલાક સમયે દેસાઈ ભાણજીભાઈ સ્વર્ગવાસી થયા.[5]

તેમના પછી દેસાઈ ઉદયકર્ણજી ગાદી પર આવ્યા. તેમણે ઈ.સ. ૧૭૨૫-સંવત ૧૭૮૧ના વૈશાખ સુદ પાંચમ ને ભોમવારના દિવસે વિરમગામ ફરતો પાકો કિલ્લો બંધાવ્યો. તેનો પાયો સવા ચાર ગજ પહોળો અને ત્રણ ગજ ઊંડો છે. તેને પાંચ દરવાજા અને બે બારીઓ છે. તેની અંદર હાલ જે ભાગ પરકોટો કહેવાય છે તે ભાગમાં તેમણે પોતાની જુદી કિલ્લાબંધ રાજગઢી બંધાવી. તેની આસપાસ વસેલો વિભાગ પરકોઠો (કોઠા ઉપર) કહેવાયો. હાલ તે રાજગઢીનું ખંડિયર - કોઠો વિરમગામના

---

૧. 'બો. ગે.' - વો. ૧, પાન ૨૮૧.    ૨. 'બો. ગે.' - વો. ૧, પાન ૨૮૧
૩. 'ગુ. રા. સં.' - પાન ૩૨૫; 'બો. ગે.' - વો. ૧, પાન ૨૮૨
૪. દસાડા    ૫. દરબારી ઈતિહાસ

દેસાઈશ્રીના તાબામાં છે. તેમણે તેનો પુનરુદ્ધાર કરી મકાનો બનાવી ઉપયોગમાં લેવા માંડ્યો છે.[1]

ઈ.સ. ૧૭૨૩માં બાબી શેરબુલંદખાન નામનો સૂબો અમદાવાદ પર સત્તા ચલાવતો હતો. તેણે પોતાના સગા સલાબતખાન બાબીને વિરમગામ અને ધંધુકાની સૂબાગીરી આપી અને કાઠીઆવાડની ખંડણી જાતે વસૂલ કરી. ઈ.સ. ૧૭૨૮માં નિજામુલ્મુલ્કનો કાકો હમીદખાન અમદાવાદનો હાકેમ હતો. તેણે હિંદુઓ પર ઘણો જુલમ કર્યો. સાબરમતીના સામા કાંઠા પર આવેલ હિંદુઓનું એક મોટું દેવળ તેણે અભડાવ્યું અને તેને લગતું પરું હતું તે બાળી નાખ્યું. તેના અમલ દરમિયાન શહેર ફરતાં પરામાંથી ઘણાં પરાં તૂટી ગયાં. તેમાં વસતા કણબીઓ ગામ-પરગામ પોતપોતાના સગે-વહાલે જતા રહ્યા અને ત્યાં વસ્યા. પાછળથી મોગલ, ગાયકવાડ અને પેશ્વાનું રાજ થવાથી શહેરમાં વસવાટની છૂટી થઈ ત્યારે ગરીબ થઈ ગયેલ મુસલમાનોનાં ઘરો વેચાતાં લઈને કેટલાક તેમાં વસ્યા. ઈ.સ. ૧૭૨૯માં પેશ્વા ચીમનાજી આપા સેનાપતિ તથા કંથાજી કદમ બંને એંશી હજાર ફોજ લઈ ધોળકા પર ચડ્યા અને ત્યાંના હાકેમને હરાવી ધોળકા કબજે કર્યું. ત્યાંથી તેઓએ વિરમગામ પર સવારી કરીને ઘેરો ઘાલ્યો. ઉદયકર્ણજીએ પોતાના સૈન્ય વડે એક પખવાડિયા સુધી મરાઠાના સઘળા હુમલા પાછા વાળ્યા, પરંતુ ગામના શેઠશાહુકારોએ લૂંટાઈ જવાના ભયથી સાડા ત્રણ લાખ રૂપિયા એકઠા કરી મરાઠાને આપી પાછા વાળ્યા.[2]

વિરમગામમાં વસતા કસ્બાતીઓ સાથે ઘણા વખતથી દેસાઈઓને છૂપું વેર ચાલતું હતું; છતાં પણ દેસાઈ ઉદયકર્ણજીએ તેઓના આગેવાન દોલુ ટાંકના ભાઈ અલી ટાંકને પોતાને ત્યાં નોકર રાખી ખાસ હજુરી બનાવ્યો અને હાંસલ ગામ ઈનામમાં આપ્યું. તેણે કસ્બાતીઓની શીખવણીથી વિશ્વાસનો દુરુપયોગ કરી પોતાના માલિકનું ઈ.સ. ૧૭૩૦ - સંવત ૧૭૮૬માં દગો કરી ખૂન કર્યું.[3]

આ વખતે ઉદયકર્ણજીના પુત્ર ભાવસિંહજી, ધંધુકા પરગણાના મેવાસીઓએ તોફાન મચાવ્યું હતું તેનો બંદોબસ્ત કરવા ગયા હતા. તેમણે પોતાના પિતાના આ પ્રમાણે દગાથી થયેલા ખૂનની બિના સાંભળી તરત



૧. 'બો. ગે.' - વો. ૪, પાન ૩૫૫.
૨. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૦૫.
૩. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૧૦.

જ પોતાના સૈન્યને વિરમગામ તરફ દોર્યું. આ હકીકત સાંભળી હળવદવાળા રાસાજીના નાના નાના ઠાકોરો પોતાના રસાલા લઈ દેસાઈની મદદે આવી પહોંચ્યા. બાબી સલામતખાન પણ પોતાના સૈન્ય સાથે બનતી ત્વરાથી દેસાઈને આવી મળ્યો. અલી ટાંક નાસીને અમદાવાદ જતો રહ્યો. ત્યાં તે અમદાવાદના સૂબા શેરબુલંદખાનને આડુંઅવળું સમજાવી સૈન્ય સાથે વિરમગામ તેડી લાવ્યો. બીજે દિવસે બંને પક્ષનાં સૈન્ય સામસામે આવી ગયાં અને લડાઈ શરૂ થઈ. રાત્રે દગાથી સલાબતખાનને ઝેર દેવડાવ્યું. એટલે પ્રભાતમાં તેના મરણની બિના સૈન્યમાં જાહેર થતાં તેનું સૈન્ય દેસાઈઓને છોડી ભાગવા માંડ્યું. આ તકનો લાભ લઈ કસ્બાતીઓએ શેરબુલંદખાનની સરદારી નીચે લડાઈ શરૂ કરી. દેસાઈઓ તથા તેમના પક્ષમાં આવેલા સઘળા માણસો જીવ પર આવી લડતા હતા. તેવા અણીના વખતે દેસાઈ ભાવસિંહજી તથા તેમના કાકા ભુખણદાસ તથા પટાવત શંભુ વ્હોરા લડતાં લડતાં કેદ પકડાયા, તેથી હાર થઈ. શેરબુલંદખાને વિરમગામની સરદારી પોતાના પુત્ર બાબી કમાલુદ્દીનને આપી અને પોતે કેદીઓને લઈ તરત અમદાવાદ તરફ રવાના થયો. લડાઈના મેદાનમાંથી પરાસ્ત થયેલો દેસાઈનો એક પીતાંબર નામનો ઉમરાવ નાસી ગયો હતો. તેણે ભંકોડાના ઠાકોર કાનાજીને મળી ચુંવાળીઆઓની મદદ મેળવી, શેરબુલંદખાનના સૈન્ય પર રાત્રે અણધાર્યો હુમલો કરી, દેસાઈ તથા બીજા સરદારોને છોડાવી લઈ ગયો.[૧] સંપૂર્ણ રીતે ઉમંગમાં આવી ગયેલા ચુંવાળના સઘળા સૈન્ય સાથે તેઓ વિરમગામ પર ચડી ગયા અને કમાલુદ્દીન સાથે લડાઈ કરી તેને હરાવ્યો અને વિરમગામ કબજે કર્યું. આ વખતે દિલ્હીના પાદશાહ તરફથી જોધપુરના રાજાને ગુજરાતની સૂબાગીરી પર નીમવામાં આવેલ હતો. તેણે પોતાના વતી વહીવટ કરવા ગુલાબચંદ નામના પોતાના સરદારને અમદાવાદ મોકલ્યો હતો. અલી ટાંકે ખટપટ કરી તેની પાસેથી લશ્કર લીધું અને વિરમગામ પર ચડાઈ કરી દેસાઈને હરાવ્યા અને વિરમગામ કબજે લીધું. તેથી દેસાઈ ભાવસિંહજી ધોળકા ગયા અને ત્યાં દામાજી ગાયકવાડને મળી સંધિ કરી મરાઠી સૈન્ય સાથે વિરમગામ આવ્યા (ઈ.સ. ૧૭૩૪). માનસરોવર તરફથી પોતાની રાજગઢીના કિલ્લાની દીવાલ તોડી તેમણે મરાઠી લશ્કરને અંદર ઘાલ્યું;[૨] અને લડાઈ થઈ તેમાં દોલુ ટાંક વગેરે



૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૧૪.
૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૧૭.

કસ્બાતીઓ મરાયા, પરંતુ અલી ટાંક નાસી ગયો. દામાજીરાવનો સરદાર રંગોજી લશ્કર લઈ તેની પાછળ પડ્યો. ચુંવાળમાં છનીઆરના ઠાકોર કરસનજીએ તેને છુપાવેલ હોવાથી છનીઆરનો તેણે નાશ કર્યો. ત્યાંથી અલી ટાંક અમદાવાદ નાસી ગયો. આ સમયે ગુજરાતના સૂબા જોધપુરના રાજા અભયસિંહજી તરફથી રત્નસિંહ નામનો ડેપ્યુટી સૂબો નિમાયો હતો. તેને દેસાઈ ભાવસિંહજી સાથે વેર હોવાથી અલી ટાંક તેને મળ્યો અને સલાહ કરી, એટલે રત્નસિંહ ભંડારીએ પોતાના વતી બાબી જવાનમર્દખાન નામના સરદારને અલી ટાંક સાથે લશ્કર આપી મોકલ્યો. ઈ.સ. ૧૭૩૫માં વિરમગામ આગળ લડાઈ થઈ તેમાં દેસાઈ ભાવસિંહજી વગેરે ફરીથી કેદ પકડાયા. તેમને લઈ જવાનમર્દખાન અમદાવાદ જતો હતો ત્યારે દેસાઈના પટાવતોએ ચુંવાળીઆઓનું સૈન્ય લઈ સાણંદ મુકામે રાત્રે હલ્લો કરી દેસાઈ વગેરેને છોડાવ્યા.[૧] જવાનમર્દખાન માત્ર નામની જીત મેળવી અમદાવાદ ગયો. દેસાઈના પક્ષના અમદાવાદના માણસોએ સૂબા રત્નસિંહ ભંડારીને સમજાવ્યું કે, જવાનમર્દખાને લાંચ લઈને દેસાઈ વગેરે કેદીઓને છોડી દીધા છે. તેથી ગુસ્સે થઈ અમદાવાદના દરબારમાંથી તેણે જવાનમર્દખાનની બીજે બદલી કરી. પછી પોતે જાતે મોટું સૈન્ય લઈ વિરમગામ પર ચડ્યો અને ખંભાતના સૂબા મોમીનખાનને પણ લશ્કર લઈ પોતાની મદદે આવવા લખ્યું. છતાં તે તો ખંભાત છોડીને આવ્યો જ નહિ. ભંડારીએ વિરમગામને ઘેરો ઘાલ્યો. વિરમગામનો મજબૂત ગઢ સહેલાઈથી હાથ આવે તેમ લાગ્યું નહિ. કિલ્લાની આસપાસ ગંગાસર, ઘુણીઉ, માનસર વગેરે તળાવો ઉપરાંત બીજા ભાગમાં પણ જે મોટી ખાઈ હતી તે પણ પાણીથી ભરપૂર હતી. અમદાવાદ તરફની સડક પરનાં પાટિયાં તોડી નાખ્યાં હતાં, તેથી ઠેઠ કિલ્લા સુધી પણ પહોંચાય તેમ નહોતું. ઘેરો લાંબો વખત ચાલે તોપણ પાણી વગેરેની વિટંબણા અંદરના લોકોને પડે તેમ નહોતું, કારણ કે અંદરના ભાગમાં ઘુસડીઆ તળાવ હતું. તેથી સઘળો વ્યવહાર બરાબર ચાલતો હતો. છેવટે ભંડારીએ કંટાળી સુરંગો ખોદાવી ઠેઠ કિલ્લાની દીવાલ સુધી દારૂ ભરાવવાની યુક્તિ કરી,[૨] પરંતુ દેસાઈઓએ છૂપા જાસૂસ દ્વારા દામાજીને પત્ર લખ્યો હતો તેથી તે લશ્કર લઈ આવી પહોંચ્યો.



૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૧૪.
૨. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૧૭.

બહારથી મરાઠાઓના અને અંદરથી દેસાઈઓના મારાથી ભંડારીના સૈન્યમાં નાસભાસ થઈ, તેથી હારીને ભંડારીએ ઘેરો ઉઠાવ્યો અને અમદાવાદ જતો રહ્યો.[૧]

દામાજીના તથા દેસાઈના સંયુક્ત સૈન્યે, પેશ્વાના વતી મહેસૂલ ઉઘરાવવા આવેલા સૂબા માધવપંડિતના લશ્કર પર હલ્લો કર્યો અને તેને હરાવી પાછો કાઢ્યો અને પોતે ખંડતી વસૂલ કરી. ઈ.સ. ૧૭૩૯ - સંવત ૧૭૯૫માં દેસાઈના સરદાર હરખજી તથા મરાઠાના સૈન્યે, ભેમદાદના ખાચર મહેરામણજીએ ખંડણી નહિ આપવાથી તેની સાથે લડાઈ કરી, તેને હરાવી તેનું ગામ ભેમદાદ લૂંટ્યું અને દંડ કરી ખંડણી વસૂલ કરી. ત્યાંથી પડધરી તથા લોલાડુના મેવાસીઓએ નગરના જામને ગાદી પરથી ઉઠાડી મૂક્યો હતો, તેથી મેવાસીઓને હરાવી જામને ગાદી પર બેસાડ્યો અને ખંડણી લીધી. સાયલાના ઠાકોરે સલામી આપવા આનાકાની કરી તેથી તેને તથા તેના સરદારોને પકડી કેદ કીધા અને સાયલા ગામ લૂંટી સલામી લીધી. આ પ્રમાણે આખા કાઠીઆવાડમાંથી પોતે સાથે ફરી દામાજી ગાયકવાડને ખંડણી ઉઘરાવી આપી. પછી સંવત ૧૭૯૬ - ઈ.સ. ૧૭૪૦માં અગીયાર હજાર ફોજ લઈ આખા ગુજરાતમાં ફરી સલામી વસૂલ કરાવી આપી.

વિરમગામનો કિલ્લો તળાવો તથા ખાઈઓ વગેરેથી સુરક્ષિત હોવાને લીધે અને તે કાઠીઆવાડની કૂંચી હોવાથી, મરાઠાની દાનત તેને પોતાના કબજે લેવાની થઈ; તેથી રંગોજી પોતાના રસાલાના માણસો લઈ ત્યાં આવ્યો અને સલાહસંપ હોવાથી સહેલાઈથી વિરમગામમાં દાખલ થઈ દેસાઈઓની રાજગઢીમાં પડાવ કરી રહ્યો. અલ્પ સમયમાં દેસાઈઓને તેની બદદાનતની ખબર પડી, ત્યારે માલૂમ પડ્યું કે મુસલમાનો કરતાં પણ આ લોભી લૂંટારા - મરાઠા ઘણા જ ખરાબ છે.

દેસાઈએ છૂપી રીતે રોહીલા તથા આરબ-મકરાણી સિપાઈઓ રાખી લીધા અને લાગ આવતાં પરકોટાની રાજગઢીમાં પડી રહેલા મરાઠાઓ પર એકાએક હુમલો કરી તેમને હાંકી કાઢ્યા અને વિરમગામનો સ્વતંત્ર કબજો કર્યો[૨] (ઈ.સ. ૧૭૪૦). મરાઠાઓને હાંકી કાઢ્યાની હકીકત



૧. 'મેલ્વીલ્સ સિલે.' - નં. ૧૦, પાન ૫૪.
૨. 'બો. ગેઝિટીઅર' - વો. ૪, પાન ૩૪૭.

સાંભળી રંગોજી તેમના પર ચડ્યો તથા અમદાવાદના સૂબા મોમીનખાનને પણ પોતાની મદદે બોલાવ્યો. બંને સૂબાઓ લશ્કર લઈ ચડી આવ્યા અને વિરમગામને ઘેરો ઘાલ્યો. પરંતુ મોમીનખાન અંતઃકરણથી મરાઠાઓની પાયમાલી કરવા ઈન્તેજાર હતો, તેથી વિરમગામનો બચાવ કરવાનું મુશ્કેલ કામ દેસાઈઓને સહેલું થઈ પડ્યું. મરાઠાના હુમલા સામે તેમણે બહાદુરીથી બચાવ કર્યો. વિરમગામના દેસાઈ પર આ પ્રમાણે આવી પડેલી આફત ટાળવા માટે તેમના મળતીયા ચુંવાળના ઠાકોરોએ એકાએક કડી પરગણા પર લૂંટ ચલાવવા સવારી કરી. પોતાના જાસૂસો દ્વારા આ બિનાની ખબર પડતાં દેસાઈઓથી કંટાળેલો મોમીનખાન પોતાના સૈન્ય સાથે સત્વર કડી પરગણા તરફ ઊપડી ગયો. ગાયકવાડી સેનાપતિ રંગોજીએ એકલે હાથે ઘેરો ટકાવી રાખ્યો. લાંબા સમયથી આવાં બે મોટાં સૈન્ય સામે બચાવ કરવાથી દેસાઈઓનાં સઘળાં સાધનો ખૂટી ગયાં હતાં, તેથી તેમને ખાતરી થઈ કે, હવે રંગોજી એકલો પણ તેમને માટે વધારે હતો. એકલા પડી જવાથી મરાઠા તરફથી રંગોજીએ સલાહનું કહેણ મોકલ્યું, જેને દેસાઈઓએ સમયસૂચકતાથી વધાવી લીધું; એટલે પાટડી તાબાનાં વીશ ગામ, મીઠાનો અગર અને ઝાલાવાડની રેવન્યુ પર સાડા સાત ટકા દેસાઈ દસ્તુરી અને રાહદારી તથા માંડવીની જકાત લેવાની શરતે સલાહ કરી. તેમણે વિરમગામનો કિલ્લો મરાઠા સેનાપતિ રંગોજીને હવાલે કર્યો અને દેસાઈઓએ પોતે સંવત ૧૭૯૭ના ચૈત્ર સુદ ૨, શનિવારે પાટડી આવી રાજધાની કરી[1] (ઈ.સ. ૧૭૪૧-૪૨).

આ પ્રમાણે જ્યારે તેમણે વિરમગામ છોડી પાટડી તરફ પ્રયાણ કર્યું ત્યારે વિરમગામના માનસર તળાવ પર વિષ્ણુદત્ત નામના સ્વામી રહેતા હતા, જે જગ્યા હાલ પણ વિષ્ણુદત્ત નામથી ઓળખાય છે અને ત્યાં તે સ્વામીની સમાધિનું હાલ પણ દહેરું છે. તે મહાત્માએ આશીર્વાદમાં દેસાઈ ભાવસિંહજીને ભભૂતનો એક ગોળો, ચીપિયો અને ધોકો આપ્યાં હતાં, જે હાલ સુધી ઘણા માનપૂર્વક પાટડીમાં સાચવી રાખવામાં આવ્યાં છે અને તેનું પૂજન થાય છે. રાજ્યના નિશાનમાં પણ તે ત્રણે પવિત્ર વસ્તુઓને રાજચિહ્ન તરીકે સ્વીકારવામાં આવી છે.



---

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૨૩.

કેટલાક સમય પછી જ્યારે પેશ્વા તથા ગાયકવાડે ગુજરાતના મુલકની વહેંચણી કરી ત્યારે ઝાલાવાડ પેશ્વાના ભાગમાં આવ્યું; એટલે તેમણે વિરમગામનો જુદો તાલુકો ઠરાવ્યો. પાટડી ગયા પછી દેસાઈ શ્રી ભાવસિંહજીના કાકા ભુખણદાસને પેશ્વાના સૂબા સાથે સારો સ્નેહ થવાથી તેમણે પાટડીની જૂની સનંદ રદ કરાવી નવી સનંદ કરાવી, જેના આધારે દેસાઈ કુટુંબની મુખ્ય શાખા તરીકે દેસાઈ શ્રી ભાવસિંહજીના વંશજ ૧૧ ગામોની અને મીઠાના અગરની કુલ ઊપજનો ૩/૪ ભાગ રાખે, જ્યારે ભુખણદાસજી પેટાશાખાના વંશજ તરીકે બે ગામ ભોગવે તથા તેમના હાથ નીચેનો મજમુદાર એક ગામ ભોગવે[1] એમ થયું. આ પ્રમાણે થયા પછી દેસાઈ ભુખણદાસના વંશજો વિરમગામમાં આવી હવેલી બંધાવીને રહ્યા અને સ્વતંત્ર રીતે પોતાનાં ગામો ભોગવવા લાગ્યા, જેમને લગતી બીજી હકીકત આગળ આપવામાં આવી છે.



---

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૪, પાન ૩૪૭. 'મેલ્વીલ્સ સિલેકસન્સ ટુ ગવર્નમેન્ટ' - નં. ૧૦, પાન ૫૯.

## પ્રકરણ-૫
## પાટડી સંસ્થાન

અણહિલવાડના ચાવડા અને સોલંકી રાજપૂત રાજાઓના અમલ દરમિયાન પાટડીના કિલ્લાનો ઘણો થોડો ઈતિહાસ મળી આવે છે, પરંતુ વાઘેલા રાજા કરણના સમયથી તેને લગતી કેટલીક ઐતિહાસિક માહિતી મળી આવે છે. એવું કહેવાય છે કે, કરણ રાજાની રાણી કલાવતી-કૌલાદેવીને બાબરો ભૂત વળગ્યો હતો અને તે કોઈથી વશ થતો નહોતો. તેવામાં કચ્છ દેશનો રાજકુટુંબી હરપાળ નામનો મકવાણો ત્યાં આવી ચડ્યો. તેણે પોતાની રાણી શક્તિદેવીની મદદ વડે બાબરાને વશ કરી રાણી કૌલાદેવીનો પ્રાણ બચાવ્યો. તેના આવા પરાક્રમથી પ્રસન્ન થઈ કરણ રાજાએ કહ્યું કે, "આજે રાતના નવ વાગ્યાથી પ્રભાત થતાં સુધીમાં તમે જેટલાં ગામોને તોરણ બાંધો તે બધાં ગામ તમારાં." આ ઉપરથી હરપાળ મકવાણાએ શક્તિદેવી તથા બાબરાદિ ભૂતોની મદદ વડે ઘણાં ગામોને તોરણ બાંધ્યાં. તેમાં પહેલું તોરણ પાટડીને બાંધ્યું હતું, તેથી તે તેમની રાજધાનીનું ગામ થયું (ઈ.સ. તેરમા સૈકાની આખરે). તેમના વંશજો પાછળથી કારણવશાત્ ઝાલા સંજ્ઞાધારક રાજપૂતો કહેવાયા. પાટડી, માંડલ, કુવા, હળવદ વગેરે મોટાં ગામો સુદ્ધાં ઝાલાવાડ કહેવાતો મોટો વિભાગ તેમના તાબામાં હતો. પાટડી સિવાય માંડલ પણ એક પ્રાચીન ઐતિહાસિક સ્થાન છે. ઈ.સ. ૭૨૪ થી ૭૪૩ સુધીમાં ખલીફ હાસમના સિંધના સૂબા જુનાઈદે માંડલ ઉપર સવારી કરવા લશ્કર મોકલ્યું હોય તેમ માલૂમ પડે છે.[૧] ઈ.સ. ૧૩૪૭માં દિલ્હીની ગાદી પર જ્યારે મહંમદ તઘલખ રાજ કરતો હતો ત્યારે ગુજરાતમાં બળવો થયો. બળવો શમાવવા પાદશાહ જાતે ગુજરાતમાં આવ્યો અને માંડલ નજીક તેણે મુકામ કર્યો હતો. તે વખતે પાટડી તથા માંડલના રાણાએ તેની સારી સેવા કરી હતી, તેમ જ બળવાખોરોને દાબી દેવામાં પણ ઠીક બહાદુરી કરી હતી. તેથી શાહે પ્રસન્ન થઈ તેમને ઉમદા પોશાક આપ્યો હતો. ઈ.સ. ૧૩૯૦માં  ગુજરાતના સૂબા મહંમદશાહ પહેલાએ માંડલ પર સવારી કરીને કિલ્લો

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૧૦૯.

કબજે કર્યો હતો, તોપણ તે એક મજબૂત જગા હોય તેમ ખાતરી થાય છે; કારણ કે થોડા સમય પછી ઈ.સ. ૧૩૯૫માં ગુજરાતના સ્વતંત્ર સુલતાન મુજફ્ફરશાહે તેને ઘેરો ઘાલ્યો હતો ત્યારે કિલ્લેદારોએ તેનો બહાદુરીથી બચાવ કર્યો; પરંતુ આખરે કિલ્લામાં રોગ ચાલવાથી તેઓ ફાવ્યા નહિ. ઈ.સ. ૧૪૧૪માં ગુજરાતના સુલતાન અહમદશાહના રાજઅમલમાં કેટલાક સરદારોએ બળવો કર્યો હતો, જેમાં પાટડી તથા માંડલના ઝાલા છત્રસાલજી સામેલ થયા હતા; તેથી તેમને સજા કરવા અહમદશાહે સવારી કરી, તેમની પાસેથી માંડલ તથા પાટડી લઈ લીધાં[1] (ઈ.સ. ૧૪૧૭), તેથી તેમણે કાઠીઆવાડમાં નાસી જવું પડ્યું. રાજધાની પણ પાટડી તથા માંડલથી બદલી પ્રથમ કુવા તથા પાછળથી હળવદ રાખી હોય તેમ ઈતિહાસો પરથી માલૂમ પડે છે. પરંતુ પાછળથી ઝાલાઓએ પાટડી તથા માંડલ પોતાને હસ્તગત કર્યાં હોય તેમ જણાય છે, કારણ કે ગુજરાતના સુલતાન બહાદુરશાહે પોતાના સરદાર ખાનખાનાનને લશ્કર આપી ઈ.સ. ૧૫૩૦માં ઝાલા પર સવારી કરવા મોકલ્યો હતો. તેણે આવી પાટડી તથા માંડલને કબજે કર્યાં હતાં. તે વખતે ઝાલા માનસિંહજી હળવદમાં રાજ કરતા હતા. આ પ્રમાણે મુસલમાનોએ તથા પાછળથી મરાઠાઓએ વારંવાર સવારીઓ કરી કાઠીઆવાડનો મોટો ભાગ પોતાના તાબે કર્યો હતો. ઉપરાંત, મરાઠાની સત્તાના સમયમાં તો તેઓ સરદેશમુખી અને સલામીના નામે વારંવાર સવારીઓ કર્યા કરતા હતા. પરંતુ ઈ.સ. ૧૭૪૧માં મરાઠા સરદાર રંગોજીએ દેસાઈઓ પાસેથી વિરમગામ લઈને તેમને પાટડીની જાગીર આપી, ત્યાં સુધીના સમયમાં માંડલ તથા પાટડી પર ચોક્કસ કઈ સત્તાનું આધિપત્ય હતું તે ઈતિહાસો પરથી સ્પષ્ટ થઈ શકતું નથી. જોકે, એમ માનવાને કારણ છે કે ઝાલાઓનું આ તરફથી ખસવું થયું તે અરસામાં, પાછલા પ્રકરણમાં જણાવ્યા મુજબ, દેસાઈઓ વિરમગામ આવ્યા હતા અને મેલ્વીલ સાહેબે દર્શાવ્યું છે તે પ્રમાણે, દેસાઈઓએ વિરમગામને આબાદ કરી આ તરફ પોતાની સત્તા જમાવી હતી. તેથી આ બે કસ્બાઓ પણ તેમની સત્તામાં આવેલા હોવા જોઈએ. અલબત્ત, તે વખતની અનિયમિત રાજપદ્ધતિ પ્રમાણે અવારનવાર અમદાવાદના સૂબાઓનું પણ સર્વોપરીપણું થઈ ગયું હશે.



૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૨૩૭; એજન - વો. ૮, પાન ૨૮૬-૪૨૨.

સને ૧૭૪૧માં દામાજી ગાયકવાડના સરદાર રંગોજી સાથેના કોલકરાર પ્રમાણે પાટડી વગેરે જે વીશ ગામો દેસાઈ ભાવસિંહજીના તાબામાં રહ્યાં તેમાં માંડલ પણ એક હતું અને તે દેસાઈ ભાવસિંહજીએ પોતાના ભાઈ વેણીદાસને જિવાઈમાં આપ્યું હતું. આ પ્રમાણે પાટડી તથા માંડલનાં ઐતિહાસિક સ્થાનોને સુરક્ષિત બનાવવા દેસાઈ ભાવસિંહજીએ પાટડીને ઈ.સ. ૧૭૪૫ - સંવત ૧૮૦૧ના ચૈત્ર સુદ ૩ને દિવસે, જ્યારે માંડલના જાગરદાર દેસાઈ વેણીદાસે તે ગામને ઈ.સ. ૧૭૪૭માં પાકા પથ્થરના મજબૂત કિલ્લા બંધાવ્યા.[1]

પાટડી ગયા પછી દેસાઈ ભાવસિંહજીએ કાઠિઆવાડમાં જઈ તમામ તાલુકદારો પાસેથી સલામી વસૂલ કરી હતી (ઈ.સ. ૧૭૩૮-૩૯), તે ગાયકવાડના વતી રંગોજીને આપવામાં વાંધો પડ્યો તેથી રંગોજીએ ઈ.સ. ૧૭૪૩માં એકાએક સવારી કરી દેસાઈના ગોરૈયા ગામના થાણાદાર ઉમરાવ હરખજીને પકડી લીધા અને અમદાવાદ લાવી કેદ કર્યા. આ વાતની ખબર પડતાં દેસાઈ ભાવસિંહજી પોતાના રસાલા સાથે અમદાવાદ ગયા અને ત્યાંના બાદશાહી સૂબા મોમીનખાનને મળી ખટપટ કરી તેમને રંગોજી સાથે લડાવ્યા અને તેમ હરખજીને છોડાવ્યા. સને ૧૭૪૫ - સં. ૧૭૯૯માં પાટડીની રાજગઢીનો કિલ્લો દેસાઈ ભાવસિંહજીએ ધ્રાંગધ્રાના પાકા પથ્થરથી બંધાવ્યો. સંવત ૧૮૦૬ - ઈ.સ. ૧૭૫૦માં દેસાઈએ પોતાના ભાઈ વેણીદાસને છ હજાર ફોજ આપી કાઠીઆવાડની મુલ્કગીરી ઉઘરાવવા મોકલ્યા. ઝીંઝુવાડાના તાલુકદારે તેમને સલામી વસૂલ આપવા આનાકાની કરી, તેથી તેમણે તેનાં સુરેલ તથા ધામા ગામ લૂંટ્યાં અને સલામી વસૂલ કરી. દેસાઈના પિતાજી ઉદયકર્ણજીનું દગાથી ખૂન કરી નાસતા ફરનારા અલી ટાંકે કેટલાક લૂંટારાઓની ટોળી જમાવી વિસાવાડી ગામ લૂંટ્યું અને ત્યાંથી આવી દસાડા મુકામ કર્યો. આ બિનાની ખબર પડતાં જ રસાલાના કેટલાક સવારો સાથે દેસાઈ ભાવસિંહજી તથા તેમના ભાઈ વેણીદાસે દસાડા પર સવારી કરી અલી ટાંકને પકડી પાડ્યો. બન્ને પક્ષ સામસામે આવી ગયા અને ટૂંકી પણ ખૂનખાર લડાઈમાં અલી ટાંકનું દેસાઈના હાથથી મરણ થયું, એટલે તેના પક્ષના બચેલા તમામ લૂંટારા નાસી ગયા. આનું વેર લેવા કમાલુદ્દીન બાબીએ માંડલના કિલ્લા પર સાત હજાર ફોજ સાથે હલ્લો કર્યો; પરંતુ સખત હાર ખાઈ પાછી


૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૪, પાન ૩૪૫; 'રાસમાળા' - ભા. ૧.

ગયો. સંવત ૧૮૦૯ના કારતક સુદ તેરસ ગુરુવારે ઈ.સ. ૧૭૫૩ની સાલે દેસાઈ ભાવસિંહજીનો સ્વર્ગવાસ થયો.



તેમના પછી તેમના પુત્ર નથુભાઈ દેસાઈ ગાદી પર આવ્યા. પરંતુ તે નાની વયના હોવાથી રાજ્યનું તમામ કામકાજ દેસાઈ ભુખણદાસ તથા જેઠાભાઈ કરતા હતા. દેસાઈગીરી પ્રથમ પ્રાપ્ત કરનાર વેણીદાસના[1] ભાઈ ભાણાજીના વંશમાં રામજી, ધનજી, ઈન્દ્રજી, અવિચલજી, અમીચંદજી અને તેમના પુત્ર જેઠાભાઈ એટલા પુરુષો થયા. તેઓ સઘળાની પેઢીઓ થવા છતાં પણ કૌટુંબિક કાર્યકીર્તિ એકત્ર હતી. જેઠાભાઈ જાતે એક કાર્યદક્ષ, રાજનીતિજ્ઞ અને લડવૈયા હતા, તેથી દેસાઈ નથુભાઈની નાની વયમાં દેસાઈ ભુખણદાસ સાથે રહી તેમણે રાજકાજમાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો. તે વખતે ગુજરાતની સૂબાગીરી પર બાબી જવાનમર્દખાન હતો અને અમદાવાદ શહેર તેના કબજામાં હતું. એકંદરે ગુજરાત પર મરાઠા તથા મુસલમાનોની બેવડી સત્તાનો અમલ હતો, તોપણ પેશ્વાનો તેને પોતાના સ્વતંત્ર કબજે લેવાનો ઈરાદો હોઈ, રાઘોબા પંડિતે ગુજરાત પર સવારી કરી અમદાવાદ શહેરને ઘેરો ઘાલ્યો. ચાર મહિના સુધી સામસામી લડાઈઓ થઈ, પણ શહેર લઈ શકાયું નહિ. તેથી પેશ્વાના સરદાર રાઘોબાએ પાટડીથી દેસાઈને તેડાવ્યા. પરંતુ દેસાઈ નથુભાઈ નાની વયના હોવાથી તેમને પોતાની સાથે લઈ દેસાઈ ભુખણદાસ તથા જેઠાભાઈ બન્ને વિષ્ટિ કરવા અમદાવાદ આવ્યા અને ત્યાં પોતાની કાર્યકુશળતાથી ભાંજગડો કરી. બાબી જવાનમર્દખાનને સમજાવી વડનગર, વિસનગર, પાટણ, ખેરાળુ અને રાધનપુર ગામો અપાવવાની શરતે અમદાવાદ પેશ્વાને સોંપાવ્યું. તેમની ડહાપણયુક્ત વિષ્ટિથી પ્રસન્ન થઈ પેશ્વા સરકારે પાટડીના ગિરાસનાં બે ગામો ઉપરાંત વંશપરંપરા સચાણા ગામની જાગીર દેસાઈ ભુખણદાસને, જ્યારે માંડલ ગામની જાગીર જેઠાભાઈને બક્ષિસ કરી.[2]

દેસાઈશ્રીએ લાયક ઉંમરનાં થતાં રાજ્યનો વહીવટ સંભાળ્યો, એટલે જેઠાભાઈ કુટુંબકબીલા સાથે માંડલની પોતાની સ્વતંત્ર જાગીરમાં જઈ રહ્યા. તેમણે જવાનમર્દખાન બાબીને વણોદ જીતવામાં સારી મદદ કરી હતી.[3]

---

૧. પાટડીના દેસાઈ દમુભાઈ અને છગનલાલ રણછોડદાસ વગેરે આ વેણીદાસથી ઊતરી આવેલા દેસાઈઓ છે.
૨. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૩૭.
૩. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૩૪.

 ઝાલાવાડ તથા કાઠીઆવાડની પેશકશી ઉઘરાવવા પેશ્વા તરફથી જેઠાભાઈ વારંવાર જતા અને તે ઉઘરાવીને સરકારમાં સારું મહેસૂલ વસૂલ કરાવતા હતા. એકવાર હળવદના રાજ પાસે ખંડણી પેટે બે લાખ રૂપિયા લેણા હતા. જેઠાભાઈ પોતાના લશ્કર સાથે જ્યારે બાકી વસૂલ કરવા ત્યાં ગયા ત્યારે ત્યાંના વૃદ્ધ રાજા ગુજરી જવાથી તેમનો બાળક પુત્ર ગાદી પર બેઠો હતો અને તેમનાં વિધવા પત્ની જીજીબા રાજ્યનું કામ કરતાં હતાં. તેમણે જેઠાભાઈને કહ્યું કે, વઢવાણના ઠાકોરે મારું રાજ્ય પાયમાલ કર્યું છે અને મને એક ક્ષણની પણ નિરાંત વળવા દીધી નથી, તેથી સરકારી બાકી ભરી આપવા હાલ મારી પાસે કાંઈ પણ સગવડ નથી. આવો જવાબ સાંભળી જેઠાભાઈએ ગુસ્સે થઈ ધમકી આપી કહ્યું કે, મારા માગવા મુજબ જો તમે મને નાણાં નહિ આપી દો તો હું તમારાં ગામો લૂંટીને બાકી વસૂલ કરીશ. એમ કહી તેઓ ખંડણી વસૂલ કરવા આગળ વધ્યા. હળવદના સ્વર્ગસ્થ રાજાને (વિધવા રાણીના પતિને) ચુંવાળના પનાર ગામના કુંપાળ મકવાણા સાથે સારી દોસ્તી હતી અને તેથી હળવદનાં રાણી તેને ભાઈ કહી બોલાવતાં. કુંપાજીને તેડાવી રાણીએ કહ્યું કે, માંડલના જેઠાભાઈને તમે મારી નાખશો નહિ ત્યાં સુધી તે મને જંપીને બેસવા દેશે નહિ. જૂજ સમય પછી જેઠાભાઈ અમદાવાદથી પેશ્વાના વતી ચુંવાળના ચરીઆળા ગામને તોરણ બાંધવા ગયા ત્યારે કુંપાજી મકવાણાએ તેમને છૂપી રીતે મારી નાખ્યા.[૧] જેઠાભાઈનાં પત્ની માણેકબાઈ એક જવાંમર્દ સ્ત્રી હતાં. તેમણે પોતાના પતિને દગાથી મારનાર કુંપાજી મકવાણાના પનાર ગામ પર સવારી કરી ગામ લૂંટ્યું, બાળ્યું અને કુંપાજીને પકડી લઈ તેને મારીને વેર લીધું.

બાકી જવાનમર્દખાન સાથે ભાંજગડ કરી દેસાઈઓએ પેશ્વા સરકારના સૂબા રાઘોબા પંડિતને અમદાવાદ શહેર સોંપાવ્યું હતું, પરંતુ પાછળથી બાકી મોમીનખાને એકાએક સવારી કરી શહેરમાં પ્રવેશ કર્યો અને પેશ્વાના સૂબાએ નાસી જવું પડ્યું. દેસાઈ નથુભાઈ તથા દેસાઈ ભુખણદાસ બંને પેશ્વાના વતી અમદાવાદ ગયા અને બાબી મોમીનખાન સાથે મસલત કરી ફરીથી અમદાવાદ શહેર પેશ્વાને સ્વાધીન કરાવ્યું.[૨] સંવત ૧૮૧૩ - ઈ.સ. ૧૭૫૭માં દેસાઈએ પાટડી ફરતો ચૂનાનો કેલબંધ કિલ્લો કરાવવા માંડ્યો, જેમાં એક લાખ અને પાંત્રીસ હજાર રૂપિયા ખર્ચ થયા 

૧. 'રાસમાળા' - ભા. ૨, પાન ૧૩૨.
૨. 'બો. ગેઝિટીઅર' - વો. ૧, પાન ૩૯૯.

હોવાનું કહેવાય છે. કિલ્લો સંવત ૧૮૧૭ના ચૈત્ર સુદ બીજ ને બૃહસ્પતિવારે બંધાઈ રહ્યો. તેને ત્રણ દરવાજા અને બે બારીઓ છે.



દેસાઈઓ હવે પેશ્વાના વતી સઘળું કામકાજ કરતા હોવાથી ગુજરાતની ગાયકવાડી સત્તા ગુસ્સે થઈ. તેથી દામાજી ગાયકવાડના પુત્ર ફત્તેસિંહરાવે એંશી હજાર ફોજ લઈ પાટડી પર સવારી કરી, પાંચ દિવસ સુધી ઘેરો ઘાલ્યો. પરંતુ અંદરથી તેમ જ બહારથી એમ બંને તરફથી તેના સૈન્ય પર સતત મારો ચાલુ રહેવાથી તે ઘેરો ઉઠાવી ચાલતો થયો (સંવત ૧૮૩૪ - ઈ.સ. ૧૭૭૮).

ઈ.સ. ૧૭૯૨ - સંવત ૧૮૪૮માં ગુજરાતમાં અતિવૃષ્ટિ થવાથી સઘળો પાક કહોવાઈ ગયો અને અનાજ બિલકુલ નીપજ્યું નહિ, તેથી ભયંકર દુકાળ પડ્યો. ઘાસચારાની છત હોવાથી ઢોરો જીવતાં રહ્યાં, જેમના છાણમાં ઘી ભેળવીને લોકોએ ખાઈને જિંદગી નિભાવી છે.[1] ત્યાર પછી ચાર વર્ષે ઈ.સ. ૧૭૯૬ - સંવત ૧૮૫૨ના શ્રાવણ સુદ ૬ ને મંગળવારે દેસાઈ નથુભાઈએ સ્વર્ગવાસ કર્યો.

તેમના પછી તેમના વીરપુત્ર દેસાઈ વખતસિંહજી ગાદી પર આવ્યા. ઝાલાવાડના તાલુકદારોએ પેશ્વાઈની પડતીનો લાભ લેવા ધારી ખંડણી આપવી બંધ કરી હતી, જેમના પર પોતે આઠ હજાર સવારોનું લશ્કર લઈ ચડ્યા અને દરેક તાલુકદાર પાસેથી ખંડણી વસૂલ કરી. સને ૧૮૦૨માં તેમણે દસાડા પર સવારી કરી અને તેને સર કર્યું હતું.[2] પાટડી જેવા એક મજબૂત કિલ્લાના ધણી તરીકે દેસાઈઓએ અઢારમા સૈકાના અંતભાગમાં ગુજરાતના ઈતિહાસમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. ગાયકવાડ સરકારના કડી પ્રાંતના સૂબેદાર મલ્હારરાવે બંડ કરી પોતાની સ્વતંત્રતા જાહેર કરી અને વિસનગર, વિજાપુર વગેરે તાલુકા કબજે કરી ગાયકવાડની સત્તા સામે પોતાનો ઝંડો ખડો કર્યો. ગાયકવાડી તથા અંગ્રેજ સરકારના સંયુક્ત સૈન્યે તેને હરાવી કેદ પકડ્યો અને કડી કબજે કર્યું. પાટડીના દેસાઈઓ કોઈની પણ તાબેદારી સ્વીકારતા નહોતા તથા તેઓ પેશ્વા સરકાર વતીથી પેશકશી વસૂલ કરવાનું કામ કરતા હતા. તેથી તેઓ કડીના બળવાખોર સૂબા મલ્હારરાવને છૂપી રીતે મદદ કરતા હતા તેવા બહાના નીચે, કડી પ્રાંતમાં સંપૂર્ણ શાંતિ ફેલાયા પછી, ગાયકવાડી સત્તાએ પોતાના સેનાપતિ



૧. 'અમદાવાદનો પ્રાચીન ઈતિહાસ.'
૨. 'મેલ્વીલ્સ સિલે.' - નં. ૧૦, પાન ૫૯.

બાબાજીરાવને મોટા સૈન્ય સાથે પાટડી પર સવારી કરવા મોકલ્યો (ઈ.સ. ૧૮૦૩). સેનાપતિ બાબાજીરાવ મહાઅભિમાની અને ઉન્મત્ત નર હતો. તેણે આવી પાટડીનો મજબૂત ગઢ ઘેરી લીધો. પરંતુ તે સમયે પાટડીનો કિલ્લો એક અસાધારણ બળવાન જગા હતી. તેને ઈંટચૂનાથી બાંધેલો મજબૂત ગઢ હતો. રાજકુટુંબ માટે ગામથી શુદ્ધ ઉત્તર દિશામાં ઘણી ઊંચી અને સુદઢ રાજગઢી હતી. તેની આસપાસ દુશ્મનોના હુમલાથી બચવા માટે મોટું તળાવ તથા ખાઈ હતી. પૂર્વ દિશામાં મોટું તળાવ તથા પશ્ચિમ અને દક્ષિણ દિશામાં થોરીઆની ત્રેવડી વાડ હતી, જે દરેક વાડની વચ્ચે સાંકડી પણ ઊંડી ખાઈ હતી. આ વાડો પસાર કરવા બાદ છેવટે સિમેન્ટથી બાંધેલો, કાળા પથ્થરના બુરજોવાળો કિલ્લો આવતો, જેની અંદર પહેલાં ૪૫૦ ફૂટ પહોળો, ઘરોવાળો ખુલ્લો ભાગ હતો અને તેના પછી ઘણી સારી રીતે બાંધેલો અંદરનો બીજો કિલ્લો આવતો, જેમાં બજાર તથા સારાં સારાં ઘરો વગેરે હતાં. તે વટાવ્યા પછી ૪૦ ફૂટ પહોળી અને ૨૦ ફૂટ ઊંડી તથા જરૂર પડતાં પાસેના વિશાળ તળાવમાંથી તરત જ ભરી શકાય તેવી મોટી ખાઈ હતી. છેવટે આવી રીતે ચોગરદમથી સુરક્ષિત થયેલી રાજગઢી આવતી હતી.[1]

આવી અસાધારણ મજબૂત જગા અને બહોળું કુટુંબ તથા પોતાની જાતમરદાઈથી દેસાઈ વખતસિંહજીએ ગાયકવાડી સેનાપતિ બાબાજીરાવના ઘેરા સામે બહાદુરીથી બાથ ભીડી. તેના સૈન્યના વારંવારના હુમલાઓનો દેસાઈઓએ તોપો તથા બંદૂકોના આબાદ મારાથી સારો જવાબ આપવા માંડ્યો. આ પ્રમાણે ઘેરો લાંબા સમય સુધી ચાલ્યો. બાબાજીરાવના સૈન્યને બહારથી દારૂગોળાની તથા ખોરાકીની સારી રીતે મદદ મળતી રહી, પરંતુ છ માસના લાંબા વખત સુધી ઘેરો ચાલવાથી દેસાઈઓનો દારૂગોળો તેમ જ ખોરાકી ખૂટી ગઈ. બાબાજીરાવના તોપોના સતત મારાથી બહારના કિલ્લામાં ઠામઠામ ગાબડાં પડી ગયાં, પરંતુ દેસાઈઓની બચાવ કરવાની અસાધારણ મરદાઈથી મરાઠી સૈન્ય હજુ સુધી કિલ્લામાં પ્રવેશવા હિંમત કરી શક્યું નહોતું. આખરે તે સૈન્ય સાથે નાગડાની એક લશ્કરી ટુકડી હતી તેને કિલ્લામાં પડેલાં ગાબડાંમાંથી અંદર પ્રવેશવા હુકમ થયો. તેઓ પોતાના સરદારની આગેવાની નીચે પ્રવેશવા તૂટી પડેલી જગાએ જેવા આવ્યા કે તરત જ તોપોનો મારો શરૂ થયો અને એક આબાદ ગોળાથી



૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૪, પાન ૩૪૭.

સરદારના શરીરના ટુકડે ટુકડા થઈ ગયા. આથી હબક ખાઈ તેઓ નાસી ગયા અને ભંગાણ પડ્યું. બાબાજીરાવના બીજા સૈનિકોમાં આ ખાસ સૈન્યની ટુકડીના નાસવાની બહુ જ માઠી અસર થઈ. બાબાજીરાવ પોતે પણ સ્થિતિ બરાબર સમજી ગયો અને દેસાઈઓ પણ હવે અણી પર આવી રહ્યા હતા. બાબાજીરાવે યુદ્ધનો વાવટો ઉતારી નાખી દેસાઈઓના સામંતોને બોલાવ્યા અને સંધિ સારુ ભાંગજડ થઈ, જેમાં મધ્યસ્થે એવો ઠરાવ કર્યો કે, લડાઈના ખરચ પેટે દોઢ લાખ રૂપિયા રોકડા તથા દર વર્ષે ઘાસદાણા પેટે રૂા. ૫૬૫૨ સિક્કાઈ આપવા.[૧]



નામદાર અંગ્રેજ સરકારને સહાયક સૈન્યના ખર્ચ પેટે ધોળકા તાલુકો તથા કાઠીઆવાડમાં ધંધુકા, રાણપુર અને ઘોઘા વગેરે મળ્યાં હતાં. તે અરસામાં કાઠીઆવાડનો વહીવટ ઘણો અવ્યવસ્થિત ચાલતો હોવાથી અંગ્રેજ સરકારનાં તે પરગણાંની આબાદીમાં ખલેલ પહોંચતી હતી; તેમ જ પોતાના મિત્રરાજ ગાયકવાડને તેમની તથા પેશ્વા સરકારના ઈજારદાર તરીકેની કાઠીઆવાડની જમાબંધી બરાબર વસૂલ થઈ શકતી નહોતી. તેથી નામદાર અંગ્રેજ સરકારે પોતાના બાહોશ સેનાપતિ કર્નલ વોકર સાહેબને કાઠીઆવાડમાં બંદોબસ્ત કરવાને સને ૧૮૦૭માં લશ્કર સાથે મોકલ્યા. તેમણે કાઠીઆવાડનાં સંસ્થાનો સાથે બંદોબસ્ત કર્યો, જે 'વોકર્સ સેટલમેન્ટ'ના નામથી ઓળખાય છે. આ વખતે કર્નલ વોકર સાહેબે આપણા દેસાઈ શ્રી વખતસિંહજી સાથે પણ સેટલમેન્ટ કરી તેમના તાલુકા માટે જાથુકની બાંયધરી આપી છે.[૨] બાદ સને ૧૮૧૭માં પેશ્વા તથા ગાયકવાડ સાથેના કોલકરારોથી આ તરફનો મુલક બ્રિટિશ સરકારને મળ્યો અને તેથી અમદાવાદ જિલ્લો બાંધ્યો ત્યારે તેમાં પાટડીનાં કેટલાંક ગામો મુકાયાં છે, જે હાલ પણ અમદાવાદ જિલામાં જ હસ્તી ધરાવે છે; અને વખત જતાં ક્રમે ક્રમે તેને બ્રિટિશ કાયદાઓ લાગુ કર્યા છે, તોપણ આગળની સ્વતંત્ર સત્તાની સાનત તરીકે હજુ તે ગામોમાં પોલીસ અને મેજિસ્ટ્રેટની સત્તાઓ તેમની ચાલે છે.

આ રાજયની હદમાં કચ્છના રણનો કેટલોક ભાગ આવે છે. તેના કાંઠા પર ખારાઘોડા ગામ પાસે મીઠાના અગર છે, જ્યાં જૂના વખતથી મીઠું બનાવવામાં આવે છે. ઈ.સ. ૧૭૪૧-૪૨માં દેસાઈ ભાવસિંહજી

---

૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૪, પાન ૩૪૭; 'મેલ્વીલ્સ સિ.' - નં. ૧૦, પાન ૫૯



૨. 'મેલ્વીલ્સ સિલે.' - નં. ૩૭, પાન ૭૦-૭૩.

પાસે, રંગોજી સાથેની લડાઈ પછી જ્યારે વિરમગામ સોંપવું પડ્યું ત્યારે આ અગરનો સ્વતંત્ર ભોગવટો હતો; પરંતુ પાછળથી દેસાઈ નથુભાઈના સમયમાં જ્યારે પેશ્વાના સરદારોએ વીશ ગામમાંથી છ ગામ લઈ લીધાં અને નવી સનંદ કરી ત્યારથી અગરની ઊપજનો પોણો ભાગ દેસાઈ લે તથા પા (૧/૪) ભાગ પેશ્વા સરકાર લે તેવો ઠરાવ થયેલો, ત્યારથી અત્યાર સુધી અગરની ઊપજનો ૩/૪ ભાગ દેસાઈ લેતા હતા. પરંતુ સને ૧૮૨૩માં નામદાર અંગ્રેજ સરકારે તેનો સ્વતંત્ર વહીવટ પોતાના હાથમાં લીધો ત્યારે દર વર્ષે દેસાઈશ્રીને બાર હજાર રૂપિયા સિક્કાઈ તથા ત્રણસો ને ચાલીસ બંગાળી મણ મીઠું આપવાનો ઠરાવ કર્યો હતો. પરંતુ સિક્કાઈનો વટાવ તથા ઈન્કમટેક્ષ કાપી લઈ હાલ દર સાલ પાટડી સ્ટેટને રૂા. ૧૦,૫૨૧ આના ૧૨, પાઈ ૩ તથા ચુંવાળા બંગાળી તોલના હિસાબે ત્રણસો ચાલીસ મણને બદલે મીઠું મણ ૭૮૩, શેર ૬ મળે છે.

ઈ.સ. ૧૭૫૫ થી ૧૮૧૭ સુધી અમદાવાદ શહેર પર ચાલેલી ગાયકવાડ તથા પેશ્વાની સંયુક્ત સત્તાની અંધાધૂંધીના સમયમાં આસપાસનાં પરાંમાંથી પોતાને સગે-વહાલે ઘણા કણબીઓ નાસી ગયા હતા. તેઓ અંધાધૂંધીનો જમાનો બંધ થવાથી નામદાર અંગ્રેજ સરકારની શીતળ છાયા નીચે આવી આવી અમદાવાદમાં વસવા લાગ્યા, તેમાં પાટણ તથા કડી તરફથી પણ ઘણા કણબીઓ આવ્યા છે.[1] તેઓએ શહેરના ગરીબ થઈ ગયેલા મુસલમાનો પાસેથી ઘરો એક પછી એક વેચાતાં લઈ આખી પોળોને પોતાની આગવી વસવાટવાળી કરી અને તેનાં અસલ નામો બદલી કડવાપોળ આદિ નામો પાડ્યાં.

અમદાવાદ વગેરે નામદાર અંગ્રેજ સરકારને સ્વાધીન થતાં માંડલ પર ધાડ આવી. આપણે આગળ જોઈ ગયા તેમ માંડલના જાગીરદાર જેઠાભાઈના સ્વર્ગવાસ પછી તેમનાં બહાદુર સ્ત્રી માણેકબાઈએ માંડલને જાળવી રાખ્યું. તેમના વખતમાં માંડલ ગઢ પર વારંવાર હુમલા થતા હતા, પરંતુ માણેકબાઈ જાતે બહાદુર સ્ત્રી હોવાથી મરદનો પોશાક પહેરી બરછી પકડી ઘોડેસવાર થઈ પોતાના લશ્કરની સરદારી લઈ લડતાં; અને મરાઠાના વારંવારના હુમલા પાછા વાળતાં. તેમના પુત્ર દેવીસિંહજીએ ઉંમરે આવતાં રાજ્યનો વહીવટ પોતાના હાથમાં લીધો, એવામાં પેશ્વાના સૂબા ત્ર્યંબકજીએ તેમની પાસે પેશકશી માગી, તેથી પોતાની સ્વતંત્રતાની સનંદ



૧. 'અમદાવાદનો પ્રાચીન ઈતિહાસ.'

મેળવવા તેઓ જાતે પેશ્વાની હજુરમાં પૂના ગયા. પરંતુ ત્યાં પેશ્વા બાજીરાવ બીજાએ સેનાપતિ બાપુ-ગોખલે સાથે મળી નામદાર અંગ્રેજ સરકાર સામે વિગ્રહ માંડ્યો હતો (ઈ.સ. ૧૮૧૭). તેમના સૈન્ય સાથે લડતાં દેવીસિંહજી પણ ખપ આવી ગયા. આ વખતે તેમના પુત્ર ફત્તેસિંહજી નાની વયના હોવાથી પેશ્વાનો સઘળો મુલક સરકારે જપ્ત કર્યો, ત્યારે માંડલ પણ કબજે કર્યું અને દેવીસિંહજીના પુત્ર ફત્તેસિંહજીને છૂટોછવાયો ગિરાસ તથા વિરમગામ કસ્બાની પટલાઈ આપી સંતોષ્યા. અત્યાર સુધી તેઓ દેસાઈ કહેવાતા, પણ વિરમગામની પટલાઈ મળી ત્યારથી તેઓ તે વિશેષણથી પીછાણાયા. પરંતુ હજુ સુધી તેઓ સરકારના વતનદારી દફતરમાં વતનદાર તરીકે ગણાય છે. તેમના કેટલાક ભાઈઓ ધ્રાંગધ્રા જઈ વસ્યા અને ત્યાં દેસાઈગીરી પ્રાપ્ત કરી (સને ૧૮૨૦). **[રા. અમરસિંહ દેસાઈભાઈ વકીલ, શેઠ જીભાઈ કેવળદાસ તથા સ્વ. શેઠ દ્વારકાદાસ જીભાઈ,** જેમની છબીઓ આ પુસ્તકમાં આપવામાં આવી છે તે આ ખાનદાન કુટુંબના વંશજ છે.]

દેસાઈ શ્રી વખતસિંહજી પોતાની લાંબી ને વિકટ પણ ઉજ્જવળ કાર્યકીર્તિ પૂરી કરી પોતે વૃદ્ધ થવાથી કાશીપુરીની યાત્રાએ સિધાવ્યા અને તે પવિત્ર સ્થળમાં પોતાનો દેહત્યાગ કરી કૈલાસવાસ કર્યો (ઈ.સ. ૧૮૨૮). એમના રાજઅમલમાં વારંવાર થયેલી મોટી મોટી લડાઈઓને લીધે સ્ટેટની આર્થિક સ્થિતિ નબળી થઈ હતી.

તેમના સ્વર્ગવાસ પછી કુંવર હરીસિંહજી સં. ૧૮૮૫ના મહા વદ દશમે પાટડીની ગાદીએ આવ્યા. તેમના વખતમાં ના. અંગ્રેજ સરકારનું રાજ્ય જમાવટ પર આવતું જતું હોવાથી રાજ્યમાં સુલેહશાંતિ ફેલાઈ હતી. તેથી પોતાની અસલ જાગીરનાં સતર ગામો ઉપરાંત પોતાના નામથી હરીપરું વસાવી એક ગામનો ઉમેરો કર્યો. ઈ.સ. ૧૮૦૩માં ગાયકવાડી સેનાપતિ બાબાજીરાવ સાથે ચાલેલી લાંબી લડાઈથી તૂટી ગયેલો કિલ્લો તેમણે ઈ.સ. ૧૮૨૭માં સમરાવી મજબૂત કર્યો; અને ત્યાર પછીથી લોકોની અને પાટડી ગામની આબાદી વધવા માંડી.[1] ઈ.સ. ૧૮૩૭માં દેસાઈ હરીસિંહજીનો સ્વર્ગવાસ થયો.

તેમને પુત્ર સંમતિ ન હોવાથી દસ્તુર મુજબ ગાદીના માલિક તેમના ભાઈ કુબેરસિંહજી થયા. પરંતુ સ્વર્ગસ્થ હરીસિંહજીનાં રાણીજીએ તેમને ગાદી પર ન આવવા દેવા પુષ્કળ ખટપટ કરી પણ તેમાં તે ફાવ્યાં નહિ.



૧. 'બો. ગેઝિટીઅર' - વો. ૪, પાન ૩૪૭.

એટલે તેમણે રાજ્યના અગત્યના કાગળો તથા વહીવટના ઘણા ચોપડાઓનો નાશ કર્યો. કુબેરસિંહજીએ આઠ વર્ષ સુધી શાંતિભર્યું રાજ્ય કર્યું અને અસલ અઢાર ગામોની જાગીરમાં પોતાના નામથી કુબેરપરું વસાવી એકનો ઉમેરો કર્યો. તેમણે ઈ.સ. ૧૮૪૫માં વૈકુંઠવાસ કર્યો.



તેમના પછી દેસાઈ **શ્રી જોરાવરસિંહજી** ગાદી પર બેઠા. તેઓ ઘણા ધાર્મિક વિચારના અને પ્રજાપ્રિય હતા. દેસાઈ શ્રી વખતસિંહજીના સમયની લડાઈઓથી રાજસ્થાનની આર્થિક સ્થિતિ નબળી પડી ગઈ હતી, તે આ નામદાર દેસાઈશ્રીના સમયથી સુધારા પર આવી. તેમણે પોતાની અસલ જાગીરનાં ઓગણીશ ગામોમાં જોરાવરપુરા, દેસાઈપુરા અને હિંમતપુરા નામે ત્રણ ગામો વસાવીને વધારો કર્યો. તેઓશ્રીએ પોતાની ઉત્તમ આર્થિક સ્થિતિનો સદુપયોગ કરવા તરફ સારી રીતે લક્ષ આપ્યું હતું. તેમની કાર્યકીર્તિમાં અમદાવાદ શહેર ખાતે ઉચ્ચતર કેળવણીને માટે ગુજરાત કૉલેજની સ્થાપના થઈ હતી, જેના ફંડમાં તેમણે રૂા. ૧૦,૦૦૦ની ઉદાર રકમ બક્ષીસ આપી હતી. પોતાની રાજકીય કાર્યકીર્તિમાં મળેલી શાંતિના સમયે તેમણે પોતાની જ્ઞાતિની સ્થિતિ તરફ પણ લક્ષ આપ્યું હતું. જ્ઞાતિમાં ઠામઠામ ગોળ થઈ ગયા હતા, કન્યાવિક્રય વધી પડ્યો હતો, તેથી ગરીબ જ્ઞાતિબંધુઓને કન્યાઓ મેળવવામાં, તેમજ કુલીન વર્ગમાં કન્યાઓ દેવાના ધોરણવાળાં કુટુંબોને પુત્રીઓનાં લગ્ન પાછળ પુષ્કળ ખર્ચ થતું હોવાથી ઘણી અવ્યવસ્થા થઈ ગઈ હતી. તેથી જ્ઞાતિમાં યોગ્ય સુધારાવધારા કરી વ્યવસ્થાસર ધોરણ ઘડવા તેમણે દેશદેશથી પોતાના જ્ઞાતિબંધુઓની સભા તેડાવી તેમાં લગભગ પચાસ હજાર રૂપિયા ખર્ચ કર્યા હતા, જેનું વિગતવાર વર્ણન આગળ આપવામાં આવશે. પોતાની વૈષ્ણવ ધર્મ પ્રત્યેની અભિરુચિ દર્શાવવા તેમણે પચાસ હજાર રૂપિયાના ખર્ચે એક વૈષ્ણવ મંદિર બંધાવી તેમાંથી દ્વારકાનાથજીની મૂર્તિ પધરાવી આપી છે અને તે મંદિરની નિયમિત વ્યવસ્થા ચાલ્યા કરે તે માટે દર વર્ષે બે હજાર રૂપિયાનું રાજ્ય તરફથી ખર્ચ બાંધી આપ્યું છે. તેઓ પ્રજામાં પોતાની પવિત્રતા માટે એક પ્રાતઃસ્મરણીય રાજા ગણાતા હતા. પોતાની પ્રજાના શોક વચ્ચે તેઓએ ઈ.સ. ૧૮૫૭માં સ્વર્ગવાસ કર્યો હતો.

તેમના પછી તેમના મોટા કુંવર **દેસાઈ શ્રી હિંમતસિંહજી** રાજ્યાસને આવ્યા. તેઓ ઘણા બહાદુર અને ધાર્મિક સ્વભાવના હતા. તેમણે જાતે બહાદુરીનાં ઘણાં કામો કર્યાં છે, જેમાંનાં થોડાં અત્રે દર્શાવવાં યોગ્ય ધારવામાં આવે છે.

એક વાર વિરમગામથી આવતાં રોકડનાં ઊંટની લૂંટ કરી લૂંટારાઓની એક ટોળી નાસી ગઈ હતી. તેની ખબર પડતાં તરત જ રાતના આઠ વાગ્યે રસાલાને પાછળ આવવાનો હુકમ આપી, હિંમતસિંહજી એકલા ઘોડા પર સવાર થઈ અઢાર અવાજની બંદૂક લઈ તેમની પાછળ પડ્યા. લશ્કર ઘણું પાછળ રહી ગયું અને પોતે એકલા જ પ્રભાતના પાંચ વાગતાં લૂંટારાઓની લગોલગ જઈ પહોંચ્યા. તેમને એકલા આવ્યા જાણી પેલા લોકો સામા થયા; પણ દરબારશ્રીની આબાદ નેમથી ઊંટ પરથી ટપોટપ એક પછી એક મરણને શરણ થતા પડ્યા અને કેટલાક ઊંટ પરથી નીચે ઊતરી હાથ જોડી ઊભા રહ્યા. તેમને બંદીવાન કરી રોકડનાં ઊંટ પાછાં લઈ આવ્યા.

દશેરાના દિવસે તેમનો ઉત્તમ યુવાન અશ્વ ગામડેથી આવતો હતો. અશ્વની ઉત્તમતાથી લોભાઈ રાધનપુર રાજ્યનો બહારવટિયો પતીઓ આહીર દરબારી માણસ પાસેથી તેને લઈ ગયો. સવારીમાં ચડવાના સમયે બૂમ આવી કે તરત સમીપૂજન પડતું મૂકી, બરછી પકડીને ઘોડીએ ચડી પાછળ પડ્યા અને પતીઆનું ગામ ઘેર્યું. સુરંગ દ્વારા પતીઓ નાસી ગયો, તેની ખબર પડતાં પોતે પાછળ પડ્યા ત્યારે મેદાનમાં તે વછેરા પર સવાર થઈ નાસતો જણાયો. પોતાના સાથીઓમાંથી આગળ નીકળી દોડતા ઘોડે બરછી મારી તેને અદ્ધર ઉપાડી લીધો. રાધનપુરના નવાબે તેનું માથું કાપી પોતાના દરવાજે ટાંગવા આગ્રહ કર્યો. આવા મર્દ બહારવટિયાની બહાદુર સ્ત્રીએ પોતાના પતિના માથા પરનો તેને મારનાર હિંમતેમર્દ હિંમતસિંહજીનો હક્ક સ્વીકાર્યો. તેથી તેના મુડદાને યોગ્ય રીતે અગ્નગ્નિસંસ્કાર કરી તે વિધવાને દરબારશ્રીએ યોગ્ય જિવાઈ બાંધી આપી.

પોતે બરછી મારવામાં ખાસ નિપુણ હતા તેવું રાજારજવાડાં અને યુરોપીઅન શિકારીઓ સાથેના ડુક્કરના શિકારમાં જગજાહેર થયું હતું. એક વખતે એક ડુક્કર ઘણા શિકારીઓને તથા ઘોડાઓને ઘાયલ કર્યા પછી છુપાઈ ગયો હતો. છેવટે હિંમતસિંહ પોતાની ઘોડી પર સવાર થઈ બરછી પકડી તેની પાછળ પડ્યા. ડુક્કર સામો થઈ ગયો. એક જ ચોટથી તેના કપાળમાં છાતીએથી જમીનમાં બરછી ઉતારી દીધી અને ઘવાયેલો જંગલી ડુક્કર અન્ય સાહેબ શિકારીઓની તાળીઓના અવાજો વચ્ચે ચાર પગે છાતીથી જમીન સાથે સજ્જડ જડાઈ ગયો.

પોતાની પાછળી જિંદગીમાં હિંમતસિંહજીએ એક રણવીર કરતાં ધર્મવીર તરીકે ઘણું નામ કાઢ્યું. ઘણા પૈસા નવાણો પાછળ ખર્ચ્યા. એંશી હજાર રૂપિયાની મોટી રકમ ધર્માદા કરી એક ટ્રસ્ટને સ્વાધીન કરવામાં આવી છે, જે રકમમાંથી પાટડીમાં ધર્માદાની પેઢી ખોલી વ્યાપારીઓની લાયકાતના પ્રમાણમાં તેમને ધીરદાર કરવાનો તથા તેના વ્યાજની ઊપજમાંથી શ્રી ડાકોરજીમાં તેમણે સ્થાપેલા અન્નક્ષેત્રનો નિભાવ કરવાનો ઠરાવ કર્યો છે. આ પ્રમાણેની યોજનાથી પોતાની રૈયતની વાણિજ્ય સ્થિતિ સુધારવાનો તથા ધાર્મિક હેતુ પાર પાડવાનો બેવડો અર્થ રાખ્યો હતો તે તેમની ઉત્તમ વ્યવસ્થાપક બુદ્ધિની સાક્ષી પૂરે છે. તેઓશ્રીએ ઈ.સ. ૧૮૮૪માં એક શાંત ધર્મજ્ઞ રાજવીર તરીકે વૈકુંઠવાસ કર્યો. તેમને પુત્રસંતતિ ન હોવાથી દસ્તુર મુજબ તેમના પછી તેમના ભાઈ હાલના નામદાર દરબારશ્રી સૂર્યમલસિંહજી સાહેબ ગાદી પર આવ્યા.

**ના. દરબાર શ્રી સૂર્યમલસિંહજી**નો જન્મ ઈ.સ. ૧૮૪૮ - સંવત ૧૯૦૪ના પોષ વદ ૧૦ના રોજ થયેલો છે. આમ, હાલમાં તે નામદારની વય ૬૪ વર્ષની છે. તેમને જોતાં વૃદ્ધાવસ્થામાં પણ તેઓના મજબૂત બાંધાનાં પ્રત્યક્ષ ચિહ્નો જણાઈ આવે છે. તેઓ સાદા અને ધાર્મિક વિચારના છે. તેમના તે સ્વાભાવિક ગુણોથી તેમના પવિત્ર હાથે નીચે પ્રમાણે લોકોપયોગી કામો અને સુધારાવધારા થયા છે :

શાસ્ત્રોક્ત રીતે વિદ્યાદાનને ઉત્તમ દાન તરીકે ગણી ગુજરાત કૉલેજ ફંડમાં તેમણે સાત હજાર રૂપિયા આપ્યા છે ઈ.સ. ૧૮૮૮માં ના. મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલી પ્રસંગે રાજ પ્રત્યેની પોતાની વફાદારીને લીધે સ્ત્રીઓના દવાખાનાના ફંડમાં સાત હજાર રૂપયા આપ્યા છે. ઉપરાંત, પાંચસો રૂપિયા રૂફીન ફંડમાં પણ આપ્યા છે. એકંદરે પોતાની ઉદાર વૃત્તિથી જનસમાજને અનુકૂળતા કરી આપવાના પ્રધાન ગુણને લીધે ૨૭,૬૭૦ રૂપિયા વાવો, કૂવા, તળાવો, ધર્મશાળાઓ વગેરે પાછળ તથા ૧૮,૦૦૦ રૂપિયા દવાખાનાંઓ પાછળ ખર્ચ્યા છે. વિદ્યા તરફની પોતાની હંમેશની અભિરુચિથી પાટડીની પ્રજાને અંગ્રેજી કેળવણી લેવા સ્કૂલની ઉમદા બક્ષિસ આપવામાં રૂા. ૮,૦૦૦ની રકમ આપી છે. ઉપરાંત, તેના નિભાવ માટેની સઘળી જવાબદારી પોતે ઉઠાવી છે. જૂજ સમયમાં પણ તેમની ઉત્તમ દેખરેખને લીધે તે સ્કૂલમાં હાલ ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે. વિદ્યાર્થીઓએ અભ્યાસમાં બતાવેલી લાયકાતના પ્રમાણમાં પોતાના

તરફથી વારંવાર નવાજી ઉત્તેજન આપવામાં આવે છે. આશા રાખવામાં આવે છે કે આ નાના પાયા ઉપર દેખાતી તે સ્કૂલ એક વાર તેઓશ્રીની ઉદારતા અને બારીક દેખરેખથી હાઈસ્કૂલનું રૂપ પકડશે. સંવત ૧૯૫૬ તથા ૧૯૫૮ના દુકાળોમાં એકંદરે ૬૮,૨૮૪ રૂપિયા લોકોને મદદ આપવામાં અને ૧૫,૦૦૦ રૂપિયા મહેસૂલની છૂટ મૂકવામાં કાઢ્યા છે. પોતાના ધાર્મિક સંસ્કારોને લીધે ૬૦,૦૦૦ રૂપિયા જેવી મોટી રકમ ધાર્મિક કામો અને યાત્રા વગેરેમાં ખર્ચી મુસાફરીથી પોતાના જ્ઞાનમાં ઘણો વધારો કર્યો છે. આ પ્રમાણેનાં લોકોપયોગી અને ધાર્મર્મિક કામો કરવા છતાં પણ તેમણે પોતાના રાજકીય પ્રકરણમાં સારી રીતે લક્ષ આપ્યું છે. રાજ્યની પેદાશમાં વૃદ્ધિ કરવા માટે તેમણે ત્રણ લાખ રૂપિયાની ખેતીવાડીની જમીન તથા ગિરાસ, વાંટા વગેરે વેચાણ લઈ, તેમ જ એંશી હજાર રૂપિયાના ખેતીવાડીને પાણી પૂરું પાડવા માટે તળાવો તથા બંધ વગેરે તૈયાર કરાવી રાજ્યની અસલ મિલકતમાં વધારો કર્યો છે. તેમના આવા સુધારાવધારાથી રાજ્યના મહેસૂલમાં વધારો થયે જાય છે. રાજ્યના હક્કો વગેરે સાચવવા અને તેનું સ્પષ્ટીકરણ કરી સ્થાપિત કરવામાં, કજિયાકંકાસ કરી પક્ષકારોએ હજારોના ખાડામાં ન ઊતરવું પડે તે હેતુસર, બન્યું ત્યાં સુધી તેઓ સમાધાનથી નિવેડો લાવે છે. એકંદરે પોતાનાં ખંત, ઉદ્યોગ અને ઉત્તમ વ્યવસ્થાથી તેમણે આગળ કરતાં રાજ્યનો દરજ્જો વધાર્યો છે. આ સંસ્થાન પહેલાં એજન્સી ખાતામાં પાંચમા ક્લાસનું ગણાતું હતું તે આ રાજઅમલમાં ચોથા ક્લાસમાં મુકાયું છે.

આ પ્રમાણે રાજ્યનો ગિરાસ અને મહબ્બો વધારવા ઉપરાંત તેમણે બે લાખ રૂપિયા રાજગઢમાં મકાનો બંધાવવા પાછળ ખર્ચ્યા છે. પાંચસો રૂપિયા વિરમગામ ઢોરોની ઈસ્પિતાલ પાછળ ધર્માદા આપ્યા છે. પોતાનો ગિરાસ ચાસ વધારવા પાછળ તથા જુદાં જુદાં ધર્માદા ખાતામાં પોતાની યોગ્યતાને છાજે તેમ હાથ લંબાવવા ઉપરાંત તેમણે પોતાની જ્ઞાતિ માટે પણ યોગ્ય વખતે ઘણું કર્યું છે અને કરી રહ્યા છે.

સંવત ૧૯૬૬ના વિવાહ વખતે જ્ઞાતિમાં બે પ્રકારની લગ્નતિથિઓ નીકળવાથી કુસંપ થવાના સંભવ જેવું જણાતાં, પોતાને ત્યાં ગામેગામથી જ્ઞાતિના આગેવાનોને તેડાવી પુષ્કળ ખર્ચ કર્યું હતું. વખત જોતાં લગ્નપદ્ધતિમાં સુધારો કરવાની જરૂર છે એવું તેમણે ત્યાં આવેલા વૃદ્ધ આગેવાનોને સમજાવ્યું હતું, પણ કેટલાક વૃદ્ધોના, જૂનું નભાવી રાખવાના

ખાસ આગ્રહને લીધે, પોતે દિલગીરી સાથે સભા બરખાસ્ત કરી હતી. લગ્નપદ્ધતિ તૂટી ગયા બાદ બીજો પ્રસંગ આવ્યો. કુમારશ્રીને ના. સરકારે ફર્સ્ટક્લાસ મેજિસ્ટ્રેટની સત્તા બક્ષી ત્યારે માનપત્ર આપતાં તથા રૂબરૂમાં, અમદાવાદના આગેવાન જ્ઞાતિબંધુઓએ લગ્નની તકરારી બાબતમાં પોતાની લાગવગનો ઉપયોગ કરી યોગ્ય સુધારો કરી કુસંપ થતો અટકાવવા અરજ કરી. તેથી ફરી સંવત ૧૯૬૮ની સાલમાં જ્ઞાતિના આગેવાનોને તેડાવી પોતે સ્પષ્ટ જણાવી દીધું કે, હવે લગ્નની મર્યાદા છૂટી થઈ ગઈ છે, માટે વિચાર કરી સુધારા કરવાની જરૂર છે. તમામ વિભાગવાળાઓએ પોતપોતાના લેખિત મત આપ્યા છે, માટે પોતે વિચાર કરી સુધરેલી લગ્નપદ્ધતિનો ચુકાદો આપવાનું મુલતવી રાખ્યું છે. વળી, તે પ્રસંગનો લાભ લઈ જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિનાં સાધનો સતેજ કરવાની વધારે જરૂર હોવાથી એક મંડળ સ્થાપી ફંડ ખોલવા ઈચ્છા દર્શાવી. તેથી 'શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ'ની સ્થાપના થઈ અને ફંડની શરૂઆત થતાં પહેલાં પોતે પંદર હજાર રૂપિયા ભર્યા અને મંડળના વંશપરંપરાના પ્રેસિડન્ટ થવાની પણ જવાબદારી સ્વીકારી; એટલું જ નહીં પણ ચાલુ વર્ષ દુષ્કાળનું હોવા છતાં પોતે જાતે તસદી લેવાથી તેમાં આજે લગભગ એક લાખ રૂપિયા થવા આવ્યા છે. હજુ પણ પોતે જ્ઞાતિભાઈઓ સાથે રહી જિગરથી પ્રયત્ન કરનાર છે અને બહુ જંગી રકમ એકઠી થવાની ધારણા છે. પોતે આપેલા પંદર હજાર રૂપિયા ઉપરાંત, જ્ઞાતિબંધુઓને વખતે વખતે જરૂર પડતાં તેઓ તન, મન અને ધન વારંવાર અર્પણ કરવામાં કદી પણ પાછી પાની નહીં જ કરે તેવી સહુને આશા છે.

તેઓશ્રી રાજવહીવટ માટે અને બીજા પણ ગમે તે કામકાજ માટે માણસો પસંદ કરતાં તેમની પરીક્ષા કરવામાં ઘણા નિપૂણ છે. તેથી તેઓશ્રીના રાજ્યની વ્યવસ્થા માટેનું વર્તમાન કારભારી મંડળ પણ રાજ્યના મહબ્બાની વૃદ્ધિ કરનારું અને રાજ્યના કામકાજમાં સંપૂર્ણ કાળજીવાળું છે. પ્રજાનો તેઓશ્રી તરફ સંપૂર્ણ પ્રેમ છે અને તેમાં જ ઉભય પક્ષે સુખ અને સંતોષ માન્યાં છે. આ રાજ્યમાં એક અનુકરણીય વહીવટ એ છે કે, તેમના રાજ્યના કાર્યવાહકો - વહીવટદારો સ્વજ્ઞાતિના અને સગાવહાલા પૈકીના જ પસંદ કરવામાં આવે છે. ઊંચી જગ્યાઓ માટે પણ બહારથી માણસો ન લાવતાં તેમને અહીં જ કેળવી તૈયાર કરી ઊંચા હોદ્દા પર નીમવામાં આવે છે. ઈન્સાફનું કામકાજ પોતે જાતે અથવા યુવરાજશ્રી કરે છે. રાજ્યનો વહીવટ એકહથ્થું નહિ પણ ધોરણસર છે, જેથી ખુદ પોતે પણ

કામકાજમાં ઘણીવાર પોતાના કારભારીઓ સાથે મસલત કરે છે અને કારભારીઓ પણ પોતાની સ્વતંત્રતાથી કંઈ કરી શકતા નથી; એટલે કે વિચાર કરવા માટે એક નાના સચિવ મંડળ જેવી યોજના છે. આવી ડહાપણયુક્ત રાજપ્રણાલિકાથી રાજ્ય ઉત્તમ પંક્તિએ પહોંચ્યું છે.

તેઓશ્રીના રાજઅમલમાં હાલ નીચે પ્રમાણે બાવીશ ગામો આબાદ સ્થિતિમાં છે. પ્રથમ વિરમગામ પેશ્વાએ રાખ્યું ત્યારે તેઓશ્રીના પૂર્વજ દેસાઈ ભાવસિંહજી પાસે વીશ ગામ હતાં, તેમાંથી દેસાઈ નથુભાઈની નાની વયનો લાભ લઈ પેશ્વાના સૂબાએ છ ગામો લઈ લીધાં તથા મુખ્ય વંશની પેટાશાખા તરીકે દેસાઈ ભુખણદાસે બે ગામ જુદાં કરાવી લીધાં અને મજમુદારને પણ એક ગામ મળ્યું. એટલે વીશમાંથી નવ જતાં અગિયાર ગામ રહ્યાં. બાદ, કડવાસણ ગામ તેમને ઈનામમાં મળ્યું અને દેસાઈ ભાણજીભાઈને પાંચ ગામ (સાવડા, ગોરીઆવડ, બ્રાહ્મણવા, જરવલા અને નવરંગપુરા) ઔરંગઝેબે ઈનામ-બક્ષીસ આપ્યાં, એટલે સત્તર ગામ થયાં. પછી હરીસિંહજીએ હરીપરું, કુબેરસિંહજીએ કુબેરપરું અને જોરાવરસિંહજીએ ત્રણ (દેસાઈપરા, જોરાવરપરા અને હિંમતપરા) ગામો વસાવ્યાં, એટલે કુલ બાવીશ થયાં. તેમનાં એકંદરે નામ આ પ્રમાણે છે :

૧. પાટડી
૨. ગોરૈયા
૩. વડગાસ
૪. ભોજવા
૫. ઉખલોડ
૬. ખેરવા
૭. સવલાણા
૮. કમીજલા
૯. લીંબડ
૧૦. વેકરીઆ
૧૧. જેતાપુર
૧૨. ગોરીઆવડ
૧૩. બ્રાહ્મણવા
૧૪. જરવલા
૧૫. નવરંગપુરા
૧૬. સાવડા
૧૭. હરીપુરા
૧૮. કુબેરપુરા
૧૯. જોરાવરપુરા
૨૦. દેસાઈપુરા
૨૧. હિંમતપુરા
૨૨. કડવાસણ

આ ગામોનું એકંદરે ક્ષેત્રફળ ૧૬૫ ચોરસ માઈલ છે. તેમાં વસ્તી  ૧૫,૧૯૬ માણસની છે તથા કુલ ઊપજ એક લાખ રૂપિયાની છે. ઉપરાંત, નામદાર સરકાર સાથે નીચે પ્રમાણે લેવડદેવડ થાય છે :

| રૂ. આ. પા. | |
|---|---|
| ૩૨૧૯-૪-૦ | હાલ જિલ્લામાં જે ગામો છે તેના ઉપરથી પેશકશીના પ્રથમ સિક્કાઈ રૂા. ૫૬૫૨ હતા, તેમાંથી વટાવ કાપી મુંબઈગરા રૂ. ૫૨૩૫ ભરવાના હતા; પરંતુ જોરાવરપુરા તથા સાવડાની હદમાં કસ્ટમ્સ ખાતા માટે તળાવ ખોદાવવામાં જમીન ગઈ તેની નુકસાનીના સરકાર તરફથી દર વર્ષે રૂ. ૨૦૧૫-૧૨-૦ આપવાના કરેલા છે તે કાપતાં (૫૨૩૫ - ૨૦૧૫-૧૨-૦) રૂા. ૩૩૧૯-૪-૦ રહ્યા તે વૉકર સાહેબના સેટલમેન્ટ મુજબ કાઠીઆવાડ-રાજકોટ તિજોરીમાં ભરાય છે. |
| ૩૦૦૫-૮-૧૧ | દસાડા પરગણાનાં પાંચ ગામોની જમાબંધીના દસાડા થાણાદારને ભરાય છે. |
| ૪૦૦-૦-૦ | કડવાસણની સમરી સેટલમેન્ટના વિરમગામની તિજોરીમાં ભરાય છે. |
| ૨૬૮૧-૦-૦ | પરચૂરણ હક્કો ઉપરની પેશકશીના વિરમગામની તિજોરીમાં ભરાય છે. |
| ૯૩૦૫-૧૨-૧૧ | કુલ ભરવામાં આવે છે. |

નામદાર સરકાર તરફથી તેઓશ્રીને નીચે પ્રમાણે રકમ મળે છે :

| રૂ. આ. પા. | |
|---|---|
| ૧૦૨૪૭-૧૨-૬ | મીઠાના અગરના બાર હજાર રૂપિયા સિક્કાઈ મળતા હતા, તેનો વટાવ કાપી હાલ મુંબઈગરા રૂ. ૧૦૫૨૧-૧૨-૩ થાય; તેમાંથી ઈન્કમટેક્ષના રૂ. ૨૭૩-૧૫-૯ કાપી હાલ દર વર્ષે મળે છે. |
| ૧૬૩૨-૬-૨ | ધંધુકા તથા રાણપુરની દેસાઈ દસ્તુરીના મુંબાઈગરા રૂા. ૧૬૭૬-૦-૬ મળતા હતા; તેમાંથી ઈન્કમટેક્ષના રૂા. ૪૩-૧૦-૪ કાપતાં રૂા. ૧૬૩૨-૬-૨ થાય તે દર વર્ષે મળે છે. |

૪૦૦-૦-૦ લગભગ ઝાલાવાડ ગણાતા પ્રદેશની ખંડણી પર અડધા ટકા મુજબ દેસાઈ દસ્તુરીના દર સાલ પ્રમાણે.

૧૨૨૮૦-૨-૮ કુલ રકમ સરકારમાંથી મળે છે.

નામદાર દરબારશ્રી, જોકે, અંગ્રેજી જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા નથી, તોપણ તેઓશ્રીનું ગુજરાતી જ્ઞાન પોતાને જોઈએ તે કરતાં બિલકુલ ઓછું નથી. પોતે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં દૈનિક તેમ જ અઠવાડિક પત્રોના નિયમિત અભ્યાસી છે, ઉપરાંત ગુજરાતી ભાષાનાં પુસ્તકોના વાંચનના ઘણા જ શોખીન છે. તેથી તેઓશ્રી યોગ્ય દરજ્જે નવા વિચારને પણ પોષણ આપે છે અને યોગ્યતાના પ્રમાણમાં સુધારાના હિમાયતી છે. તેઓ અગત્યના વિષયમાં બહુ બારીક તપાસ કરી ખરાખોટાની બહુ નિપુણતાથી પરીક્ષા કરી શકે છે. તેઓ સંગીતના જ્ઞાતા છે. અશ્વવિદ્યામાં ઘણી કાબેલિયત ધરાવે છે અને તેથી તેઓ ઉત્તમ અશ્વોનો સારો જથ્થો મેળવી શક્યા છે. ઉપરાંત, તેઓને કોઈ પણ પ્રકારનું વ્યસન નથી તે તેમના જેવા માટે ઓછું સ્તુતિપાત્ર નથી. ટૂંકમાં, તેઓશ્રીની પ્રશંસનીય રહેણીકરણીથી પોતે નામદાર અંગ્રેજ સરકારના અધિકારી વર્ગ તરફથી પણ ઊંચું માન મેળવી શક્યા છે. તેઓશ્રી સાહેબને બ્રિટિશ અધિકારીઓ તરફથી નીચે મુજબ લખવા ઠરાવ થયો છે :

"મહેરબાન મુપલીશાન સદાક્ત વ એખલાશ નિશાન દરબારશ્રી સૂર્યમલજી સાહેબ."

હિંદના ઘણાખરા રાજકર્તાઓ સાથે તેઓશ્રી સારો સંબંધ ધરાવે છે. ઉપરાંત, પોતાની કડવા કણબીની જ્ઞાતિમાં તેઓશ્રી શિરોમણિ મનાય છે.

દરબારશ્રી સૂર્યમલસિંહજીને ગાદીવારસ એક કુમારશ્રી છે, જેમનું શુભ નામ **યુવરાજશ્રી દોલતસિંહજી** સાહેબ છે. તેમનો જન્મ સંવત ૧૯૩૭ના અષાઢ સુદ-૩ને દિવસે થયો હતો. હાલમાં તેમની વય એકત્રીસ વર્ષની છે. તેમણે રાજકોટની રાજકુમાર કૉલેજમાં છ વર્ષ રહી મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો છે. કૉલેજમાં તેઓ જેટલો વખત રહ્યા હતા તેટલા વખતમાં તેમણે પોતાના શિક્ષાગુરુઓનો સારો સ્નેહ સંપાદન કર્યો છે. તેઓ પહેલો-બીજો નંબર રાખતા હતા. તેમને સદ્‌વર્તન માટે સોનાનો ચાંદ મળ્યો છે અને સારી રીતભાતને માટે તેમના અધ્યાપકો તરફથી ઘણા ઊંચા પ્રકારનાં સર્ટિફીકેટો મળ્યાં છે.

 પાસ થયા પછી વિદ્યાર્થી તરીકેનું જીવન પૂર્ણ કરી તેઓશ્રીએ રાજવહીવટમાં પણ ભાગ લેવા માંડ્યો. પોતાના પિતાજીના વિશાળ જ્ઞાન અને અનુભવનો તેમને ટૂંક સમયમાં સારો લાભ મળ્યો, જેના પ્રતાપે થોડા સમય પર તેમને ના. મુંબઈ સરકાર તરફથી ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની સત્તા બક્ષવામાં આવી છે. તે પ્રસંગે ચોગરદમથ અભિવંદનપત્રો-માનપત્રો વગેરેનો લાંબા સમય સુધી વરસાદ ચાલુ રહ્યો હતો. તે ઉપરાંત, તેઓશ્રી જિલ્લા લોકલ બોર્ડમાં નામદાર સરકાર તરફથી સભાસદ છે. હાલ પોતે ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે ઘણી બાહોશીથી કામ ચલાવે છે. પોતાને કૉલેજ છોડ્યાને આજે સોળ વર્ષ થયાં છે, છતાં હાલ અંગ્રેજી જ્ઞાન કટાઈ ગયું નથી, ઊલટું નિયમિત વાંચનથી સુધર્યું છે અને તેથી પોતે દરેક કેસનાં પ્રોસિડિંગ અંગ્રેજી ભાષામાં જ ચલાવે છે. તેઓ કાયદાના ઘણા શોખીન છે. જાતે ઉદ્યોગી, કાર્યદક્ષ, ચાલાક, વિવેકી, સદ્‌ગુણી, માયાળુ અને દયાળુ હોવાથી જે જે તેમના સમાગમમાં આવે છે તે તે ખુશ થયા વિના રહેતા નથી. તેઓ પૂર યુવાન વયે આવી ગયા છે છતાં પણ તેમને કોઈ પ્રકારનું વ્યસન નથી, જે એક રાજકુમારને માટે આધુનિક સમયે ઓછું પ્રશંસનીય નથી. યુરોપીઅન બ્રિટિશ અમલદારો પણ તેઓશ્રી માટે ઘણો ઊંચો અભિપ્રાય ધરાવે છે. તેઓશ્રી ખરેખર મજબૂત બાંધાના, કદાવર અને દર્શનીય રાજકુમાર છે તેમ કોઈ પણ માણસ તેમની છબી પરથી કળી શકે છે.

હાલના ના. દરબારશ્રીના લઘુભ્રાતા સ્વર્ગસ્થ **દેસાઈશ્રી ચંદ્રસિંહજી સાહેબ**નો જન્મ સંવત ૧૯૦૭ની સાલમાં થયો હતો. તેઓ નાની વયથી જ જ્ઞાતિહિત તરફ લાગણી ધરાવતા હોવાથી, જ્યારે દરબારશ્રી જોરાવરસિંહજી સાહેબે સં. ૧૯૬૨ની સાલમાં જ્ઞાતિમેળો કર્યો ત્યારે સુધારાની બાબતમાં તેમણે સારો ભાગ લીધો હતો. પોતાને તથા વડીલ ભ્રાતા સૂર્યમલસિંહજી (હાલના ના. દરબાર સાહેબ)ને સં. ૧૯૧૫ના ચૈત્ર સુદ ૨ ના રોજથી જુદો ગિરાસ મળ્યો હતો; પરંતુ જ્યારે દરબારશ્રી સૂર્યમલસિંહજી તખ્તનશીન થયા ત્યારે તેમનો સવલાણાના ગિરાસનો છઠ્ઠો ભાગ ગાદીએ લીધો અને બાકીનો ગિરાસ વગેરે તમામ દેસાઈશ્રી ચંદ્રસિંહજી સાહેબને સ્વાધીન કર્યો હતો. દેસાઈશ્રી ચંદ્રસિંહજી વેપાર- ઉદ્યોગની બાબતમાં સારું લક્ષણ આપતા હોવાને લીધે પાટડીના વેપારીઓનું મહાજન તેમને ત્યાં મળી પોતાનામાં પડેલી તકારારોનો નિવડો લાવતું;

તેમ જ તેઓ સં. ૧૯૪૦થી ૧૯૪૭ સુધી 'ધિ પાટડી વેપારોત્તેજક કંપની'ના અધ્યક્ષ હતા. તદુપરાંત, તેઓ સં. ૧૯૪૮ થી ૧૯૫૨ સુધી 'ગૌરક્ષક સભા'ના અધ્યક્ષ અને નેતા હતા, જે બાબત તેમની દયાળુ ધાર્મિક લાગણીની ઘણી સારી પ્રતીતિ આપે છે. તે અરસામાં લગભગ ૧૨ વર્ષ સુધી તેમણે રાજકારણમાં પણ સારો ભાગ લીધો હતો. પોતાને પ્રાપ્ત થયેલી જાગીર ઉપરાંત રીબડી ગામનો વાંટો વગેરે મિલકત વધારી પોતાની સંપત્તિમાં વધારો કર્યો હતો. તેઓશ્રી સં. ૧૯૫૨ના શ્રાવણ વદ ૩ના રોજ પોતાની પાછળ દેસાઈશ્રી નારાયણસિંહજી તથા હીરસિંહજી એમ બે પુત્રો મૂકી સ્વર્ગવાસી થયા.

**દેસાઈશ્રી નારાયણસિંહજી**નો જન્મ સં. ૧૯૩૦ના કારતક વદ અમાસના દિવસે થયો હતો. ગુજરાતી કેળવણી પાટડીમાં લઈ રહ્યા બાદ મુંબઈમાં રહી અંગ્રેજી સાતમા ધોરણ સુધી તેમણે અભ્યાસ કર્યો છે. ના. કુમારશ્રી દોલતસિંહજીના અભ્યાસ દરમિયાન તેઓ સં. ૧૯૫૦ની સાલમાં તેમના કમ્પેનિયન તરીકે રહ્યા હતા. સં. ૧૯૬૨ની સાલમાં જ્યારે પાટડીમાં અંગ્રેજી સ્કૂલ ઉઘાડવાની હિલચાલ કરી તે વખતે તેનું ફંડ વગેરે ભરાવવાના કામમાં તેમણે સારો ભાગ લીધો હતો; અને અત્યાર સુધી પોતે તે સ્કૂલના કામકાજમાં સારી કાળજી રાખી રહ્યા છે. ના. કુમારશ્રીના નામે ભાગથી પાટડીમાં 'શ્રીકૃષ્ણ કોટન પ્રેસ'નું કારખાનું બાંધ્યું છે, જેથી પાટડીના રૂના ઉદ્યોગમાં સારો વધારો થયો છે; અને વ્યાપારીઓને સંતોષવાની તેમની ઉત્તમ કાર્યપદ્ધતિ ઘણી વખાણવા લાયક ગણાય છે. "શ્રી ક. પા. શુભેચ્છક સમાજ"ની વડોદરા ખાતે ભરાયેલી બેઠકમાં - સં. ૧૯૬૭ની સાલમાં પોતે ભાગ લીધો હતો; અને તેમના હાથથી નામદાર ગાયકવાડ સરકાર સયાજીરાવને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. ઉપરાંત, ઉક્ત સમાજની મૅનેજિંગ કમિટીના તેઓ મેમ્બર-વ્યવસ્થાપક છે અને જ્ઞાતિસુધારા માટે તેઓશ્રી અંતઃકરણથી પ્રયત્ન કરે છે. સં. ૧૯૬૭ તથા ૧૯૬૮માં ના. દરબાર સાહેબે બે વખત જ્ઞાતિહિત માટે મેળાવડા કરેલા તે પ્રસંગે ઘણી લાગણીથી જ્ઞાતિસુધારણાર્થે તેમણે કરેલો પ્રયાસ પ્રશસંનીય છે. છેલ્લા મેળાવડા વખતે મહામંડળની સ્થાપના થઈ ત્યારે તેના ફંડમાં નાણાં ભરાવવા માટે તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. દેસાઈશ્રી નારાયણસિંહજીને પ્રતાપસિંહજી, અજીતસિંહજી તથા રણજીતસિંહજી નામે ત્રણ પુત્રો અને બહેન હરીલક્ષ્મીબા તથા વિજયાગૌરીબા નામે બે પુત્રીઓ

છે, જેમને કેળવવા તરફ તેઓ સારું લક્ષ આપે છે. મોટા પુત્ર **દેસાઈશ્રી પ્રતાપસિંહજી** હાલ મેટ્રિકની પરીક્ષામાં બેસનાર છે.

દેસાઈશ્રી ચંદ્રસિંહજીના નાના પુત્ર **દેસાઈશ્રી હીરસિંહજી**નો જન્મ સં. ૧૯૩૩ના ભાદરવા વદ ૧૧ના દિવસે થયો હતો. ગુજરાતી કેળવણી લીધા બાદ તેમણે અંગ્રેજીનો પણ સાધારણ અભ્યાસ કર્યો છે. પોતે રાજકારભારમાં સારો ભાગ લેતા હોવાને લીધે તેમણે સં. ૧૯૫૧ થી ૧૯૫૬ સુધી પાટડી સ્ટેટના હજુર દફતરનું અને સં. ૧૯૫૬ થી ૬૮ સુધી ન્યાયાધીશનું કામ કર્યું છે. 'શ્રીકૃષ્ણ પ્રેસ' બંધાવવાના કામકાજમાં તેમ જ જ્ઞાતિના મેળાવડાઓમાં પોતાના વડીલ ભાઈની સાથે પોતે પણ સારો ભાગ લીધો હતો. 'શ્રી ક. પા. હિતવર્ધક મહામંડળ'નો વહીવટ કરનારી મંડળીના તેઓ સભાસદ છે અને તેમાં જિગરથી ભાગ લે છે. તેમને પ્રભાતસિંહજી અને વિઠ્ઠલસિંહજી નામે બે પુત્રો તેમ જ બહેન સુભદ્રાબા નામે પુત્રી છે, જેમને કેળવણી આપવા તરફ લક્ષ આપવામાં આવે છે.

દેસાઈશ્રી નારાયણસિંહજી તથા હીરસિંહજીએ પોતાની એસ્ટેટમાં સારો વધારો કર્યો છે. 'શ્રી ક. પા. હિતવર્ધક મહામંડળ'ના ફંડમાં રૂા. ૨,૦૦૦ ની રકમ પોતાના પિતાશ્રીના નામથી ભેટ આપી તેમણે પોતાની ઉદારતા બતાવી આપી છે.

❀ ❀ ❀

## પ્રકરણ-૬

## રાજસ્થાનની જુદી શાખા

મરાઠી ફોજે રંગોજીની સરદારી નીચે ચઢી આવી વિરમગામને લાંબા સમય સુધી ઘેરો ઘાલ્યો તેથી આખરે પાટડી વગેરે ગામો પોતાને સ્વાધીન રાખી વિરમગામનું રાજ્ય દેસાઈથી ઉદયકરણજીના પુત્ર ભાવસિંહજીએ મરાઠાઓને સોંપ્યું તે હકીકત આગળના પ્રકરણમાં ૮૯માં પાને આવી ગઈ છે. દેસાઈશ્રી ઉદયકરણજીને ભુખણદાસ, જયકરણદાસ, લાલદાસ અને પરભુદાસ નામના ભાઈઓ હતા. દેસાઈથી ઉદયકરણજી પછી થયેલ દેસાઈશ્રી ભાવસિંહજીએ વિરમગામ છોડી પાટડીમાં ગાદી કરી ત્યારે તેમના સઘળા કુટુંબીઓ પણ ત્યાં સાથે ગયા હતા, પરંતુ પાછળથી અમદાવાદ ખાતેના પેશ્વાના પ્રતિનિધિને દેસાઈ ભુખણદાસ સાથે ઘણો નાતો થવાથી તેણે તેમને પાટડીની મુખ્ય જાગીરમાંથી અમુક ગામો જુદાં કાઢી પેશ્વા તરફથી ખાસ હવેલી બંધાવી આપી વિરમગામમાં સ્વતંત્ર રાખ્યા. તદુપરાંત, પોતાની હકુમતમાંથી પણ બીજાં ૧૨ ગામો[૧] આપીને દેસાઈ ભુખણદાસની જાગીરમાં વધારો કરી આપ્યો; તેથી દેસાઈઓની મુખ્ય શાખાના બે જુદા જુદા ભાગ પડી ગયા. આમ, દેસાઈ ઉદયકરણજીના વંશજોએ પાટડીમાં અને દેસાઈ ભુખણદાસના વંશજોએ વિરમગામમાં રાજ્ય કરવા માંડ્યું. તેમના બીજા ભાઈઓ પૈકી દેસાઈ જયકરણદાસને વડગાસમાં ગિરાસ મળવાથી તે ત્યાં જઈને વસ્યા.[૨]

દેસાઈ ભુખણદાસ વિરમગામ આવ્યા ત્યારે તેમના ભાઈ લાલદાસ તથા પરભુદાસ તેમની સાથે આવવાથી પહેલાને પોતાના ગામ સચાણામાં ગિરાસ આપ્યો, જેમના વંશજો અત્યાર સુધી તે ભોગવે છે; જ્યારે બીજા ભાઈ પરભુદાસને પણ ગિરાસ મળેલો, જેમના વંશજોમાં હાલ **મુનસફ**

---

૧. પોતાની જાગીરનાં ઘોડા, થુલેટા વગેરે ગામો ઉપરાંતનાં પેશ્વાના સૂબા તરફથી મળેલાં બાર ગામો પોતાની ત્રણ પેઢી સુધી વિરમગામના દેસાઈઓને ભોગવ્યાં, પરંતુ પાછળથી ખાલસા કરવામાં આવ્યાં હતાં.



૨. તેમના વંશમાં હાલ દેસાઈ લલુભાઈ બાવનજી તથા દેસાઈ ભૂપતસિંહજીના પુત્રો વગેરે છે.

**સાહેબ કરસનદાસભાઈ**, દેસાઈ કાળીદાસ હરજીવનદાસ તથા દેસાઈ ઝીણાભાઈ વગેરે કાકાના કુટુંબી તરીકે ઓળખાય છે.

દેસાઈ ભુખણદાસના પરાક્રમથી પ્રસન્ન થઈ દામાજી ગાયકવાડના સેનાપતિ રગોજીએ સં. ૧૭૮૦માં વૌઠા મુકામે તેમને સુખપાલ તથા અબદાગિરિ ભેટ આપ્યાં હતાં. સં. ૧૭૯૨-૯૩માં તેમણે અમદાવાદના સૂબા રત્નસિંહ ભંડારીની સામે થવામાં દામાજી ગાયકવાડને મદદ કરી હતી, જેથી દામાજીરાવે તેમને શિરપાવ આપ્યો હતો; તથા બાવળાના પટેલ માલજીદાસને કેદમાંથી મુક્ત કર્યા હતા. સં. ૧૭૯૯માં તેમણે વિરમગામમાં સદાવ્રત સ્થાપ્યું હતું, જે હાલ સુધી ચાલુ છે. સં. ૧૮૦૦માં પોતે સંઘ કાઢી લશ્કર સાથે દ્વારિકાની યાત્રા કરી હતી. તે વખતમાં કમાલુદ્દીન બાબીએ પેશ્વાના સૂબા પાસેથી અમદાવાદ શહેર પોતાના કબજે કર્યું હતું, તેની સાથે મસલત કરી લડાઈ કર્યા વિના અમદાવાદ શહેર પેશ્વાના પ્રતિનિધિને પાછું સોંપાવેલું. તે બદલ ના. પેશ્વા સરકારે તેમને સં. ૧૮૧૩ના કાર્તીક સુદ-૨ને મંગળવારે સચાણા ગામ પાલખીમાં ભેટ આપ્યું તથા વિરમગામ પરગણાની દેસાઈગીરી અને ચુંવાળ પરના કેટલાક હક્કો કરી આપ્યા હતા; ઉપરાંત ગામે ગામ સ્વતંત્ર પસાયતાં કાઢી આપ્યાં હતાં, જે હાલ સુધી ચાલ્યાં આવે છે. સં. ૧૮૧૪ના અરસામાં તેમણે પેશ્વાના સરદાર શંકર મહાદેવને ખંભાત પર સવારી કરવામાં મદદ કરી હતી તથા ચરોતરનાં ૪૦૦ ગામોની સલામી ઉઘરાવી હતી. સં. ૧૮૧૯ના અરસામાં હળવદના રાજા ગજસિંહજી પાસેથી તેમના ભાઈ સાયલાના ઠાકોર સેંહસાભાઈએ ધ્રાંગધ્રા પડાવી લઈ હળવદ પર ચડાઈ કરવા વિચાર કર્યો હતો, ત્યાં પેશ્વાનું તથા કમાલુદ્દીન બાબીનું સૈન્ય લઈ ઝાલાવાડના દેસાઈ તરીકે ભુખણદાસે ધ્રાંગધ્રા રાજ્ય ગજસિંહજીને પાછું સોંપાવ્યું હતું. તેમને ગાયકવાડના પ્રખ્યાત સેનાપતિ બાબાજીરાવ સાથે પણ સારો સ્નેહ હતો. તેઓ લાંબા સમય સુધી શાંતિભર્યું રાજ્ય ભોગવી સં. ૧૮૨૩ના મહા માસમાં વૈકુંઠવાસી થયા.

તેમને દેસાઈ દયાળજીભાઈ, મનોરદાસ તથા નરહરદાસ નામના ત્રણ પુત્રો હતા. રાજવારસામાં ટિલાયા ફટાયાની રીત ચાલતી હોવાથી મોટા પુત્ર **દેસાઈ દયાળજીભાઈ** ગાદી ઉપર આવ્યા અને મનોરદાસ તથા નરહરદાસને ગરાસ મળ્યો હતો. દેસાઈ **દયાળજીભાઈ**એ સેનાપતિ બાબારાવને ઝાલાવાડની સત્તાના સંબંધમાં મદદ કરી હતી, તેથી તેમને

સૂરજમુખી તથા સુખપાલ શિરપાવમાં મળ્યાં હતાં. દે. દયાળજીભાઈ શાંતિથી રાજ્ય ભોગવી સ્વર્ગવાસી થયા. તેમને દેસાઈ નરસિંહદાસ, દેસાઈ ફત્તેહસિંહ તથા દેસાઈ ભૂપતસિંહ નામે ત્રણ પુત્રો હતા. મોટા પુત્ર દે. નરસિંહદાસ ગાદી પર આવ્યા. દે ફત્તેહસિંહ અપુત્ર ગુજરી ગયા અને દે. ભૂપતસિંહને ગિરાસ મળ્યો. તેમના વંશજો હાલ નાના ઘરવાળા એ સંજ્ઞાથી વિરમગામમાં પ્રસિદ્ધ છે.

દે. નરસિંહદાસને દે. પ્રહ્લાદજી તથા દે. બાપુભાઈ નામના બે પુત્રો હતા. પોતે થોડો વખત રાજ્ય ભોગવી સ્વર્ગવાસી થયા, તેથી સં. ૧૮૫૦ના અરસામાં તેમના પુત્ર દે. પ્રહ્લાદજીભાઈ ગાદીએ આવ્યા.

દે. પ્રહેલાદભાઈ ઘણા હિંમતવાન હતા. વાઘ જેવાં ઘાતકી પ્રાણીઓને કાબૂમાં રાખી છૂટાં ફરતાં હતા. તેમણે સં. ૧૫૫૮ - સને ૧૮૦૨ના ફેબ્રુઆરીમાં કડીના મલ્હારરાવ સાથેના યુદ્ધમાં ના. ગાયકવાડ સરકાર તરફથી ભાગ લીધો હતો. સં. ૧૮૬૨માં યાત્રા કરી આવ્યા હતા. તેઓ સં. ૧૮૭૬મા વૈકુંઠવાસી થયા. તેમને સંતતિમાં માત્ર એક પુત્રી જ હોવાથી તેમના પછી તેમના નાના ભાઈ દે. બાપુભાઈ સં. ૧૮૭૬ના પોષ સુદ-૧૫ના દિવસે ગાદીએ બેઠા. તે જ અરસામાં પેશ્વાની ગાદી ઉપર થયેલા છેલ્લા બાજીરાવ બીજાને અંગ્રેજ સરકારે હરાવી તેમનો સઘળો મુલક ખાલસા કર્યો. તેથી વિરમગામ તાલુકો અંગ્રેજ સરકારના તાબામાં આવ્યો. આ પ્રમાણે થવાથી દેસાઈઓ ઝાલાવાડમાં જઈને સલામી ઉઘરાવતા તે રૂઢિ બંધ પડી; એટલે તેમને દેસાઈ દસ્તુરી વગેરે તરીકે જે મળતું હતું તે બદલ રાજકોટ તથા વિરમગામની તિજોરીમાંથી અમુક રકમ આપવાનું ઠર્યું, જે હાલ સુધી તેમના વંશજોને મળે છે. સને ૧૮૨૭ની ૩૧મી ઓક્ટોબરે મે. પી. એમ. કર્નલ મેલ્વીલ સાહેબે પોતાના રિપોર્ટમાં મુંબઈ સરકારને લખ્યું છે કે, "ભુખણદાસ પછી દયાળજી, નરસિંહદાસ અને હાલના દેસાઈ બાપુભાઈ થયા. પરગણાની દેસાઈગીરીનું કામકાજ કુટુંબની આ શાખાને સોંપવામાં આવ્યું છે. દેસાઈ તરીકેના તેમના બધા હક્ક ઝાલાવાડમાં ફેલાય છે, પણ ના. અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી તેમના હક્કો વિરમગામ પરગણાની બહાર બરાબર સ્વીકારાતા નથી. ધંધુકા પરગણાની દેસાઈગીરી પણ તેમના કબજામાં છે, એટલે કે ઝાલાવાડમાં સલામીના નામે સવારી લઈ જનાર અને ચુંવાળ પર પોતાનો 'ચીરડાં'નો હક્કો વસૂલ કરનાર દેસાઈશ્રી બાપુભાઈ છેલ્લા હતા." તો પણ

તેમના વખત સુધી વિરમગામ તાલુકાની ઊપજ વસુલ કરવાનું કામ તેમની જ મારફત ચાલતું. ઢાળ કરવા તથા માંખળો જોખવા વગેરે કામ પર તેમની પસંદગીનાં માણસો મોકલવામાં આવતા અને તેઓ ઉપર દેખરેખ રાખનાર તજવીજદારો પણ તેમના તરફથી નીમવામાં આવતા; પરંતુ વીઘોટીનો વહીવટ થયા પછી આ પદ્ધતિ બંધ પડી છે. સં. ૧૮૯૧માં તેમણે બે વખત યાત્રાઓ કરી હતી. રાજપૂત સંસ્થાનમાંથી પસાર થતાં ત્યાંના પ્રખ્યાત બહારવટિયા ઢોકળસિંહ સાથે ભેટો થયો, પણ દેસાઈશ્રીની પ્રતિભાશાળી મૂર્તિ જોતાં જ તે તેમનો મિત્ર અને મદદગાર થઈ ગયો. સને ૧૮૫૮ - સં. ૧૯૧૪ના દેશી સિપાઈઓના બળવા વખતે ચુંવાળના મેવાસીઓ મોટું હુલ્લડ કરવાની તૈયારીમાં હતા તેવા અણીના વખતે સરકારી સૈન્ય સાથે પોતાનું સૈન્ય લઈ ત્યાં ગયા અને શેહ તેમજ સ્નેહથી તેમને હુલ્લડ કરતા અટકાવી ના. સરકારની ઉત્તમ સેવા બજાવી હતી. તે વખતે પાટડીમાં રાજ્ય કરતા દેસાઈશ્રી કુબેરસિંહજીને રાજકાજમાં સારી મદદ કરી તેમણે પાટડીની ગાદી સાથેનો અસલ સંબંધ સાચવ્યો હતો. સં. ૧૯૧૮ના અરસામાં નળકાંઠાના દદુકા ગામે ના. ગવર્નર સાહેબ પધાર્યા ત્યારે તેમની મુલાકાત વખતે તેમણે તથા તેમના સેક્રેટરી મે. હોપ સાહેબે સૂચના કરી હતી, તેથી વિરમગામમાં દેસાઈશ્રીના હાથે સરકારી ગુજરાતી સ્કૂલની સ્થાપના થઈ હતી. તેઓ મજબૂત કદાવર બાંધાના તથા પ્રતિભાશાળી હોવાથી કોઈ યુરોપીઅન મુસાફરે તેમની છબી લઈ લંડન શહેરના સંગ્રહસ્થાનમાં મોકલી હતી. તેમના વખતમાં દેસાઈ કુટુંબે શ્રી વલ્લભાચાર્યજીનો વૈષ્ણવ પંથ સ્વીકાર્યો હતો. તેઓ ઘણા ધાર્મિક વિચારના હતા, તેથી ગામના સંસ્કૃત વિદ્યાર્થીઓને પોષણ આપતા હતા. અફીણ વગેરે પ્રકારનાં વ્યસનોથી તેઓ મુક્ત હતા. ઉત્તરાવસ્થામાં ઈશ્વરોપાસનામાં પોતાનું શેષ આયુષ્ય ગાળી સં. ૧૯૨૦ના પોષ સુદ-૧૨ના રોજ ૭૫ વર્ષની ઉંમરે વૈકુંઠવાસી થયા.

દે. બાપુભાઈને કુબેરસિંહજી તથા જીબાવા નામે બે પુત્રો હતા. મોટા કુંવર કુબેરસિંહજી સમગ્ર મહાજનના આવકાર વચ્ચે તખ્તનશીન થયા અને જીબાવાને ગિરાસ આપવામાં આવ્યો. દેસાઈશ્રી કુબેરસિંહજી ઘણા બુદ્ધિવાન તથા બાહોશ પુરુષ હતા. સંગીત, અશ્વ અને અસ્ત્રશસ્ત્ર વિદ્યા ઉપર તેમણે સારો કાબૂ મેળવ્યો હતો. ગુજરાત અને કાઠીઆવાડનું મુખદ્વાર વિરમગામ હોવાથી જતા-આવતા સંગીતના ઉસ્તાદો અને તાયફા તેઓના

સંગીતના શોખથી આકર્ષાઈ દરબારમાં મુજરો કર્યા સિવાય જતા નહીં  અને તે જ પ્રમાણે દેસાઈશ્રી તરફથી પણ તેમનો સત્કાર થયા સિવાય રહેતો નહીં. ના. જામ સાહેબ પણ સંગીતના શોખીન હોવાથી પોતાને ત્યાં જલસા વખતે તેમને તેડાવ્યા હતા. ગમે તેવા નિરંકુશ અશ્વને કાબૂમાં રાખવામા તેમ જ બંદુકની ગોળીથી નિશાનો પાડવામાં તેઓ નમૂનેદાર રાજવી ગણાયા હતા. વિદ્યા પરત્વે પણ તેઓ સારો શોખ ધરાવતા હતા. પોતાની પાછળ દે. કેશવભાઈ, દે. પ્રતાપસિંહજી, દે. રણછોડભાઈ તથા દે. બળદેવભાઈ નામે ચાર પુત્રો મૂકી તેઓ સં. ૧૯૨૩ના આસો સુદ-૪ના દિવસે ૪૮ વર્ષની વયે દેવલોક પામ્યા.

**દેસાઈશ્રી કેશવભાઈ** પિતાના સ્વર્ગવાસ પછી ગાદી પર આવ્યા. તેમનો જન્મ સં. ૧૮૯૬માં થયો હતો. તેમની આખી કાર્યકીર્તિ દરમિયાન વિરમગામની ઘણીખરી જાહેર સેવામાં તેમણે અગ્રભાગ ભજવ્યો છે. મ્યુનિસિપાલિટી સ્થપાઈ ત્યારથી તેમાં અને તાલુકા લોકલ બોર્ડમાં પોતાની હયાતી સુધી તેઓ સરકારી સભાસદ તરીકે નિમાયા હતા. વિરમગામની મ્યુનિસિપાલિટી તરફથી ના. ગવર્નર સાહેબને માનપત્ર આપવાની પોતે ક્રિયા કરી હતી. ધ્રાંગધ્રાના મહારાજા માનસિંહજી સાહેબ સાથે સારો સંબંધ હોવાથી તેઓ સાહેબ તેમને ત્યાં મિજબાન તરીકે પધાર્યા હતા. સુલેહસંપના ચાહનાર હોવાથી, વિરમગામની જ્ઞાતીમાં તડ પડેલાં તે વખતે ગોસ્વામી શ્રી દેવકીનંદનાચાર્યજી સાથે પોતે પણ અગ્ર ભાગ લીધો હતો. સુધારાને ચાહતા હોવાથી મરણ પાછળનાં જમણો અટકાવવા સં. ૧૯૫૪ની સાલમાં પોતાને જ ઘેરથી પહેલ કરવા અને તેટલા જ પૈસા જ્ઞાતિહિતના કોઈ પણ કાર્યમાં આપવાનું સ્તુત્ય પગલું ભરતા હતા, પરંતુ કેટલાક સંમત નહીં થવાથી પોતે તેમ કરી શક્યા નહોતા. તેઓ સત્ય બોલવામાં કોઈ વખતે પાછીપાની કરતા નહીં. ગમે તેવું નુકસાન થાય તો પણ તેઓ સત્ય જ બોલતા, એ તેમનામાં એક ખાસ ગુણ હતો. નળકંઠામાં એક કેશવપરું નામનું ગામ વસાવી તેમણે પોતાની એસ્ટેટમાં વધારો કર્યો હતો. સં. ૧૯૫૫ના વૈશાખ વદ અમાસના દિવસે સચેતાવસ્થામાં ઈશ્વરસ્તવન કરતા હતા, પોતાની પાછળ દે. રાયસિંહજીભાઈ નામે એક જ પુત્ર મૂકી તેઓ પંચત્વને પામ્યા હતા. તેમના એક ભાઈ દે. પ્રતાપસિંહજી હાલ ૬૮ વર્ષની વયના છે, બીજા ભાઈ દે. રણછોડભાઈ  સં. ૧૯૬૬માં ૬૩ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા છે અને કનિષ્ટ બંધુ

દે. બળદેવભાઈ ૩૫ વર્ષની વયે જ વૈકુંઠવાસી થયા હતા. દે. રણછોડભાઈમાં તેમના પિતાના કેટલાક ગુણો ઊતરી આવેલા હતા. સંગીતકલાના તેઓ જાણકાર હતા તેમ જ યાદશક્તિ એવી સારી હતી કે તિથિ-વાર સાથે બનેલા બનાવો કહી આપતા. સુધારા તરફ ખાસ ઈચ્છા રાખતા. અશ્વવિદ્યા અને શરાફી કામકાજમાં પણ તેઓ તેવા જ બાહોશ હતા.

**દેસાઈશ્રી રાયસિંહજીભાઈ** પોતાના પિતાની પાછળ ગાદી ઉપર આવ્યા છે. તેમનો જન્મ સં. ૧૯૨૦માં થયેલો, એટલે હાલમાં તેમની ઉંમર ૪૮ વર્ષની છે. ગુજરાતી અભ્યાસ કર્યા બાદ તેમણે અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. તેમના તાબામાં હાલ ૨,૦૦૦ માણસની વસતીવાળાં અને સોળ હજાર વીઘામાં વિસ્તરાયેલાં ઘોડા, થુલેટા, કેશવપુરા, સચાણા અને હરીપુરા નામે પાંચ ગામો છે. તેમની વાર્ષિક ઊપજ આશરે રૂા. ૨૦,૦૦૦ની છે. તેમને ના. મુંબઈ સરકાર તરફથી કમિશનની ખાસ સત્તા મળી છે, જેના આધારે તેઓ નાફરમાન રૈયતનો ઉત્પન્નનો માલ જપ્ત કરી શકે છે. આવી સત્તા અમદાવાદ જિલ્લામાં ભાગ્યે જ બીજા ઈનામદાર-જમીનદારને મળી હશે, તો પણ તેઓ પોતાની રૈયત ઉપર સંપૂર્ણ પ્રેમ રાખે છે. તેમણે છપ્પન અને અડસઠના દુષ્કાળોમાં રૈયતની સારી સંભાળ રાખી છે. કૉન્સીલીએટર તરીકે શરૂઆતથી જ તેઓ સારી કાળજી રાખી કામ કરે છે, તેથી અમદાવાદ જિલ્લાના કોઈપણ કૉન્સીલીએટરને નહીં મળેલી તેવી ખાસ સત્તા તેમને આપવામાં આવી છે. તેમના સમન્સને અમાન્ય કરનારને ફોજદારી રાહે ૬ માસની સજા અને રૂા. ૫૦૦ સુધી તેઓ દંડ કરાવી શકે છે. વિરમગામ મ્યુનિસિપાલિટીના તેઓ કાઉન્સીલર અને ચેરમેન છે, તેમ જ જિલ્લા લોકલ બોર્ડના પણ તેઓ સભાસદ છે. વિરમગામની દરેક જ્ઞાતિ તેમને સારું માન આપે છે અને ક. પાટીદારો તો તેમને પોતાના શિરોમણી ગણે છે. ગામ સમસ્તનાં કાર્યોમાં ઘણી વખતે તેમને જ અગ્રેસર તરીકે પસંદ કરવામાં આવે છે. તેમની ઉદારતા ખાસ પ્રશંસનીય છે. તેમણે 'ક, પા. હિ. મહામંડળ'ના ફંડમાં રૂા. ૩,૦૦૦ જેવી મોટી રકમ બક્ષિસ આપી છે. જાહેર સેવા અને દુષ્કાળ વગેરે પ્રસંગોએ પોતાથી બની શકે તે પ્રમાણે તન, મન અને ધનથી તેઓ મદદ કરે છે. ઉપરાંત હુન્નર-ઉદ્યોગ અને ખેતીવાડીનાં પ્રદર્શનોનો તેઓ કાળજીપૂર્વક લાભ લે છે. મુંબઈના ના.

ગવર્નર સાહેબના પ્રમુખપણા નીચે પૂનામાં ભરાયેલા ખેતીવાડીના પ્રદર્શનમાં તેમને આમંત્રણ હોવાથી તેઓ ગયા હતા; તેમ જ દિલ્હી દરબારમાં પણ ના. સરકાર તરફથી નિમંત્રણપત્ર આવવાથી પોતે હાજરી આપી હતી. પોતાના પિતાજીની માફક પોતે પણ સુલેહસંપના સાચા હિમાયતી છે, જેથી ગામની દરેક કોમ, હિંદુ-મુસલમાન કોઈ પણ પોતાની જ્ઞાતિમાં ઝઘડા-વઘરા ચાલે તે વખતે સમજૂતી પર આવવા-માંહોમાંહેનો રસ્તો કાઢી આપવા માટે તેમને વીનવે છે અને તેઓ બનતા પ્રયત્ને કુસંપ મટાડી દે છે. હિંદુસ્થાનનાં ઐતિહાસિક તેમ જ ધાર્મિક સ્થળોની તેમણે મુલાકાતો લઈ સારું જ્ઞાન મેળવ્યું છે, તેમ જ કોઈ પણ જાતનાં હોકો, બીડી કે અફીણ જેવાં વ્યસનોથી મુક્ત છે. તેમને પાટવીકુમાર દેસાઈશ્રી લાલસિંહજી, શિવસિંહજી, વિજયસિંહજી અને અંબાપ્રતાપ નામે ચાર પુત્રો છે. દે. શિવસિંહજીની વય ૨૦ વર્ષની છે. તેઓ અશ્વવિદ્યા અને સંગીતના શોખીન છે. તેઓ અંગ્રેજી, ગુજરાતી તેમ જ ઉર્દૂ અને સંસ્કૃત ભાષા જાણે છે. પોતાના વડીલ બંધુ કુમારશ્રી લાલસિંહજીભાઈની માફક પોતે પણ સુધારાના કામકાજમાં - સમાજમાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે; અને કામકાજમાં પ્રસંગોપાત્ત મદદ કરે છે.

**કુમારશ્રી લાલસિંહજી** તે હાલના દરબારશ્રી દેસાઈ રાયસિંહજીના પાટવી કુમાર છે. તેમનો જન્મ સં. ૧૯૪૩ના અષાઢ સુદ-૧૧ના દિવસે થયો હતો, એટલે હાલમાં તેમની ઉંમર ૨૫ વર્ષની છે. વિદ્યાર્થી-અવસ્થાથી જ તેઓ ગંભીર અને શાંત સ્વભાવના હોવાથી હાઈસ્કૂલના હેડમાસ્તરે તેમને 'સંપૂર્ણ સંતોષકારક વર્તન'નું સર્ટિફીકેટ આપ્યું છે. તેમણે અંગ્રેજી ભાષાનો મેટ્રિક સુધી અભ્યાસ કર્યો છે. તેઓ અંગ્રેજી ભાષાનું સારું જ્ઞાન ધરાવે છે, તેમ જ સામાન્ય રીતે પોતે વિદ્યાવિલાસી હોવાને લીધે તેઓ મરાઠી, ઉર્દૂ, સંસ્કૃત અને ફ્રેન્ચ ભાષાઓ પણ સમજી શકે છે. વાંચનના તેઓ ખાસ વ્યસની છે. દૈનિક, સાપ્તાહિક અને માસિક પત્રો તેઓ નિયમિત રીતે વાંચે છે, તેમ જ તેમણે ઐતિહાસિક, ધાર્મિક અને સાહિત્યનાં પુસ્તકોનું સારું અવલોકન કર્યું છે, જેથી તેમનું ગુજરાતી જ્ઞાન ઊંચા પ્રકારનું છે. કુમારશ્રી ૧૫ વર્ષની નાની ઉંમરથી જ નિયમિત નોંધપોથી રાખે છે. ૧૭ વર્ષની ઉંમરથી વક્તા તરીકે તેઓ બહાર આવ્યા છે. કોઈ પણ વિષય ઉપર તેઓ વ્યાખ્યાન આપવા માટે તૈયાર થઈ શકે છે. 'શેહનશાહી દિલ્હી દરબાર' નામે અગત્યનું પુસ્તક થોડા વખતમાં તેમના તરફથી બહાર

પડનાર છે. તેઓ ગુજરાતી ગ્રંથોને તેમ જ જ્ઞાતિના ગ્રંથકારોને યોગ્ય ઉત્તેજન આપે છે.

હિંદુસ્થાનનાં ઘણાંખરાં પ્રદર્શનો, પરિષદો, સમાજો, કૉન્ફરન્સો અને કૉંગ્રેસ જેવાં મંડળોમાં તેમણે ભાગ લીધો છે, તેમ જ રાજકોટ ખાતે ના. ગવર્નર સાહેબે ભરેલા દરબારમાં અને છેલ્લા દિલ્હી દરબારમાં પણ તેમણે હાજરી આપી હતી. ઘણાં ખરાં ધાર્મિક અને ઐતિહાસિક સ્થળોની મુલાકાત લઈ તેમણે તે સંબંધી સારું જ્ઞાન મેળવ્યું છે. તેઓ સનાતન હિંદુ ધર્મના હિમાયતી છે. તેમણે અધર્મયુક્ત રિવાજો દૂર કરાવવા - સુધારાર્થે સારો પ્રયાસ કર્યો છે. પોતાની જ્ઞાતિ પરત્વે અત્યંત દિલસોજી ધરાવે છે. જ્ઞાતિના અભ્યુદયાર્થે કૉન્ફરન્સની હિલચાલ ઊભી કરનાર તેઓ પોતે જ હતા. પરંતુ તે હિલચાલ મંદ પડવાથી વિરમગામ ક. પા. હિતવર્ધક મંડળના સભાસદો સાથે જિગરથી ભાગ લઈ 'શ્રી ક. પા. શુભેચ્છક સમાજ' વિરમગામમાં ભરવાના કાર્યમાં અગ્રેસર તરીકે તેમણે ભાગ લીધો હતો. 'રીસેપ્શન કમિટી'ના તેઓ પ્રમુખ હતા. 'સમાજની મૅનેજિંગ કમિટી'ના તેમ જ બાવળા 'નીતિવર્ધક પુસ્તક શાળા'ના તેઓ પ્રમુખ છે. સં. ૧૯૬૮ના દુષ્કાળમાં તેમણે ઢોરોની સંકટ નિવારણ કમિટીમાં ઉપપ્રમુખ તરીકે ભાગ લીધો હતો અને ઊંઝામાં શ્રી ઉમિયા માતાજીના પ્રથમના મેળા વખતે તેમના પ્રમુખપણા નીચે ધર્મને લગતાં ભાષણો થયાં હતાં, જે વખતે તેમણે પોતે પણ સુધારા વિષે એક સ્મરણીય ભાષણ આપ્યું હતું. ઘણીખરી સભાઓમાં તેઓ ભાષણો આપે છે અને તેમનાં ભાષણો ઉત્સાહપૂર્વક વંચાય છે.

એક વિદ્વાનને છાજે તેવા ધૈર્ય, શાંતિ આદિ દરેક ગુણ તેમનામાં વાસ કરી રહ્યા છે, એટલું જ નહીં પરંતુ કોઈ પણ પ્રકારના વ્યસનથી તેઓ મુક્ત છે. પોતે માત્ર ૨૫ વર્ષની ઉંમરના હોવા છતાં સમર્થ નીતિવાન, ધર્મિષ્ઠ અને સુલેહસંપના ચુસ્ત હિમાયતી છે, તેમ જ સ્વકોમમાં પેસી ગયેલા અધર્મયુક્ત રિવાજો દૂર કરાવવા બનતો પ્રયત્ન કરે છે. જ્ઞાતિબંધુઓ તરફ તેમની સારી લાગણી છે.

આપણે આગળ પાન ૮૫-૮૭ પર જોઈ ગયા તે પ્રમાણે વિરમગામમાં રહેનાર મારફતીઆ દેસાઈઓનું કુટુંબ પણ પ્રાચીન સમયથી મહબ્બાદાર અને જમીનદાર છે. તેમના વડીલો વિરમગામ તાલુકાની અને

આસપાસની જકાત ઉઘરાવી બીજા કેટલાક હક્કદારોના હક્કહિસ્સા પતાવી  મોટી રકમ સરકારમાં ભરતા હતા, પરતુ સં. ૧૮૭૩માં ના. અંગ્રેજ સરકારના અમલની શરૂઆતથી ઘણીખરી જકાત ઉઘરાણી બંધ પડવાથી તેમની ઊપજ પણ ઘટી ગઈ. સં. ૧૮૬૩ સુધી તેમના વડીલોએ માંડવીની જકાત (ગામની આવક-જાવક, રાહદારી, ઢોરોનાં વેચાણ પરની, તાલુકાની તથા ફરતાં નાકાંની) વસૂલ કરી, પરંતુ તે જ સાલમાં ના. સરકારે આવા પ્રકારની તમામ જકાત કાઢી નાખી ત્યારે સઘળા હક્કદારોને વર્ષાસન કરી આપી સંતોષ્યા, તે વખતે આ મારફતીઆ દેસાઈઓને પણ દે. નરહર ભક્તિદાસ તથા હરજીવન વલ્લભદાસના નામથી રૂા. ૩,૩૦૦ સુધીનું વર્ષાસન બાંધી આપ્યું હતું, જે દશ વર્ષ સુધી નિયમિત ચૂકવ્યા પછી અડધું કરી નાખવામાં આવ્યું હતું. સં. ૧૯૧૭ની સાલમાં તે રકમના દશ પટ કરી આશરે ૧૬-૧૭ હજાર રૂપિયા રોકડા આપી વર્ષાસન બંધ કરવામાં આવ્યું. માંડવી ઉઘરાવવાની સત્તા ઉપરાંત આ કુટુંબના દેસાઈઓને બે ગામો હતાં, તેના બદલે તેમને સરકારમાં અમુક રકમ ભરવી પડતી; પરંતુ જકાત મારફતમાથી તેમને સારી રકમ મળતી હોવાથી તથા ગામો પર દેખરેખ રાખવા પૂરતા અવકાશના અભાવે તે ગામો તેમણે સરકારને સ્વાધીન કરી દીધાં છે; તો પણ તે કુટુંબ પાસે હાલ મોભા પ્રમાણે જમીનજાગીર છે. સુધારાની હિલચાલ પ્રતિ આ કુટુંબ ઘણા સમયથી દિલસોજી ધરાવતું આવ્યું છે અને ધરાવે છે.

❋ ❋ ❋

# ચોથો ખંડ

## પ્રકરણ-૧
## કુલીનતાની ઉત્પત્તિ

અમદાવાદ શહેરને ગુજરાતની રાજધાની કર્યા પછી તેના પર રાજ કરનાર સ્વતંત્ર સુલતાનોએ તેને આબાદ કરવા તરફ ખાસ ધ્યાન આપ્યું અને શહેરની આબાદીમાં વૃદ્ધિ કરવાના હેતુસર તેઓ હિંદુ-મુસલમાન વચ્ચે ચાલતી ધર્માંધતાને પણ વીસરી ગયા હતા. તેથી શહેરની વધતી જતી આબાદીને લીધે આસપાસનાં અને દૂર દૂરના ગામોની ઘણીખરી વસ્તીએ આવીને શહેરમાં વાસ કરવાનું ધાર્યું. પરંતુ મુસલમાનોથી ખીચોખીચ ભરાઈ ગયેલા શહેરમાં હિંદુઓને જગા મળી નહીં, જેથી ઘણા મુસલમાન સરદારોએ પોતાના નામથી શહેર બહાર પરાંઓ વસાવ્યાં, જેમાં અમદાવાદની આબાદી જોઈ આબાદ થવાની જિજ્ઞાસાવાળા આસપાસના ગરીબ લોકો પણ આવીને વસવા લાગ્યા; તેમ જ શહેર નજીકના ભાગોના ગરીબ ધંધાદારીઓ પણ પોતાનો રોજગાર આ પાદશાહી પરાંઓમાં સારો જામશે એવા ઈરાદાથી ત્યાં આવી આવીને રહ્યા હતા. આ પ્રમાણે થવાથી શહેર ફરતાં પરાંઓની આબાદી પણ શહેરના જેવી જ વધી ગઈ. તે વખતે અમદાવાદ શહેરને ફરતાં ૧૧૦ પરાંઓ થઈ ગયાં. એક ઉસ્માનપુરામાં જ ૧૨,૦૦૦ દુકાનો હતી.[૧] આ પ્રમાણે જે લોકો ત્યાં આવી આવીને વસવા લાગ્યા તેનો મોટો ભાગ કડી પ્રાંતના કણબીઓનો તેમ જ પાટણ શહેરના ખત્રીઓ અને નાનામોટા વેપારીઓનો હતો. મહંમદ બેગડાની ચાંપાનેર ઉપરની જીત પછી ચાંપાનેર શહેરની અસંખ્ય વસતીનો મોટો ભાગ પણ આ શહેર અને ફરતાં પરાંઓની વસ્તીમાં અને ઉદ્યોગમાં વૃદ્ધિ કરવા લાગ્યો. આ શહેર અને પરાંઓની આબાદી વખતે ફરતાં ગામડાંઓની ખેતીવાડીની પણ સારી આબાદી હતી. અમદાવાદની



૧. 'ગુજરાત સર્વસંગ્રહ' - પાન ૪૪૮

સુલતાનોએ પોતાના મોજશોખની ખાતર બાગબગીચા, ઝાડપાન અને ખેતીવાડી વધારવા તરફ ખાસ લક્ષ આપ્યું હતું. એટલે જે કણબીઓ જમીન-જાગીર વડે પોતાની આબાદી વધારવાનું ચાહતા હતા તેઓએ શહેર ફરતાં ગામડાંઓમાં વાસ કરી, ખેતીવાડી કરીને પોતાની સ્થિતિ સુધારવા માંડી અને જેમને જમીન વગેરે સાધનો નહોતાં તેમ જ પોતે શહેરમાં આવી પોતાની સ્થિતિ સુધારવા ચાહતા હતા તેઓએ ત્યાંના - શહેરના વેપારીઓ સાથે રહી પોતાની આજીવિકા ચલાવવા માંડી. અસારવા, ગોમતીપુર, અહમદપુરા, રખીઆલ વગેરે પરાંઓમાં તેઓને ફાવતું આવ્યું તેવા વેપારીઓ સાથે વસવાટ કરીને કીનખાબ, મશરૂ, અતલસ-ગજીઆણી ને જરી માલ વગેરે તરેહના વણાટકામમાં પડ્યા. જેમ જેમ વખત ગયો તેમ તેમ કામકાજમાં આબાદ નીવડતા ગયા, જેથી મોટા વેપારીઓના તાબે રહી ધંધો ચલાવવાનું બંધ કરી સ્વતંત્ર રીતે પોતાનો ધંધો ખેડવા લાગ્યા. તે વખતે તેઓ એવા ઉત્તમ કામ કરનારા નીવડ્યા હતા કે તેમને વણાટના કામના દર વાર દીઠ રૂ. ૩૦૦-૪૦૦ તેઓને મળતા અને સિંધિયા, હોલ્કર, ગાયકવાડ, નિઝામ વગેરેના રાજદરબારમાં તેમના માલને સારું માન-ઉત્તેજન મળતું; તદુપરાંત બહારના યુરોપાદિ દેશોમાં પણ તે માલ જતો એટલે તેમને પુષ્કળ પૈસા મળતા હતા. આ પ્રમાણે હોવાથી દિનપ્રતિદિન તેઓ એવા તો આબાદ થઈ ગયા કે વેપાર-રોજગાર ઉપરાંત ધીરધાર અને શરાફી કામકાજ પણ કરવા લાગ્યા.

ચાંપાનેર ભાગ્યા પછી જે કણબી દેસાઈ જમીનદારો ત્યાં ઘણી સારી સ્થિતિ ભોગવતા હતા તેઓ પણ આ તરફ આવ્યા અને તેઓ તથા તેમનો સરદાર વર્ગ પ્રારબ્ધ અને પુરુષાર્થના યોગે એકવાર ફરીને વિરમગામમાં પૂર્ણ જાહોજલાલીમાં જાગીરદાર બન્યા, જે હકીકત આપણે પાછળ જોઈ ગયા છીએ. આ વખતે અમદાવાદ શહેરની જાહોજલાલી ઉપરાંત તે પાટનગર હોવાને લીધે રાજદરબારમાં પોતાની લાગવગ જાળવવા-વધારવા તેમ જ અન્ય રાજકાજનાં કામ માટે તેઓમાંથી એક બાહોશ પુરુષે અમદાવાદ ખાતે કાયમ રહેવું પડતું હતું. તદુપરાત, ખુદ રાજપદધારી પુરુષોએ પણ પ્રસંગોપાત્ત ત્યાં આવી વાસ કરવો પડતો હતો. આવા પ્રસંગોએ ફરતા પરાંઓ અને શહેરમાં રહી આબાદ થયેલા ગૃહસ્થ-વસીલાવાળા કણબીઓને ત્યાં તેમના અંતઃકરણપૂર્વકના આવકારથી દેસાઈઓ ઉતારો કરી લાંબા વખત સુધી રહેતા હતા. વિરમગામ પાટડીનો

દેસાઈ વર્ગ એકલો જ નહી, પરંતુ કડી પ્રાંતના અમીનો, દશકોશી, ભાલ અને દંઢાવ્ય વગેરે વિભાગના સારા સારા મુખી આગેવાનો પણ આવતા-જતા અને આ ગૃહસ્થ કણબીઓને ત્યાં સારો સત્કાર પામતા હતા.

શહેરના આ ગૃહસ્થ કણબીઓ સર્વાંશે લાયક હતા. તેમના પરિવારમાં મનુ ભગવાનની આજ્ઞા[1] પ્રમાણે સ્ત્રીઓનું લાલનપાલન થતું હતું.

**पितृभिर्भातृभिश्चताः पतिभिर्देवरैस्तथा ।**
**पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥**

(मनुस्मृति : ३-५५)

પોતાની પુત્રી અને પુત્રવધૂમાં કોઈ પ્રકારનો ભિન્નભાવ રાખવામાં આવતો નહોતો. તેમની આવી ઉત્તમ પ્રકારની ગૃહસ્થાઈ, દાનાઈ, ઉદારતા અને નિઃસ્વાર્થ સરભરા-સેવાચાકરીથી તેઓ આખી જ્ઞાતિમાં પંકાયા હતા. પોતાના ઉદ્યોગના પરિણામે શહેરના અમલદાર વર્ગમાં પણ તેઓ લાગવગવાળા થઈ પડ્યા હતા, જેથી પ્રસંગોપાત્ત પોતાના જમીનદાર-રાજદ્વારી સગાઓને તેમના રાજકાર્યમાં સારી મદદ કરતા અને જરૂરના વખતે સ્થિતિના પ્રમાણમાં ધીરધાર પણ કરતા. તેમના આવા અનેક સદ્‌ગુણોને લઈને તેમને ત્યાં દેસાઈ વગેરે જાગીરદાર વર્ગ પોતાની પુત્રીઓના સંબંધ કરવા તત્પર થયા અને ઘણા માન સાથે આવા સંબંધ થયા; કારણ કે દૂર દૂરથી પરાંઓમાં આવી વસેલા કણબીઓ તે વખતે જાહોજલાલીના ઉચ્ચ શિખરે પહોંચ્યા હતા. દેસાઈઓની સાથે આવા પ્રકારના સંબંધમાં આવનારાઓમાં પહેલું અહમદપુરાનું અમુક કુટુંબ હતું, કે જેઓ હાલ હેમતપરા સંજ્ઞાથી ઓળખાય છે. મોટાના પગલે પગલે ચાલનારી દુનિયામાં કણબીઓ અસલથી ઘણા ભલા અને કદરદાન ગણાય છે. દેસાઈ વગેરે જમીનદારો-જાગીરદારો સિવાય બીજાં પણ કુટુંબો અહમદપુરાના ખાનદાન કુટુંબ સાથે સંબંધો જોડવાને લલચાયાં અને પોતાની પુત્રીઓ આપવાનો આગ્રહસર પ્રયત્ન કરવા લાગ્યાં. વિરમગામ, પાટડીના જમીનદારો પોતાની કન્યાઓ જ્યાં આપે છે ત્યાં અમારે પણ દેવી, એવા અભિમાનને લીધે, તેમ જ ગામડાંઓમાં રહી પૈસા પ્રાપ્ત કરી



૧. "કન્યાના માબાપો, ભાઈઓ, પતિ તથા દિયરો જો બહુ કલ્યાણ મેળવવા ઈચ્છતાં હોય તો તેઓએ કન્યાનો આદર-સત્કાર કરવો તથા વસ્ત્રોથી અને આભૂષણોથી તેઓને શણગારવી."

જરા સ્થિતિવાળા થવાથી અન્ય ભાઈઓમાં મહબ્બાદાર ગણાવાના લોભની

ખાતર, અને મુખ્યત્વે કરી પોતાની પુત્રીઓને ખેતીવાડીની મહેનતમાંથી બચાવી તેમને શહેરના ગૃહસ્થોને ત્યાં સુખી થયેલી જોવાની ઈચ્છાથી આસપાસના ઘણાખરા કણબી ભાઈઓ આ કુટુંબોને પોતાના દ્રવ્યબળે કરીને કન્યાઓ આપવા લાગ્યા. હેમતપરાના એક જ કુટુંબમાં જમીનદારોના મોટાજથા માટે જોઈએ તેટલા વર ન મળી શકે તે વાત સંભવિત છે, એટલે તેમને પણ તાણ પડવા લાગી. જેથી હેમતપરાના આ કુટુંબે પોતાને લાગતાંવળગતાં બીજાં સારાં કુટુંબો સાથે તેમના સંબંધ કરાવા માંડ્યા. આથી બીજાં સાત કુટુંબો પણ પંકાયાં અને કન્યાઓ દેવામાં હેમતપરાના કુટુંબની સાથે પહેલાં ગણાયાં. તે વખતનાં આ આઠ કુટુંબોનાં ધીમે ધીમે આઠ થડાં બંધાયાં અને તે આઠે થડાં પોતાની ઉત્તમ રહેણીકરણીથી માન પામતાં રહ્યાં. દર દશ વર્ષે આવતી લગ્નસરા વખતે કન્યાઓના પિતાઓ આ આઠ કુટુંબોમાંથી વર પ્રાપ્ત કરવાની પડ-આખડ કરવા લાગ્યા અને વરના બાપને છાના-છપના સારી ભેટ-બક્ષિસો આપવા લાગ્યા. લગ્નસરામાં પોતાની કન્યા પરણવી જ જોઈએ, એવી માન્યતાને લીધે જયારે સઘળા ગૃહસ્થોને આ આઠ કુટુંબોમાંથી વર પ્રાપ્ત કરવાની વિટમ્બણાઓ પડી ત્યારે તેમના જ ગામના (પરાંના) બીજા લાયક ગૃહસ્થોમાં આ આઠ કુટુંબના આગેવાનોની દરમિયાનગીરીથી સંબંધ થવા લાગ્યા, જેમની સંખ્યા અનિશ્ચિત થઈ; કારણ કે આઠ કુટુંબના વસવાટવાળાં પરામાં દરેક સારા સારા ઘેર કન્યાઓ અપાવા લાગી, એટલે કે તે કુટુંબો ઉપરાંત બીજાં પણ સારાં કુટુંબોમાં કન્યા દેવાનો ચાલ પડી ગયો. તેઓએ પણ આઠ કુટુંબોની ઉત્તમ રીતભાતનું અનુકરણ કરી તેમના કરતાં પોતાનામાં કોઈ પ્રકારની ઊણપ લાગવા દીધી નહીં અને પોતાને ત્યાં પાટડી, વિરમગામ, દશકોશી, ભાલ વગેરે ઠેકાણેથી કન્યાઓ આપવા આવનાર સારા સારા કણબીઓનો યોગ્ય સત્કાર કરી તેમનો સ્નેહ સંપાદન કર્યો. ઉપરાંત, શહેર આસપાસના જે જે મુખી-મતાદારોને શહેરની અદાલતો સાથે રાત-દિવસ પ્રસંગ પડતો તેમનો સત્કાર કરી નામ કાઢ્યું. તેમની આવી ઘણા લાંબા વખતની વર્તણૂકથી પાંચ-સાત વિવાહોના પ્રસંગ જતાં જતાં આ કુટુંબોમાં જ કન્યાઓ દેવાની રૂઢિ ફરજિયાત થઈ પડી, જેથી શહેર અને ફરતાં પરાંઓમાં વસતાં કુટુંબોનાં ફરજંદો કુળવાન

ગણાયાં. જેમના બાપદાદાઓ પોતાને ત્યાં કન્યા દેનારાઓ પ્રતિ સન્માન અને સમાનતાની લાગણીથી જોતા તે દિનપ્રતિદિન ઓછું થવા લાગ્યું અને

તેમનાં ફરજંદો એક ખાનદાન કુટુંબના પરિવાર તરીકે, પડી ગયેલી પ્રથાના આધારે હદ ઉપરાંત પૂજાવાથી, પોતાની જાતને બીજાઓ કરતાં ચઢતા દરજ્જાની, અને તેમને ત્યાં આવી કન્યાઓ આપી જનારાઓને પોતાનાથી નીચા દરજ્જાના ગણવા લાગ્યા. આવા અનુચિત વિચારોને લીધે તેમના હૃદયમાં જે અભિમાને વાસ કર્યો તેનાં બીજાં પણ કારણો એ હતાં કે ધંધા-રોજગારમાં તેમની સ્થિતિ આગળ પડતી હોવાને લીધે જ્ઞાતિના વડા-વડાઓના તે સંબંધી થયેલા એટલે પૂજ્ય મનાતા હતા. તે સમયમાં જ્યારે ઊંઝામાંથી લગ્ન નીકળતાં ત્યારે પહેલાં અસારવામાં વસ્તા ઘેલજી પટેલના પૂર્વજોને ત્યાં લગ્નપત્રિકાનો પડો આવતો, ત્યારે સઘળા કણબીઓને અસારવા તેડાવી લગ્નતિથિ વંચાતી અને સહુ તે પ્રમાણે લગ્ન કરતા.

તે અરસામાં મુસલમાનોનું રાજ્ય હોવા છતાં પણ મુસલમાની ધર્માધતાએ તેમને અગવડ પાડી નહીં. પરંતુ પરિવર્તન-ફેરફાર એ કુદરતનો નિયમ હોવાથી ગુજરાતના પાટનગરની આબાદીની જે જાહોજલાલી હતી તેવી રહી શકી નહીં. સ્વતંત્ર સુલતાનો પાછળના વખતમાં મોજીલા થવાથી તેમની સત્તા નબળી પડી ગઈ; અને છેવટે ઈ.સ. ૧૫૭૩માં દિલ્હીના મોગલ શહેનશાહ અકબરે ગુજરાત પ્રાંત જીતી લીધો, ત્યારથી ગુજરાત દિલ્હીનો ખંડીયો મુલક બન્યો અને દિલ્હીથી સૂબાઓ આવીને ગુજરાત પર અમલ કરવા લાગ્યા. પરંતુ તેમના અનિશ્ચિત સમયની કાર્યકીર્તિમાં ઘણી અવ્યવસ્થા ચાલવા લાગી, જેથી શહેર અને પરાં તેમ જ ગુજરાતી આબાદીમાં ઘણો બગાડ થઈ ગયો. ગુજરાતની જાહોજલાલી વિશે વિવિધ વાતો છેક મહારાષ્ટ્ર સુધી ફેલાયેલી હતી, તેથી મરાઠાઓ લલચાઈને ગુજરાતનાં માતબર બંદરો ઉપર વારંવાર હલ્લા કરવા લાગ્યા. સુરત, ભરૂચ, ખંભાત વગેરે ધનાઢ્ય શહેરો લૂંટાયાં અને સૂબાઓના અવ્યવસ્થિત રાજઅમલનો લાભ લઈ ધીમે ધીમે તેઓ ગુજરાતના પાટનગર સુધી આવ્યા. દામાજી ગાયકવાડ અને રંગોજી વગેરે મરાઠી સરદારોની સરદારી નીચે તેઓ વારંવાર અમદાવાદ પર ચઢી આવવા લાગ્યા. પરાંઓ લૂંટાવા લાગ્યાં. તેથી ઘણા ગૃહસ્થો અને કણબીઓ જેમ જેમ લાગ ફાવતો આવ્યો તેમ તેમ શહેરના ગરીબ થઈ ગયેલા મુસલમાનોનાં ઘરો ખરીદ કરતા ગયા અને શહેરની અંદર વસવા લાગ્યા. કેટલાક કણબીઓને તે વખતે પોતાના સગેવહાલે - સાસરે કે મોસાળમાં - પાટડી, સુરત, વિરમગામ, વડોદરા વગેરે સ્થળે જઈને વસવાનું જ્યાં અનુકૂળ

જણાયું તે તરફ તેઓ ગયા અને ત્યાં પોતાનો ધંધો-રોજગાર જામવાથી કે ગિરાસ મળવાથી અમદાવાદને નમસ્કાર કરી ત્યાં જ કાયમને માટે વાસ કરીને રહ્યા.

આખરે દિલ્હીના સૂબાઓએ મરાઠાઓથી કંટાળી અમદાવાદ પર તેમની અડધી સત્તા કબૂલ રાખી, એટલે ગુજરાત પર બેવડી સત્તા થઈ. સં. ૧૮૦૯-૧૦ - ઈ.સ. ૧૭૫૧-૫૩માં રઘુનાથરાવ પેશ્વા અને દામાજી ગાયકવાડે મોટું સૈન્ય લઈ અમદાવાદ પર સવારી કરી દોઢ વર્ષ સુધી ઘેરો રાખ્યો, અને તેને ફરતાં તમામ પરાંઓ લૂંટીને ઉજ્જડ કર્યાં. એટલું જ નહીં પણ મરાઠી સૈન્ય પોતાને જોઈતા બળતણને માટે તે પરાંઓનાં મકાનોની વળીઓ અને મોભ વગેરે કાઢીને બાળી નાખ્યાં. આ વખતે લગ્નસરામાં લગ્નનો પડો વધાવનારા વસ્તા ઘેલજી વાળાઓ અસારવાથી નીકળી શહેરના શાહપુર વિભાગમાં આવીને રહ્યા હતા, જેથી લગ્નપત્રિકાઓ અસારવાને બદલે અમદાવાદ શહેરમાં આવવા લાગી. લગ્ન વધારનાર આ કુટુંબની સ્થિતિ તે વખતે પહેલાંના જેવી નહોતી અને જ્ઞાતિનો ધનાઢ્ય વર્ગ કે જે દેસાઈ જમીનદારોની સહાયથી કુળવાન ગણાયો હતો તે શહેરમાં આગેવાન ગણાતો હતો. એટલે લગ્ન વગેરે વધાવવાની બાબતમાં કુળવાનોએ પોતાનો હાથ ઘાલ્યો અને પોતાને ત્યાં ઊંઝામાંથી પરભાર્યો પડો મંગાવી વાંચવા લાગ્યા, જેથી તે પ્રમાણે એક નવી પ્રથા શરૂ થઈ. ઈ.સ. ૧૭૫૩-૫૪માં અમદાવાદ, હિંદુ રાજાઓના હાથમાં આવ્યું એટલે મુસલમાનોનું મટી હિંદુઓનું રાજ્ય થયું તેથી ઘણાં હિંદુ કુટુંબો શહેરમાં વસ્યાં. તે વખતે પેશ્વા અને ગાયકવાડની બેવડી સત્તાથી તેમના સૂબાઓ રાજ્ય ચલાવતાં, તેથી શહેર સુખશાંતિમાં નહોતું. આવી સ્થિતિમાં ઈ.સ. ૧૭૯૯ - સં. ૧૮૫૫ના વિવાહ આવ્યા ત્યારે કુલીન કુટુંબોની સ્થિતિ ઘણી અગવડભરેલી હતી, જેથી ચાંલ્લાપુરતમાં માત્ર રૂા. ૫૧ લેવાતા હતા. દશ વર્ષનો અમલ ગયા બાદ શહેરમાં વસતા કુલીન કણબીઓ કાંઈક ઠેકાણે પડ્યા એટલે ઈ.સ. ૧૮૦૯ - સં. ૧૮૬૫માં ફરીથી વિવાહ આવ્યા ત્યારે ચાંલ્લાની રકમ રૂા. ૫૧ને બદલે રૂા. ૧૦૧ સુધી[1] આવી અને લગ્ન રૂડી રીતે પસાર થયાં. મરાઠા રાજ્યની અંધાધૂંધીનો ૬૦ વર્ષનો જમાનો પૂરો થયો એટલે ઈ.સ. ૧૮૧૭માં બાજીરાવ પેશ્વાને હરાવી ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ તેનો



૧. રા.બ. શેઠ બહેચરદાસનો સરકારી રિપોર્ટ.

સઘળો મુલક ખાલસા કર્યો, જેથી ગુજરાત અને તેનું પાટનગર અમદાવાદ કંપની સરકારની છાયા તળે ગયું. અમદાવાદ અને ગુજરાતની ઉન્નતિનો અરુણોદય થયો. દિનપ્રતિદિન વસ્તી વધવા લાગી અને વેપાર-રોજગાર સુખશાંતિથી ચાલવાને લીધે પ્રજા આબાદ થતી ચાલી, તેમ જ બહારગામ જઈ વસેલા ઘણા કણબીઓ ફરી શહેરમાં આવીને વસવા લાગ્યા. ઈ.સ. ૧૮૨૦ - સં. ૧૮૭૬ના વિવાહ આવ્યા તે વખતે કંપની સરકારના અમલને લીધે સુખશાંતિ હતી, એટલે કુલીન શહેરીઓની દશા સુધરી હતી. તેથી કન્યાઓના પિતા પાસેથી ચાંલ્લા તરીકે રૂા. ૨૦૧ લેવાતા હતા.[૧] આ વખતે અસલનાં ખાનદાન ગણાતાં કુલીન કુટુંબોની સ્થિતિ સુધરી હતી, તો પણ તેમની ઉત્તમ રહેણીકરણીમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. પરંતુ ઘણાં વર્ષોથી તેમનાં કુટુંબોને કન્યાઓ આપવાની પ્રથા પડી ગયેલી હોવાને લીધે તેમાં ફેરફાર થઈ શક્યો નહીં, કારણ કે લાંબા સમયે લાયકાત જોવાની ટેવ બિલકુલ ઓછી થઈ ગઈ અને જે કુટુંબોમાં તેમના બાપદાદા કન્યાઓ આપતાં ત્યાં જ આપવી, એવું દૃઢ થઈ ગયું હતું. આવી એકતરફી દૃષ્ટિનું પાછળથી કેવું અનિષ્ટ પરિણામ આવ્યું તે આગળના પ્રકરણમાં સમજાશે.





૧. રા.બ. શેઠ બહેચરદાસનો સરકારી રિપોર્ટ.

## પ્રકરણ-૨

## કુલિનતાનું પરિવર્તન : કુટિલતા

સ્વતંત્ર સુલતાનોના સમયમાં જામેલી શહેરને લગતી પ્રજાની જાહોજલાલી ૧૬મા સૈકાના અંતથી નષ્ટભ્રષ્ટ થવા લાગી, તે સાથે તેની આસપાસનાં પરાં અને ખુદ શહેરમાં વસવાટ કરી રહેલા - કુલીન થઈ પડેલા કણબીઓની પણ છૂપી છૂપી અવદશા બેઠી હતી; તો પણ બાપદાદાની પ્રથાને પૂર્ણ અંશે માન આપનારા પાટીદારોએ, પૂજ્ય ગણાયેલા કુળવાનોનાં દશાવશ થઈ ગયેલાં ફરજંદોને પણ પહેલાંના જેટલું જ માન આપ્યું; તેમને પૈસા આપી આપીને પણ પોતાની પુત્રીઓ આપવાનું ચાલુ જ રાખ્યું. આ પ્રમાણે થવાથી ખાસ ઉત્તમ ગુણોને લીધે પૂજાયેલા કણબીઓનાં કુટુંબોને કાયમી કુલીનતા પ્રાપ્ત થઈ અને તે મરાઠી રાજઅમલના અંધાધૂંધીવાળા સમયે પણ ઝાંખી પડી નહીં, અથવા વિસરાઈ શકી નહીં. પાછળથી જ્યારે ઈસ્ટ ઈન્ડિયા કંપનીના હાથમાં ગુજરાતનું રાજ્ય આવ્યું અને સર્વત્ર શાંતિ ફેલાઈ ત્યારે અમદાવાદ શહેરની ફરીને આબાદી થવા લાગી, તે સાથે તેમાં વસવાટ કરી રહેલા આપણા કુલીન કણબીઓની સ્થિતિએ પણ નવું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. જેમ જેમ તેઓ પૈસેટકે સુધરતા ગયા તેમ તેમ ઘણાંખરાં કુટુંબોની કુલીનતામાં નહીં ધારી શકાય તેવું દર્શન થવા લાગ્યું, તો પણ તેમને કન્યાઓ આપનારા દેસાઈ, પટેલો, અમીનો, જમીનજાગીરદારો, વતનદારો અને મુખી-મતાદારો વગેરેએ તેમની વિશેષ શ્રદ્ધાથી સેવા કરવા માંડી. પરિણામે, તેમની અગાઉની અવદશા વખતે પેસી ગયેલા લોભનો દુર્ગુણ વિશેષ પ્રદીપ્ત થતો ચાલ્યો. કુલીનોએ પોતાના ઉત્તમ ગુણો ટકાવી રાખવાનું મહાકઠિન વ્રત ખાનદાનીની ખરી તપાસ કરનારાઓના અભાવે તજી દીધું વળી, પોતાનામાં અલૌકિક ઉત્તમતા છે એવો ભાવ હૃદયમાં દૃઢીભૂત કરી બેઠા. આવા પ્રકારના વિપરિત વિચારોથી ભાગ્યદેવી પણ ધીમે ધીમે તેમની સાથે રુસણાં કરવા લાગી.



સં. ૧૮૮૬ - ઈ.સ. ૧૮૩૦ના વિવાહ આવ્યા ત્યારે ચારે તરફ શાંતિથી ધંધારોજગાર ચાલતા હોવાને લીધે સઘળા કણબીઓ ઠેકાણે પડેલા

હતા. શહેરમાં કન્યાઓનાં સગપણ કરવા આવનાર ઉમેદવારોની લાયકાત - કન્યા લાયક છે કે નહીં, તે તપાસવાની જગ્યાએ કુળવાનોએ પોતાનાં ખીસ્સાં ભરવાની વધારે દરકાર કરી, એટલે કે જે વધારે પૈસા આપે તે વર ઝડપી જાય ! આ વિવાહ પ્રસંગે વરના બાપે તે ઉમેદવારો - કન્યાનાં માબાપ પાસેથી રૂા. ૨૦૦ થી રૂા. ૪૫૦ સુધી માગ્યા; અને તેમને મળ્યા પણ ખરા ! પોતાના જમાઈ-વરરાજાને પૂજ્ય માની કન્યાદાન આપનારાઓ પોતાની સ્થિતિ પ્રમાણે જે દાન-દક્ષિણા-ભેટ આપતા હતા તે હવે સ્વૈચ્છિક ભેટ મટીને પુરત-ચાંલ્લો થઈ પડ્યો. મોટી મોટી રકમોની પૈઠણો થવા લાગી. જમાઈનાં સગાંવહાલાં કે જેઓ વરરાજાના રસાલાનાં માણસો ગણાતાં હતાં તેમને પણ કન્યાના પિતા તરફથી જે ભેટ-સોગાદ મળતી તેની પણ તાણાતાણ કરી, કર-કરીઆવરના નામે પ્રથમથી જ કબૂલાતો લેવા માંડી. ટૂંકામાં કહીએ તો, આ પ્રમાણે કન્યાના પિતા પાસેથી જેમ બને તેમ વધારે પૈસા મેળવવાની પેરવીઓ પ્રયોજાવા લાગી. જે કુલીન કુટુંબોમાં વહુ અને બેટીને સરખું જ માન મળતું હતું, જડ લક્ષ્મી કરતાં ચેતન લક્ષ્મી-પુત્રવધૂની વિશેષ દરકાર રાખવામાં આવતી હતી તે જ ઘરોમાં માત્ર પૈસાને ખાતર વહુઓને માથે અનેક પ્રકારના સિતમો ગુજરવા લાગ્યા. કર-કરીઆવરને નામે બિચારી અનાથ બાળાઓને અસંખ્ય અગવડો પડવા લાગી, કારણ કે આપવા-મૂકવાના રિવાજોએ હક્કનું તીવ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. અમદાવાદ શહેરમાં જ કન્યાઓ આપવાનો જે કુટુંબોએ પ્રાચીન વખતથી ઠરાવ કર્યો હતો અને જેમના બાપદાદાઓએ પોતાના ગજા ઉપરાંત ખર્ચ કર્યાં હતાં તેમના ટેકીલોપુત્રોને પોતાની કન્યાઓ માટે કુલીન વરો મોંઘા પડવા લાગ્યા, કેટલાકને મળી શક્યા નહીં; એટલે ફૂલનો દડો અને બાહ્ય વર જેવા શરમ-ભરેલા રિવાજનો ભાવે-કભાવે પણ આશ્રય લેવાની ફરજ પડી; પરંતુ પોતાને દેવાનાં શહેરનાં અમુક કુટુંબો સિવાય અન્ય લાયક કુટુંબોમાં પણ પોતાની કન્યાઓ આપી નહીં. એટલે તેમના મનથી તો તેમણે જૂની ખાનદાની જાળવી ! આ પ્રમાણે કરવામાં તેમની પૂરેપૂરી પાયમાલી થઈ. કોઈ આબરૂ જાળવવા આ વિવાહ વખતે દેવું કરી, દોઢ માસની હોય તો પણ પુત્રીને પરણાવે ત્યારે બીજા વિવાહ વખતે તે જ કન્યાનો સસરો પોતાના દીકરાને બીજે પરણાવી પુરત તથા કર-કરીઆવરથી પોતાની કોથળી ભરે ! પહેલાં પરણાવેલી બાળક કન્યાને ન તો તેડે, કે ન તો છૂટકો આપે, કે ન તો ખોરાકી આપે ! પરંતુ રવડાવી-રખડાવી જિંદગીભર હેરાન કરે, ત્યારથી

છૂટકો માગવાનો તથા આપવાનો ખરેખરો અનાચારી રિવાજ શરૂ થયો. પ્રથમનાં ભરેલાં નાણાં બરબાદ કરી પોતાની પુત્રીને માથે બીજો ભરથાર કરવા ફરીને નવેસરથી ખર્ચ કરી નવું ઘર શોધવાની મહા શરમભરેલી રૂઢિ અખત્યાર કરવા સિવાય બીજો રસ્તો રહ્યો નહીં.

દશ વર્ષ પછી સં. ૧૮૯૬ - ઈ.સ. ૧૮૪૦ની સાલમાં વિવાહ આવ્યા એટલે વરની પુરતનો આંકડો રૂા. ૨૦૦ થી રૂા. ૬૦૦ સુધી વધી ગયો; તો પણ આસપાસનાં ગામોમાંથી આવનારા, વરની શોધ કરવા માટે એકબીજાના ઉપર પડવા લાગ્યા ! પરંતુ સેંકડો રૂપિયા ખર્ચ કરવા છતાં પણ પુત્રીને સુખ આવતું નહીં. સગાઈ કરે ત્યારથી જ કર-કરીઆવરના નામે વાંધા-સાંધા પડતા અને પરણે ત્યારે તથા પુરત અને ચૂડો પહેરાવે ત્યારે પણ સારી રકમ આપવી પડતી. છતાં પણ ઘણા લાડકોડમાં, દહીં દૂધમાં ઊછેરેલી પુત્રી ક્વચિત જ સાસરેથી આવી આંસુડાં પાડ્યા સિવાય રહેતી ! સાધારણ માણસોની જ નહીં, પરંતુ જમીનજાગીરદાર કે રાયની કન્યા હોય તો પણ ભાગ્યે જ તેને સાસરામાં સુખ મળતું. અનેક તરેહની આવી અગવડોને લીધે પાટીદાર કુટુંબોમાં પુત્રીનો જન્મ અનેક આફતોની આગાહીરૂપ મનાવા લાગ્યો. કોઈને ત્યાં પુત્રીનો જન્મ થતો કે તરત જ તે બિચારી સુવાવડી સ્ત્રીને સંતાપવામાં આવતી; તેમની બાળકીઓ રોતી કકળતી હોય તેની કોઈ દરકાર રાખતું નહીં, કે માંદી પડે ત્યારે 'છોડી તો પથરો છે' એવી માન્યતા પેસી જવાથી, તેની ઔષધાદિથી સારવાર કરવામાં આવતી નહીં. તદુપરાંત, એવી એવી વાતો સંભળાતી કે અમુક પોળના કૂવામાંથી મરેલી છોડી મળી આવી, અમુક ઘેર છોકરી કાલે તો સાજીતાજી હતી ને આજે તો મરણ પામી. એટલે જાણે કે બાળકીઓને જાણી જોઈને જ મારી નાખવામાં આવતી હોય તેવો શક જનસમાજને ઉત્પન્ન થવા લાગ્યો. આ કોમ સિવાયની, મિથ્યાભિમાની અને અમુક જ કુળમાં ને ગામમાં કન્યાઓ દેવાની પ્રથાવાળી બીજી જ્ઞાતિઓમાં પણ પુત્રીઓને દૂધ પીતી કરવાનો રિવાજ હોવાનો મોટો શક જનસમાજમાં પેઠો હતો, તે વખતે કડવા કણબીની જ્ઞાતિને શિરે પણ એ કલંક હવે મુકાવા લાગ્યું; અને બાળકી-હત્યાની અનેક ચર્ચાઓ ના. સરકારના જાણવામાં પણ આવી.

સને ૧૮૩૯માં ગુજરાતના જ્યુડિશિયલ કમિશનર સિવિલ સરવન્ટ મે. હટ સાહેબ હતા. તેમની કચેરીમાં બાળકીઓની હત્યાઓ થવાના

કેટલાક કેસ આવ્યા હતા. તે ઉપરથી જ્યારે તેઓ ડિસ્ટ્રિક્ટમાં ફરવા ગયેલા ત્યારે તપાસ કરતાં, જુદી જુદી જ્ઞાતિના લોકોને પૂછતાં, બાળકી-હત્યાઓ થવાની બિનાઓ મળી આવી હતી. પરંતુ સ્વાભાવિક રીતે જ તેવી હત્યાઓ પુરવાર થાય તેમ નહોતું. સને ૧૮૪૦માં 'પશ્ચિમ હિંદુસ્થાનમાં બાળકી હત્યા દાબી દેવાનો ઈતિહાસ 'History of the Supression of Infantacide in Western India'* નામક પુસ્તકના લેખકને કાઠીઆવાડના આસિસ્ટન્ટ પોલીટીકલ મે. મેજોર એચ. એસ્ટન સાહેબે બાળકી હત્યાઓ થવાની વાત પહેલવહેલી કરી હતી, જે ઉપરથી તેઓ જાતે તથા રેવરન્ડ જે. એમ. મિચલ સાહેબ બંને કડી તાલુકામાં જાતે ગયા, ત્યારે અમીન જેસીંહભાઈને મળી તેમની સાથે રહી તપાસ કરતાં તે સંબંધી વિશેષ હકીકત મળી આવી હતી. મિ. વેબ સાહેબે પણ આ વિષે તપાસ કરી સત્ય પ્રતિપાદન કર્યું હતું. આ વગેરે ઉપરથી અમદાવાદ અને ખેડા જિલ્લાના ખેડૂત વર્ગમાં આવો બાળકી-હત્યાનો ભયંકર છૂપો રિવાજ ચાલે છે તેમ જાણી ભયભીત થઈ ના. મુંબઈ સરકારે સને ૧૮૪૮ની ૨૦મી સપ્ટેમ્બરે સદર અદાલતના જજોને જણાવ્યું કે, પોતાના તાબાના મેજિસ્ટ્રેટોને આ સંબંધી તપાસ કરી રિપોર્ટ કરવા હુકમ કરવો. આ તપાસમાં રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરીએ ના. સરકારને ખાસ મદદ કરી હતી. તે પછી છોકરા અને છોકરીઓની ગણતરી કરવાનું કાર્ય શરૂ થયું અને શકમંદ કોમના અમુક વિભાગમાં ૭૧,૪૭૦ છોકરા અને ૫૧,૭૦૩ છોકરીઓની સંખ્યા માલૂમ પડી. વળી, અમદાવાદના કલેકટર મે. ફોસેટ સાહેબ મારફત પણ તપાસ ચાલી, તે વખતે છોકરીઓના જન્મમરણના આંકડાનો રિપોર્ટ નીચે પ્રમાણે હતો :

| પરગણું | ઈ.સ. ૧૮૪૬ | | ઈ.સ. ૧૮૪૭ | | ઈ.સ. ૧૮૪૮ | |
|---|---|---|---|---|---|---|
| | જન્મ | મરણ | જન્મ | મરણ | જન્મ | મરણ |
| દશક્રોઈ | ૧૧૫ | ૧૦૯ | ૧૩૪ | ૧૦૬ | ૧૩૬ | ૮૭ |
| જેતલપુર | ૫૯ | ૩૯ | ૬૮ | ૩૯ | ૭૩ | ૨૭ |
| ધોળકા | ૭૯ | ૭ | ૭૦ | ૧૫ | ૧૧૩ | ૨૨ |
| કુલ | ૨૫૩ | ૧૫૫ | ૨૭૨ | ૧૬૦ | ૭૨૨ | ૧૩૬ |

* 'હિસ્ટરી ઑફ ધિ સપ્રેસન ઑફ ઈન્ફટાસાઈડ ઈન વેસ્ટર્ન ઈન્ડિયા' - પા. ૪૨૧-૨૭.

ઉપર મુજબના રિપોર્ટ અને જુદા જુદા યુરોપીયન ઑફિસરોનાં લખાણો પરથી તથા કન્યાઓનું મરણ-પ્રમાણ અજાયબી ઉત્પન્ન કરે તેવું હોવાથી ના. સરકારનો શક મજબૂત થયો અને તેથી તેણે અમદાવાદ જિલ્લાના કલેકટર મે. ફોસેટ સાહેબને તે વિષે તપાસ ચલાવવાનું ફરમાવ્યું. આ ઉપરથી સને ૧૮૪૮ના જાન્યુઆરી મહિનામાં તે વિષે તપાસ કરી રિપોર્ટ કરવા માટે મે. ઠાકરસી પૂંજાભાઈ મેજિસ્ટ્રેટ સાહેબની નીમણૂક કરવામાં આવી અને કામ શરૂ થયું.

પ્રથમ દશક્રોઈ તાલુકાનાં ગામોના કણબીઓને બોલાવ્યા અને તા. ૨૮-૧-૧૮૪૮ના દિવસે તેમની જુબાનીઓ લીધી, જેમાં નીચે પ્રમાણે હકીકત માલૂમ પડી હતી :

"ઊંઝામાં અમારી કુળદેવી ઉમિયા માતા છે. તેમની આગળ દર દશ વર્ષે ચિઠ્ઠીઓ નાખી જે તારીખ આવે તે દિવસે જ અમારી જ્ઞાતિનાં લગ્ન થાય છે, જેથી એક મહિનાથી મોટી ઉંમરનાં તમામ બાળકોને પરણાવી દેવાં પડે છે. અમદાવાદમાં અમારી જ્ઞાતિનાં પાંચથી છ હજાર ઘર છે. તેઓ અંદરોઅંદર કન્યાઓ લે છે દે છે, પણ પાટડી, વિરમગામ, દશક્રોઈ, દહેગામ, જેતલપુર, ધોળકા વગેરે તાલુકાના લોકો પોતાની કન્યાઓ શહેરમાં આપે છે. ચાલીશ વર્ષ પહેલાં વરના બાપને રૂા. ૭૫, ૧૦૦, ૧૫૦ અને ૨૦૦ સુધી ચાંલ્લો મળતો, પણ હાલ તો રૂા. ૨૫૦, ૪૫૦ અને ૬૦૦ સુધી ચાંલ્લો આપવો પડે છે. રૂા. ૧૦-૨૦ નાળિયેર વહેંચવાના. રૂા. ૭૫ કન્યાને સાસરે મોકલવાનું મુહૂર્ત આપે તેના અને બાકી ભેટ-બક્ષિસોના ઘણા રૂપિયા આપવા પડે છે. આટલું રોકડ ખર્ચ ઉપરાંત જમવા-જમાડવાનું ખર્ચ પણ જુદું થાય છે. આ બધું ખર્ચ કન્યાના બાપને થાય છે, જ્યારે વરના બાપને તો ફક્ત આશરે રૂા. ૨૫ના વરઘોડાનું ખર્ચ થાય છે, તે સિવાય તેને બીજું કોઈ પણ ખર્ચ થતું નથી. શહેરનો કુળવાન ગણાતો ઘણો-ખરો વર્ગ વણવાને લગતો કે ગુમાસ્તાગીરીનો ધંધો કરે છે. થોડાક જ વેપાર કરતા હશે. ગામડાના અમે લોકો આટલું ભારે ખર્ચ ઉપાડી શકીએ તેવી સ્થિતિમાં નથી, જેથી કોઈને બે-ત્રણ પુત્રીઓ હોય ત્યારે મહા પશ્ચાત્તાપ થાય છે. આવાઓથી પૈસે ટકે પહોંચી વળી શકાય તેમ ન હોવાથી અથવા પોતે ખાનાખરાબ થઈ જશે એવા ભયથી તેઓ પોતાની દીકરીઓ ઉપર સારું દિલ દેતા નથી. અમારાથી જે ઠેકાણે દીકરીઓ દેવાય છે તે સિવાય બીજે દેવાય નહીં, એટલે રૂા. ૪૦૦ તો

ચાંલ્લાના જ ભરવા પડે છે. કદાચ રૂા. ૧૦-૨૦ ખર્ચી કોઈ બાહ્યવર કરે, પણ તેવું કામ આબરૂદારથી થતું નથી. એટલે દીકરીઓની પરવરિશ થતી નથી. આવું મોટું ખર્ચ કરી બે-ત્રણ મહિનાની હોય તો પણ દીકરીઓને પરણાવીએ છીએ, પરંતુ બીજો વિવાહ આવે કે વરનો બાપ પોતાના દીકરાને, પૈસાની લાલચે રૂા. ૫૦૦-૬૦૦ લઈને બીજે પરણાવે છે; પ્રથમની પરણેતરને ખોરાકી-પોશાકી આપતા નથી અને રખડાવે છે. આવાં અનેક દુઃખોને લીધે દીકરીઓ ઉપર કોઈનું સારું દિલ રહેતું નથી. માટે અમારી સઘળાની અરજ છે કે રૂા. ૧૦૦-૨૦૦ સુધી ચાંલ્લો ઠરાવી બીજાં ખર્ચ કમી કરાવી આપો અને પ્રથમની પત્નીની ૩૦ વર્ષની વય થયા છતાં ફરજંદ ન થાય (લૂલી, લંગડી કે અપંગ હોય તો છૂટ). ત્યારે જ બીજી ઓરત કરી શકે; તથા તે પ્રમાણે બીજી કરે તો પ્રથમની પત્નીને તેના બાપે જે ચાંલ્લો ભર્યો હોય તેટલા પુરતા તેને પહેરવા દાગીના અને ગરીબ હોય તો ઓછામાં ઓછા દર વર્ષે ખોરાકીના રૂા. ૩૨ આપે, ચાંલ્લા વગરની કન્યાને રૂા. ૧૦૦ સુધીનું જેવરઘરાણું અને ધાનલૂગડાં આપે તેવો બંદોબસ્ત કરી આપો. અમારામાં સંપ નથી તેથી સરકારની મદદ વિના અમે કોઈ ઠરાવ કરીને પાળી શકીએ તેમ નથી. હાલમાં ચાંલ્લાની રકમ રૂા. ૨૦૦ સુધી ઠરાવી હશે તો પણ ચાલશે.''

ઉપર જણાવેલા દશક્રોઈ તાલુકા ઉપરાંત જેતલપુર, ધોળકા વગેરે તમામ પરગણાંનાં મોટાં મોટાં ગામોના કણબીઓને બોલાવી તેમની જુબાનીઓ લેવામાં આવી હતી, જે દરેક ગામના લોકો ઉપરની હકીકતને સર્વાંશે મળતા થયા હતા; અને વધારામાં જણાવ્યું હતું કે -

> ''અમારામાં કોઈને વધારે પુત્રીઓ જન્મે અને પૈસા સંબંધી સ્થિતિ સારી ન હોય તો, કોઈ દીકરીને હાથે કરીને મારી નાખતું નથી પણ જેમ ભેંસને પાડી આવે છે તો તેને દૂધ પાઈને લોકો ઉછેરે છે પણ પાડો આવે છે તો કોઈ ધવરાવતાં નથી, તેમ પુત્રીઓનું પણ કરે છે, જેથી ઘસારે ઘસારે મરી જાય છે. વિવાહ આવે ત્યારે બાળકો પરણાવવાં જ પડે ! કુંવારાં તો રખાય નહીં ! ફૂલનો દડો કે બાહ્યવર ગરીબ લોકો કરે, પણ તે નાલેશી ગણાવાથી કોઈ તેમ કરતું નથી. વિવાહ વખતે પુત્રીઓ વધારે હોય તો પણ બાપથી પહોંચે ત્યાં સુધી ઘરબાર કે જમીન વગેરે તમામ મિલકત વેચીને પણ પરણાવે છે અને છેવટે લાચાર સ્થિતિ ભોગવે છે. ઘણા

પાટીદારો આ પ્રમાણે તૂટી ગયા છે અને ભીખ માગતા થઈ ગયા છે. પ્રથમની પરણેલી કન્યાઓને સાસરિયા તેડતા નથી, ખોરાકી આપતા નથી, મારઝૂડ કરી રખડાવે છે. આવી ફરિયાદો લઈ કોર્ટમાં આવવું અમને ઘટારત લાગતું નથી. આવી બધી આફતોને લીધે દીકરીઓ ઉપર દિલ રહેતું નથી. માંદી થાય ત્યારે કોઈ દવાદારૂ કરતા નથી. માટે જેઓને અમે કન્યાઓ આપીએ છીએ તેમની પાસે બંદોબસ્ત કરાવો અને અમે પણ કરીશું.''



"તા. ૩૧-૧-૧૮૪૮ના દિવસે અમો અસારવા, જેતલપુર, કનીજ, સરખેજ, લાલી, રખીઆલ, નરોડા, બાવળા, સાણંદ, આંબલીઆરા, કેળીઆવાસણા વગેરે ગામોના પાટીદારો લખી આપીએ છીએ કે, ના. સરકારે રૂા. ૨૦૦ ચાંલ્લો ભરવાનું ઠરાવ્યું છે તે અમારે કબૂલ છે. કરીઆવર વિષેનો ઠરાવ કર્યો તે પ્રથમ કરતાં ઓછો છે પણ અમને હજુ રૂા. ૨૦૦ ચાંલ્લો વધુ પડશે; તેથી અમો અંદરોઅંદર કન્યાઓ લેવા-દેવાનો વિચાર કરીએ છીએ. ખર્ચ ઘણું ઓછું રાખીશું. પણ આ વિષે કડી તથા ગોઝારીઆના અમીનો, વિરમગામ અને પાટડીના દેસાઈઓ અને અમો મળીને અલાયદો ઠરાવ કરી આપને જાહેર કરીશું."

આ પ્રમાણે અમદાવાદ આસપાસનાં દશક્રોશી-ભાલનાં મુખ્ય મુખ્ય ગામોના આગેવાનોને તથા શહેર તળના લોકોને પોળવાર બોલાવી, જુબાનીઓ લઈ, તપાસ કરી, તેમની સહીઓ સાથેનો રિપોર્ટ મે. ઠાકરશીભાઈ મેજિસ્ટ્રેટે અમદાવાદના કલેકટર મે. એડવર્ડ ગાર્ડીન ફોસેટ સાહેબ ઉપર મોકલી આપ્યો.

## મેજિસ્ટ્રેટનો રિપોર્ટ

કણબીની નાતમાં દશ દશ વર્ષે એક જ તિથિએ લગ્ન આવે છે ત્યારે સહુએ પોતાનાં કુંવારા તમામ બાળકોને પરણાવવાં પડે છે. તેમાં એક જણને એક કન્યા પાછળ રૂા. ૨૫૦ થી રૂા. ૬૦૦ સુધી ખર્ચ થાય છે. કોઈને દશ વર્ષમાં ત્રણ-ચાર દીકરીઓ થઈ હોય તો તે સર્વેને પરણાવતાં રૂા. ૧,૬૦૦ તો વરના બાપને જ આપવા જોઈએ છે. જમણ વગેરેનું ખર્ચ તો જુદું. આવા લોકો ગરીબ ખેડૂતો છે છતાં બહુ આબરૂદાર છે, તેથી વિવાહ આવે ત્યારે બધી પુત્રીઓને પરણાવવી જ પડે, નહીં તો આબરૂ જાય એવું તેઓ દૃઢ માને છે. તેથી, પૈસાની સગવડ તો હોતી નથી અને ખર્ચ તો ભારે કરવું પડે, તેથી તેમનું કન્યાઓ ઉપર બિલકુલ

દિલ રહેતું નથી. તેથી શહેરના, ધોળકાના, દશક્રોઈના અને જેતલપુર પરગણાના લોકોને બોલાવી ખર્ચ કમી કરવા સમજાવ્યા, પણ તેઓ ના. સરકારની સહાય વિના કાંઈ કરવા અશક્ત છે તેવું જણાવે છે. શહેરના લોકોને બોલાવી જુબાનીઓ લીધી. તેઓ પણ પુત્રીઓ પર સારું દિલ નહીં રહેવાની હા કહે છે અને ખર્ચ કમી કરવાનો ઠરાવ થયો તે મંજૂર રાખે છે. ના. સરકારની સહાય વિના બંદોબસ્ત થાય તેમ નથી તે સત્ય છે. તો મદદ કરી પુત્રીઓની દયા ખાવી જોઈએ, કારણ કે ખર્ચ વધુ છે અને તેથી ગયા વસ્તીપત્રક પ્રમાણેની અમદાવાદ જિલ્લાની સંખ્યા જોતાં સેંકડે ૨૧ ટકા છોકરીઓ કમી છે. આમ, ચોક્કસ છોકરીઓને મારી નાખવામાં (બેપરવાઈથી) આવે છે તેવો શક રહે છે.

આવો રિપોર્ટ કલેકટર સાહેબ પર ગયો, જે ઉપરથી ખર્ચ કમી કરવાના ઠરાવ પર અમદાવાદના સઘળા, તેમ જ ગામડાંઓના મુખ્ય મુખ્ય કણબીઓની સહીઓ વગેરે થવાથી તેમનો નક્કી કરેલો ઠરાવ ના. સરકારે મંજૂર રાખ્યો અને તે ઠરાવ બરાબર પળાય તે માટે ના. સરકારે જાહેરનામાં કાઢી પરોપકાર કર્યો. સને ૧૮૫૦માં વિવાહ આવવાના હોવાથી કલેકટર મે. ફોસેટ સાહેબે તા. ૭મી સપ્ટેમ્બરના સ્થાનિક અધિકારીના રિપોર્ટ પરથી, દરેક ઠેકાણેના લોકો થયેલા ઠરાવો પાળે તે પ્રમાણે ચાલે તેની તપાસ રાખવા માટે તા. ૩૦મી ઑક્ટોબર સને ૧૮૫૦ના રોજ પોલીસ અમલદારોને સૂચના કરી.



## પ્રકરણ-૩
## સુધારાની શરૂઆત

પહેલા પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ કે ધર્મશાસ્ત્રાનુસાર શહેરના જે કણબીઓનો ગૃહસ્થાશ્રમ ચાલતો હતો તે કુટુંબો કન્યાઓ લેવાને માટે લાયક ગણાયેલાં એટલે પૂજ્ય-પૂજક ઉભયનો સંબંધ સ્વાર્થ અને પરમાર્થ સાધવાના સાધનરૂપ થઈ પડ્યો હતો; પરંતુ પાછળથી તેઓ ગુણે કરીને પ્રાપ્ત કરેલી કુલીનતા સાચવી શક્યા નહિ, ત્યારે બીજી તરફથી તેમના પૂજકો-દેસાઈ, અમીન કે જમીનદારો પણ પોતાની દીકરી સાસરે જઈ સુખી થાય તે જોવાને બદલે, બાપથી સવાયું કરી દેખાડવાની મિથ્યા મોટાઈને ખાતર કુલીનતાને કાયમી બનાવી દેવાનો ધંધો લઈ બેઠા. દશક્રોશી-ભાલ વગેરે સ્થળોના પાટીદારોએ પણ પોતાની કન્યાઓ આપવાની પ્રથા એક સરખી જ ચાલુ રાખી, જેના પરિણામે કુલીનતા ફરજિયાત થઈ પડી, ચાંલ્લા-ચૂલ્લીનાં ખર્ચ વધી ગયાં એટલે દીકરીઓ ઉછેરવા તરફ સ્વાભાવિક રીતે જ અણગમો ઉત્પન્ન થવા લાગ્યો, જે હકીકત આપણે બીજા પ્રકરણમાં જોઈ ગયા. આવા પ્રકારની વસ્તુસ્થિતિમાં બાળકીઓની દશા ખરેખર દયાજનક થઈ પડી. તેમનું મરણ-પ્રમાણ વધી ગયું, જેની તપાસ ચાલી ત્યારે ના. સરકારને જણાયું કે લગ્નસંબંધી ખર્ચ ઓછાં થવાં જોઈએ. આ વાતને સઘળા કણબીઓએ ટેકો આપ્યો. તેથી ના. સરકારે એક જાહેરનામા દ્વારા લગ્ન ખર્ચના નીચે પ્રમાણે નિયમો ઠરાવ્યા.

### જાહેરનામું*

સરકારે એડવર્ડ લાઈટ જેન્કીન્સ સાહેબ એસ્કવાયર એક્ટિંગ મેજિસ્ટ્રેટ, જિલ્લે અમદાવાદના આ ઉપરથી કડવા કણબીની નાતના સર્વે લોકોને જાહેર ખબર આપે છે કે - તમારી નાતમાં વિવાહ કરવાનો એવો રિવાજ છે કે મોજે પાટણ પરગણાના ઊંઝા ગામમાં તમારી કુળદેવી છે તેમની પાસે દશ-અગિયાર વર્ષે વિવાહ કરવાની રજા લેવા ચિઠ્ઠીઓ નાખો



* આ જાહેરનામાની ભાષા સુધારીને તે અત્રે આપવામાં આવ્યું છે.

છો ત્યારે રજા આવે તે વર્ષમાં વિવાહ કરવાનું થાય છે. આ ચિઠ્ઠીઓ દશ વર્ષની અંદર નાખતા નથી, માટે એક મહિનાની છોકરીથી તે અગિયાર વર્ષની અંદર નાખતા નથી, માટે એક મહિનાની છોકરીથી તે અગિયાર વર્ષની હોય ત્યાં સુધી તમામ છોકરીઓને પરણાવી દેવી પડે છે, અને વિવાહની ફસલ હાલ નજીક આવી છે. સને ૧૮૪૮ની સાલમાં મેજિસ્ટ્રેટ આજમ ફોસેટ સાહેબના વખતમાં તમોએ લખાણ કરી આપ્યું છે જે ઉપરથી ઠરાવ થયેલો તે કાગળો તપાસતાં માલૂમ પડ્યું જે - "સંવત ૧૯૦૧-૨ ની સાલમાં તમારી નાતનું વસ્તીપત્રક કર્યું તે વખતે કુલ મરદ ૩,૨૯,૬૦૧ છે અને ઓરતો ૨,૬૨,૪૦૮ છે, તેથી મરદ કરતાં ઓરતો ૬૭,૧૯૩ કમી થાય છે. આ બે સાલમાં નવી પેદાશ તરીકે ૧૦૦ મરદે ૭૯ દીકરીઓ માલૂમ પડે છે, જેથી સેંકડે ૨૧ ટકા જેટલી દીકરીઓ ઓછી જણાય છે. આ ઉપરથી મુકરર અંદેશો રહે છે કે મરદ અને ઓરતોનો એટલો મોટો તફાવત જોઈએ નહીં, પણ ખ્યાલમાં આવે છે કે છોકરીઓની જોઈએ તેવી સંભાળ રાખી તેમને ઉછેરતા નથી - બચાવતા નથી માટે પેદાશ કમી જણાય છે." ઉપર મુજબ તપાસ કરતાં માલૂમ પડ્યું છે, માટે આ જાહેરનામું કાઢી સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે તમોએ સને ૧૮૪૮ની સાલમાં જે કરાર લખી આપ્યો છે તે ઠરાવ હાલ પ્રસિદ્ધ કરી જે મુજબ ચાલવાને માટે તમને ફરમાવવામાં આવે છે. તેની વિગત નીચે પ્રમાણે છે.

૧. વરનો ચાંલ્લો રૂ. ૧ થી રૂ. ૨૦૦ સુધી પોતપોતાના કદ પ્રમાણે કન્યાનો બાપ આપે અને વરનો બાપ લે, તે ઉપરાંત કાંઈ લે નહિ. ચાંલ્લાના દર સેંકડે ૭ ટકા પ્રમાણે મહીમાટલાના રૂપિયા કન્યાનો બાપ રોકડા આપે અગર મહીમાટલું આપે.

૨. વર પરણવા આવે ત્યારે નાળિયેરના પૈસા આપે તેનાં જાનવાળાને નાળિયેર આપે, પણ પહેરામણીના દર સેંકડે ૫ રૂપિયાથી વધારે લેવા નહીં.

૩. ચૉરીમાં પરણવા બેસે ત્યારે કન્યાદાનમાં વરને ચાંલ્લો કરી સોનાના દાન તરીકે દર સેંકડે રૂ. ૫ મુજબ કન્યાનો બાપ આપે અને તે જ પ્રમાણે વરનો બાપ કન્યાને ચાંલ્લો કરી ઓઢણીના આપે.

૪. શહેરની કન્યાનો બાપ તેને સાસરે મોકલે ત્યારે પગેપયણાના રૂ. ૧ થી રૂ. ૭ અને ગામડાની કન્યાનો બાપ ગમે તે આપે. પણ વરના બાપે રૂ. ૭ ઉપરાંત હક્ક કરીને લેવું નહીં.

૫. પરણેલી કન્યાની ઉંમર ૩૦ વર્ષની થાય ત્યાં સુધી તેના ધણીએ બીજી ઓરત કરવી નહિ. ત્રીસ વર્ષની અંદર સ્ત્રી લૂલી, લંગડી હોવાનું પાકું કારણ જણાય તો નાતના જે આગેવાનો નાતનો વહીવટ કરતા હોય તેમનું સર્ટિફીકેટ લઈને બીજી ઓરત લાવવી. કદાચ ત્રીસ વર્ષ ઉપરાંતની ઓરતને ફરજંદ ન થાય તો તેને દુઃખ નહીં દેતાં નીચે મુજબ પાળવી :



૧. કોઈ આદમી બીજી ઓરત લાવે ત્યારે પ્રથમની કન્યાના બાપે જે ચાંલ્લો ભર્યો હોય તેટલી કિંમતનું તેને જરીઆન (દાગીના) આપે. તે સિવાય તેને ધાન-લૂગડાંનાં દર વર્ષે રૂ. ૩૨ પ્રમાણે આપે. આ પ્રમાણે કન્યા ધણીના કબજે રહે ત્યારે આપવું અને તે ગુજરી જાય ત્યારે તેના જરીઆન (દાગીના) ઉપર તેના ધણીનો વારસો છે. બીજી ઓરત લાવે ત્યારે પ્રથમની ઓરતને નાતરે જવાની મરજી હોય તો જરીઆન ઘરાણું આપવું નહિ, પણ ધણીની મરજી હોય અને ઓરત નાતરે જાય ત્યારે પ્રથમનો ચાંલ્લો લઈને જાય અને ધણી રજા ન આપે તો ઉપર મુજબ ઘરાણું તથા ધાનલૂગડાં લઈને ધણીના કબજામાં રહે.

૨. કોઈ કન્યાના બાપે પરણાવતી વખતે ચાંલ્લો આપ્યો ન હોય તેવી કન્યા ઉપર તેનો ધણી બીજી કન્યા પરણે કે નાતરાની લાવે તો પ્રથમની કન્યાને તેનો ધણી રૂ. ૧૦૦ જરીઆનના કરીને આપે તથા ઉપર મુજબ ધાન-લૂગડાં આપે.

સદરહુ કરાર તમારી નાતના મુખ્ય લોકોએ લખી આપ્યો છે, તે મુજબ તમારી નાતના સર્વે લોકોએ ચાલવું જોઈએ કે જેથી ખરાબ રિવાજો એકદમ બંધ થઈ જાય, લોકો આરામથી રહે અને છોકરીઓ ઉછેરવાની સઘળા કાળજી રાખે. ઉપર મુજબ પહેરામણી વગેરે જે લખ્યું છે તે કરતાં ઓછું આપવા-લેવાને તમો મુખત્યાર છો, પરંતુ વધારે લઈ શકાશે નહીં. આ જાહેરનામામાં લખ્યા મુજબ ન ચાલતાં ઉપરના કરારથી કોઈ જાસ્તી કરશે તો તેને સને ૧૮૨૭ના કાયદા ૧૪ માની કલમ-૧ની પેટાકલમ-૭ મુજબ ગુનેગાર ગણીને સજા કરવામાં આવશે.

તા. ૩૦મી ઑક્ટોબર સને ૧૮૫૦



**રજૂ - હરસદરાય મહેતાબરાય**
ચીટનીસ

સાહેબની અંગ્રેજી સહી



**સ્વ. રાવબહાદુર શેઠ બહેચરદાસ લશ્કરી સી.એસ.આઈ.**

અમદાવાદ

(પરિચય : પાન ૧૩૭, ૧૫૯-૧૮૪, ૨૪૩-૨૪૬)



**રા. મૂળજીભાઈ જેઠાભાઈ** બી.એ., એલએલ.બી.

**(કુંડલા ન્યાયાધીશ)**

ભાવનગર

(પરિચય : પાન ૨૪૮-૨૪૯, ૨૬૬)



**શેઠ ચંદુલાલ માધવલાલ**

અમદાવાદ

(પરિચય : પાન ૨૫૧-૨૫૩)



**શેઠ અમૃતલાલ હઉસાભાઈ**

કોટા (બિલાસપુર) દીવાસળી મિલના માલિક

અમદાવાદ

(પરિચય : પાન ૨૫૪-૨૫૬)

 ઉપર પ્રમાણે જાહેરનામું કાઢી સર્વ પ્રજાને વખતસર ચેતવણી આપી તથા પોલીસ ઑફિસરોને પણ તેની ખબર રાખવા યોગ્ય સૂચનાઓ કરવામાં આવી. પરતુ આ ધારાનું જાણવા જેવું કઈ સંગીન ફળ આવ્યું હોય તેમ લાગતું નથી. જ્યાં સુધી અમુક વર્ગને જ જન્મથી કુળવાન ગણી તેમનાં ગમે તેવાં લક્ષણો હોવા છતાં તેમને જ મોંમાગ્યા પૈસા અને પુત્રીઓ આપવાનું ભયંકર મિથ્યાભિમાન વિદ્યારૂપી સૂર્યના ઉદયે કરીને કડવા કણબી આલમના મોટા વિભાગના મનમાંથી નષ્ટ થાય નહિ ત્યાં સુધી દયાળુ સરકાર અથવા જ્ઞાતિની કોઈ સત્તા કાયદાકાનૂનો ઘડે તો પણ તેવા કાયદાઓ યથાર્થ રીતે અસર કરી શકે નહિ. લગ્ન પાછળનાં હદ ઉપરાંત વધી ગયેલાં ખર્ચ ઘટાડવાના ઠરાવો પર જે જે કુલીન ગૃહસ્થોએ હાથમુચરકા આપ્યા હતા તેઓ પોતાની કબૂલતો વિવાહ આવ્યા ત્યારે પાળી શક્યા નહિ. કુલીન વરપક્ષવાળાની સંખ્યા અન્ય સંખ્યાના પ્રમાણમાં ઘણી સાંકડી હોવાથી દર લગ્નસરાએ વરપક્ષવાળાઓ કન્યાઓના પિતાઓ પાસેથી વધુ ને વધુ પૈસા માગે, અને ગરજવાન માણસો ઉપરાઉપરી પડીને આપે તેમાં કોનો દોષ સમજવો ? આવાં કારણોને લીધે અલ્પ સમયમાં વિવાહપ્રસંગ આવ્યો ત્યારે લગ્નખર્ચ ઘટાડેલી મર્યાદા પ્રમાણે રહી શક્યા નહિ, તેથી વિવાહમાં મોટી મોટી રકમો લઈને હોંશે હોંશે વરના બાપ વરને પરણાવી આવી રાજી થયા અને ઉભય પક્ષની છૂપી સંમતિથી થયેલ ગુનાની કોઈને ખબર પડી ગયું; તો પણ થયેલા કાયદાની એક કલમ એવી હતી કે પ્રથમની સ્ત્રીની અમુક વય થયા પહેલાં બીજી સ્ત્રી કરવી નહિ, જેથી દશ વર્ષે જ્યારે બીજા વિવાહ આવ્યા ત્યારે પડી નહિ. વળી, અધિકારીઓથી પણ કોઈની ફરિયાદ વિના - પુરાવાની ગેરહાજરીમાં કોઈની કંઈ તપાસ થઈ શકી નહીં, એટલે સઘળું કામ નિર્વિઘ્ને પાર પડી ગયું; તો પણ થયેલા કાયદાની એક કલમ એવી હતી કે પ્રથમની સ્ત્રીની અમુક વય થયા પહેલાં બીજી સ્ત્રી કરવી નહિ, જેથી દશ વર્ષે જ્યારે બીજા વિવાહ આવ્યા ત્યારે પડી ગયેલી પરંપરાને લીધે જે પિતાઓ ધનની લાલસાથી એક બાળક પુત્રવધૂની હયાતીમાં પોતાના પુત્રને ફરી પરણાવી આવ્યા તેમાં, આ કલમના ભંગનું પ્રત્યક્ષ ભાન થઈ શકે તેમ હોવાથી, ઉઘાડા પડ્યા સિવાય રહ્યા નહીં. સને ૧૮૪૮ના ઠરાવોએ ગતિ વિવાહ  પ્રસંગે કોઈને વ્યવહારુ સ્વરૂપ પ્રકાશી બતાવેલું નહીં, તેથી કેટલાક તો તે ઠરાવની હયાતી વિષે જ અજ્ઞાત હતા, એટલે ફરીથી જ્યારે સને

૧૮૬૦માં વિવાહ આવ્યા ત્યારે તેની કોઈએ પરવા કરી નહિ; અને બીજી વાર છોકરા પરણાવવાના બનાવો બન્યા. આવા પ્રસંગે પુષ્કળ પૈસા ખર્ચી પુત્રીઓને પરણાવનાર પિતાઓ ગુસ્સે થાય તે સ્વાભાવિક છે. તેમાંના એક જણે તરત જ મેજિસ્ટ્રેટને ત્યાં ફરિયાદ નોંધાવી, એટલે પુરાવો પ્રત્યક્ષ હોવાથી મેજિસ્ટ્રેટ સાહેબે વરના પિતાને તેના ગુના બદલ શિક્ષા કરી. તેના ઉપર, ધારાશાસ્ત્રીઓની સલાહ મળ્યા પ્રમાણે પુત્રના પિતાએ ડિસ્ટ્રિક્ટ જજ સાહેબને અપીલ કરી અને ત્યાં કાયદાના બારીક પુરાવાની ખામીને લીધે તેને થયેલી સજા રદ કરવામાં આવી. ન્યાયના દ્વારમાં પણ કણબી બાળાઓનાં નસીબ દૂબળાં સિદ્ધ થઈ ચૂક્યાં ! જજ સાહેબના આ ચૂકાદાથી મહા ભયંકર પરિણામ આવ્યું, તે એ કે અનેક મુશ્કેલીઓ વડે પાસ થયેલો આખો કાયદો કલમના એક ફટકાથી મૃતઃપ્રાય થઈ પડ્યો; અને ફરીથી દશ વર્ષ સુધી તેને કોઈએ સંભાર્યો નહીં. ઈ.સ. ૧૮૪૮માં થયેલ ઠરાવોની ઈ.સ. ૧૮૬૦માં આ દશા થતાં, કોઈ પણ પ્રકારના બંધનની ગેરહાજરીમાં આખી જ્ઞાતિ કન્યાઓ આપવા-લેવામાં તથા પુરતની બાબતમાં તદ્દન નિરંકુશિત બની ગઈ. તેથી કન્યાઓના મિથ્યાભિમાની પિતાઓ પાસેથી નીડરપણે પુષ્કળ પૈસા કઢાવવામાં આવ્યા. આ સ્થિતિ થવાથી ફૂલનો દડો અને બાહ્યવરની રૂઢિ કે જેનો જવલ્લે જ આશ્રય લેવામાં આવતો હતો તેનો સઘળા ભાગોમાં છૂટથી લાભ લેવાવા લાગ્યો. આવી અગવડભરી દશામાં એ સમયે પણ કણબીઓમાં એક એવી માન્યતા હતી કે, છોકરીને કદી ફૂલના દડે કે બાહ્યવરથી પરણાવી વિવાહ આવે તે વિતાવી શકાય, પરંતુ પુત્ર કુંવારો રહે તો કુળને ખરેખર લાંછન લાગે અને હજારો રૂપિયાના ખર્ચે જમાવેલી બાપદાદાની આબરૂ એક જ સપાટે ધોવાઈ જાય. આવા વિચારોને લીધે કન્યાઓને કુંવારી રાખી ગમે તે ખર્ચે પણ વિવાહની નિર્માણ થયેલી તિથિએ પોતાના પુત્રોને પરણાવવા સહુ કોઈ એક પગે થઈ રહ્યા. છોકરીઓનાં માવતરોની બેગરજુ સ્થિતિમાં પુરતનું કોઈ પૂછતું કે સંભારતું પણ નહિ, પરંતુ ઊલટું પુત્રોના પિતા તરફથી કન્યાઓના બાપને માંડવા-ખર્ચના નામે રૂપિયા અપાવા માંડ્યા અને તે કન્યાઓના પિતાઓએ છૂપા છૂપા સ્વીકારી પુત્રીઓ પરણાવીને યશ ખાટવા માંડ્યા. આવી રીતે ભયંકર કન્યાવિક્રય થવા લાગ્યો. ગૃહસ્થોના પુત્રોને પૈસાના બળથી કન્યાઓની તાણ પડી નહિ, પણ ગરીબના પુત્રો અવસરસર પરણી શક્યા નહિ. ત્યારે

વચલા વર્ગના માણસોએ વિચાર કર્યો કે, જો આપણા જથ્થાની કન્યાઓ બહાર નહિ દેતાં આપણે માંહોમાંહે આપીએ તો આ દશા ભોગવવી પડે નહીં. આથી ચાણસ્મા વગેરે ગામો, પાટણવાડો, દંઢાવ્ય વગેરે દરેક સ્થળે ગોળ થઈ ગયા; પછી તો દશકોશી-ભાલના પાટીદારોએ પણ પાછળથી વિચાર કરી કેટલીક છૂટછાટ સાથે પોતાનો ગોળ બાંધ્યો અને અંદરોઅંદર કન્યાઓ લેવા-દેવા માંડી. જ્ઞાતિની સ્થિતિનો અભ્યાસ કરનારા સહેજે સમજી શકશે કે, આવા ગોળ થઈ જવાથી તથા કન્યાવિક્રય ચાલવાથી એક જ તિથિએ લગ્ન કરનારી જ્ઞાતિના ગરીબ વરરાજાઓની કેવી દશા થઈ હશે ?

કન્યાવિક્રય ટાળવા અને ગરીબ જ્ઞાતિબંધુઓનું દર્દ ફિટાડવા માટે સઘળા જથ્થાના આગેવાનોએ મળી ગોળ કર્યા અને ઉપરના વિભાગમાં જતી કન્યાઓ અટકાવી; પરંતુ પાટીદારોએ આ તો વાઘરડી માટે ભેંસ મારી નાખવા જેવું કર્યું, કારણ કે કન્યાવિક્રય બંધ કરી ગરીબનાં છોકરાં વરાવવાના ઉપાય તરીકે તેમણે કન્યાઓ ઉપરના વિભાગમાં જતી અટકાવવા ગોળ કર્યો, તો નીચેના વિભાગમાંથી આવતી કન્યાઓ બંધ થઈ. એટલે તેમના આવા પગલાથી તેમના ગોળમાં હોય તેટલી જ કન્યાઓનો તેઓ લાભ લઈ શકવાની સ્થિતિમાં મુકાયા અને કન્યાઓ લેવા-દેવાની મર્યાદા ટૂંકાઈ ગઈ. છતાં પણ સઘળાં બાળકોને નિર્માણ થયેલી તિથિએ પરણાવી દેવાં જોઈએ તે રૂઢિની સહાયથી વખતે તેમની આફતનો અંત આવ્યો હોત અને સૌના પુત્રો વગર આફતે પરણી શક્યા હોત; પરંતુ કન્યાના પિતાઓને ફૂલના દડા તથા બાહ્યવરની રૂઢિનો લાભ મળી શકતો હતો અને પુત્રોને પરણાવવા ઈચ્છતા પિતાઓને ફૂલના દડાએ પરણાવવાનો લાભ મળતો નહોતો તેથી કન્યાઓ મેળવવાની મુશ્કેલી ઊભી ને ઊભી જ રહી; એટલે કન્યાવિક્રયનો દુષ્ટ રિવાજ વધારે ભયંકર સ્વરૂપ ધારણ કરી રહ્યો. આ દશા થવાથી ઊલટાનું ધારવા કરતા બૂરું પરિણામ આવ્યું. ગરીબ-ગુરબાંનાં સંતાનોના સંબંધ સાંધી દેવાનો પરોપકાર કરવા કરેલા ગોળથી તો ઊલટો કન્યાવિક્રય વધી પડ્યો અને પૈસાદારના જ પુત્રો ઘૂઘરે રમવા લાગ્યા. તેમને કન્યાઓ મળી શકી અને ગરીબના પુત્રો બિચારા વાંઢા રહી ગયા. તેથી આ આફતનો સમસ્ત જ્ઞાતિને ભયંકર અનુભવ થયો. જોકે, ગોળ કરનારાઓએ પણ દેસાઈ તથા અમીનોને કન્યાઓ દેવા જેટલી છૂટ રાખી હતી, પણ તેથી તેમના

માંહેના ધનિક વર્ગને આ આફતના કડવાં ફળ ચાખવાં પડ્યાં નહિ, પરંતુ તેમાંના ગરીબ કુટુંબીઓ અને શહેરીઓ તથા કુલીનોને પણ આ આફતમાંથી સારો હિસ્સો મળ્યો.

ચોગરદમથી જ્ઞાતિની આ ભયંકર - અવ્યવસ્થિત સ્થિતિના ચિતારની ચોંકાવનારી વિગતો તે વખતના ધર્મમૂર્તિ પાટડી દરબારશ્રી જોરાવરસિંહજી સાહેબને પહોંચાડવામાં આવી તેથી તથા બીજાં પણ કેટલાંક કારણોથી જ્ઞાતિની દાઝ દિલે ધરી તેઓશ્રીએ સને ૧૮૬૯ના ફેબ્રુઆરી માસમાં પોતાના પાટનગર પાટડી મુકામે જ્ઞાતિના સઘળા વિભાગોમાંથી જ્ઞાતિબંધુઓને તેડાવ્યા. લગભગ ચાલીસ હજાર માણસોની જંગી સભા મળી અને જ્ઞાતિ-સુધારાના ઠરાવો કર્યા, જેનું સવિસ્તર વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

## કડવા કણબીની જ્ઞાતિમાં દીકરીઓના સંરક્ષણ સારું નિયમ*
## દરબારશ્રીનું ભાષણ

અમે પાટડી દરબારશ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજી આપણી મોટી જ્ઞાતિના સર્વે ભાઈઓની રજા માગી, નમ્રતાથી જ્ઞાતિ સમસ્ત પ્રત્યે ભાષણ કરીએ છીએ જે, આપણી ગંગાસ્વરૂપ જ્ઞાતિને તેડાવી તેનાં દર્શન કરવાનો ઘણા દિવસથી અમારો મનોરથ હતો; આજરોજ આપ સર્વેએ અમારે ઘેર પધારી કૃપા કરી દર્શન આપ્યાં તેથી અમો પાવન થયા છીએ. આપ સઘળાને હું વિનંતી કરું છું કે -

(૧) આપણે સર્વ ભાઈઓ એકસરખી પદવીના છીએ, નાના-મોટા કોઈ નથી, છતાં ઊંચા-નીચા કહેવામાં (ગણવામાં) આવે છે, તેથી દીકરીઓનું સંરક્ષણ થતું નથી. આ ભારે ખરાબી થવાનાં કારણો મારી સમજ પ્રમાણે જાહેર કરું છું, તે વિષે સર્વે ભાઈઓએ ધ્યાન આપી ખરાબી થતી બંધ કરવા ઈલાજ કરવા જોઈએ અને ઊંચા-નીચાપણું કાઢી નાખી સર્વેએ એકસરખી રીતે વર્તવું જોઈએ.

---

* પાટડીના સ્વ. દરબારશ્રી જોરાવરસિંહજીને ત્યાં સમસ્ત કડવા પાટીદારો એકઠા થયા ત્યારે થયેલા કામકાજની બે ચોપડીઓ છપાઈ છે. એકમાં ના. દરબારશ્રીનું ભાષણ અને અમદાવાદ તરફની જ્ઞાતિએ કરેલા ઠરાવો, જ્યારે બીજીમાં કાઠીઆવાડના કડવા પાટીદારોએ જ્ઞાતિ સમસ્ત કરેલા ઠરાવો છાપવામાં આવ્યા છે. આ બંને ચોપડીઓ અમદાવાદના 'શમશેર બહાદુર' છાપખાનામાં સંવત ૧૯૨૫માં છપાઈ છે, જે બન્ને ચોપડીઓ ગ્રામ્યભાષા સુધારીને તથા અર્થસૂચક શબ્દો કૌંસમાં આપીને આ સ્થળે છાપવામાં આવી છે.

(૨) આપણી જ્ઞાતિમાં ગોળ બાંધીને માથા સાટે માથું - કન્યા દેવી એ ઘણું અઘટિત છે, તે બંધ કરી આપણા વડીલોના પરંપરાના રિવાજ પ્રમાણે ચાલવું જોઈએ.

(૩) આપણી જ્ઞાતિમાં કેટલેક ઠેકાણે કન્યાના પૈસા લે છે એવું સંભળાય છે, તે મોટો અધર્મ છે; જેથી એ ચાલ કાઢી નાખવો જોઈએ.

(૪) આપણી જ્ઞાતિમાં વગર કારણોએ કન્યા છાંડે છે (તજી દે છે - છૂટકો આપે છે), જેથી ઘણાં માઠાં પરિણામ નીપજે છે; માટે તે ચાલ બંધ કરવો જોઈએ.

(૫) આપણી જ્ઞાતિમાં નાતરું કરવાનો ચાલ છે તે પ્રથમથી ચાલતો આવ્યો છે; પરંતુ હાલમાં (કન્યાના) બિન અપરાધે - ધર્મશાસ્ત્રનું ઉલ્લંઘન કરી નાતરું કરે છે તે ખરાબીનું મૂળ છે. તેનો સુધારો થવો જોઈએ. પચીશ વર્ષની સ્ત્રી થયા છતાં ફરજંદ ન થતું હોય, કિંવા રોગાદિ કારણોને લીધે ગૃહસ્થાશ્રમ ચલાવવાને અશક્ત હોય વગેરે પાકાં કારણ વિના છાંડીને નાતરું કરવું ન જોઈએ; કારણસર કરવું પડે તો તે બાઈની ખોરાકી-પોશાકીનો બંદોબસ્ત કરી, જિલ્લાની જ્ઞાતિના મુખ્ય માણસોની અનુમતિ લઈને જ તેમ કરવું જોઈએ.

(૬) આપણી જ્ઞાતિમાં કેટલેક ઠેકાણે ચાંલ્લો લેવાય છે. વધતો-ઓછો ચાંલ્લો લેવાથી જ્ઞાતિમાં ઊંચા-નીચાપણું થઈ પડ્યું છે, તે દૂર કરી એકસરખો જ વહીવટ ચલાવવા માટે ચાંલ્લા આપવા-લેવાનો એક જ નિયમ થવો જોઈએ.

(૭) આપણી જ્ઞાતિમાં વેવાઈવેવાણ તેડીને કે તેનાં સગાંવહાલાંને જોઈને, રૂપિયા આપવાનો જે ચાલ ફેલાઈ ગયો છે તેમાં અનેક પ્રકારના વાંધા આવે છે. કન્યાને, વળાવવા અને તેડવામાં (બાપને ઘેર આવવામાં) નડતરો થાય છે - ખરાબી થાય છે. તેનો નિયમ થવો જોઈએ.

(૮) આપણી જ્ઞાતિમાં સગાઈ કરી (કન્યાનો બાપ) રૂપિયો તથા સાત સોપારી આપે છે, પણ વગર કારણોએ (વરનો બાપ) તે સગાઈ તોડે છે; તેમ ન થાય તેવો બંદોબસ્ત થવો જોઈએ.

(૯) આપણી જ્ઞાતિમાં (જેની સાથે) લગ્ન અથવા નાતરું થાય તે કન્યા અથવા વર આપણી નાતના છે એવી તે ઠેકાણાની જ્ઞાતિના મુખ્ય માણસો દ્વારા ખાતરી કર્યા સિવાય ન થવું જોઈએ.

(૧૦) આપણી જ્ઞાતિમાં કેટલેક ઠેકાણે (કન્યાને) ફૂલના દડે પરણાવવાનો તથા બાહ્યવર કરી કન્યા કુંવારી રાખવાનો રિવાજ છે. તે ખરાબ ચાલ બંધ થવો જોઈએ.



(૧૧) સર્વે લોકોએ પોતાના કલ્યાણને માટે આપણી કુળદેવી ઉમિયા માતા છે તેની પ્રાર્થના કરવા માટે નક્કી દિવસ ઠરાવવો જોઈએ અને દર વર્ષે માતાની ઉજાણી કરવાનું નક્કી થવું જોઈએ. દેવીની પૂજા વગેરે ખર્ચ માટે ઊપજ થાય તેવો બંદોબસ્ત કરવો જોઈએ. મારા ધારવા પ્રમાણે મહા સુદ-૫ના દિવસે દર વર્ષે ઉજાણી થાય અને તે દિવસે ખેતી વગેરે કામ નહીં કરતાં બળદને ધૂંસરી મૂકવી નહીં; તે બાબત વિચાર કરવો, એવી મારી ઈચ્છા છે.

ઉપર પ્રમાણેની મારી વિનંતી પ્રત્યે સર્વે ભાઈઓ ધ્યાન આપશો તો હું આપનો મોટો ઉપકાર માનીશ.

## કડવા કણબીની જ્ઞાતિનો ધારો

કડવા કણબીની જ્ઞાતિનો સમુદાય મોટો હોવા છતાં કન્યાઓની ભારે ખોટ થઈ પડી છે. પ્રથમ સને ૧૮૪૮ની સાલમાં અમદાવાદ જિલ્લા મેજિસ્ટ્રેટ આજમ ફોસેટ સાહેબે ધારો બાંધી સરકારની મંજૂરી સાથે તા. ૭મી નવેમ્બર સને ૧૮૫૦ના રોજ જાહેરનામાં કાઢેલાં તે પ્રમાણે કોઈ લોક ચાલ્યા નહીં, તેથી પાટડીના દરબારશ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજીએ સંવત ૧૯૨૫ના મહા વદ-૫ના રોજ આપણી જ્ઞાતિનો મેળાવડો કરી ભાષણ કર્યું, જે ઉપરથી સર્વે માણસોએ કબૂલ થઈ નીચે લખ્યા પ્રમાણે સુધારા કરવાનું નક્કી ઠરાવ્યું છે :

૧. જ્ઞાતિના લોકોએ ગોળ બાંધી પોતાના જ ગોળમાં કન્યાઓ દેવા-લેવાનો રિવાજ કર્યો છે તે આજથી તોડી નાખ્યો છે; માટે પોતપોતાની ખુશી પ્રમાણે કન્યાઓ લેવી-દેવી; તેમાં કોઈ માણસે હરકત-ઈજા કરવી-કરાવવી નહીં.
૨. કોઈ માણસે માથા સાટે માથું એટલે સાટાંપેટાં તથા ત્રેખડાં કરવાં નહીં. કન્યાનો બાહ્યવર કરવો નહીં અથવા ૪૫ દિવસની વયની દીકરી કુંવારી રાખવી નહિ; અને નીચે લખેલા કારણ સિવાય કોઈ કન્યાને ફૂલના દડે પરણાવવી નહીં.

૧. કોઈ દીકરી લૂલી, લંગડી હોય અથવા બીજી એવી મુખ્ય હરકતને લઈને પરણાવી શકાય તેમ ન હોય તો જે તે ઠેકાણાના માણસોની રજા લઈને (તેવી) દીકરીની લગ્નક્રિયા ફૂલના વડે કરવાની પરવાનગી છે.

૨. કોઈ દીકરી-દીકરો ૪૫ દિવસની અંદરની ઉંમરના હોય, તેમને નહીં પરણાવવાથી આપણા શાસ્ત્રની હરકત આવશે નહીં.

૩. કોઈ માણસે કન્યાવિક્રય કરવો નહીં - કન્યા દેવાના પૈસા લેવા નહીં યા કોઈ કીમતી વસ્તુ પણ લેવી નહિ.

૪. કોઈ પરણેતર કે નાતરાની કન્યાને પાકા કારણ સિવાય તજવી નહીં - છાંડવી નહિ; ફારગતી આપી બીજે ઠામ બેસવા જવાની પરવાનગી આપવી નહિ. પણ એવું ઠરાવવામાં આવે છે કે, નીચે લખેલાં કારણોસર કોઈએ બીજી સ્ત્રી કરવી પડે તો પ્રથમની સ્ત્રી સ્વધર્મે વર્તે ત્યાં લગી તેને ધાનલૂગડાં આપવાં, એટલે ક્રિમિનલ પ્રોસિજરના બાબ ૨૧ની હરકત દૂર થશે.

૧. કોઈ સ્ત્રી ૨૫ વર્ષની થવા છતાં તેને ફરજંદ નહીં થતું હોય તો તે સ્ત્રીના પતિને બીજી સ્ત્રી કરવાની છૂટ છે.

૨. કોઈ સ્ત્રી લૂલી, લંગડી, આંધળી વગેરે હરકતવાળાં કારણોવાળી હોય તો ત્યાંના મુખ્ય માણસોની અનુમતિથી ૨૫ વર્ષની અંદર પણ તે સ્ત્રીના પતિને બીજી સ્ત્રી કરવાની છૂટ છે. વિધવા સ્ત્રીને નાતરું કરવાની છૂટ છે.

૫. કોઈ માણસે સચૂડી-સ્ત્રીનો ખાવિંદ હયાત હોય તેવી સ્ત્રી રાખવી નહિ; કે જેથી પિનલકોડના બાબ ૨૦ માની હરકત આવે નહિ.

૬. લગ્ન અથવા નાતરું કરતી વખતે, વર અથવા વહુ આપણી જ્ઞાતિનાં છે તેની સંપૂર્ણ ખાતરી કરવી; કેમ કે તેથી પિનલકોડની હરકત દૂર થવા ઉપરાંત શાસ્ત્રની મર્યાદા બરાબર રહેશે.

૭. સગાઈ કરતી વખતે (કન્યા તરફથી) રૂ. ૧ તથા ૭ સોપારી કરતાં વધારે કાંઈ આપવું નહીં, તેમ લેવું પણ નહીં; અને નીચે લખેલાં કારણો સિવાય સગાઈ તોડવી નહીં :

૧. સગાઈ થયેલી દીકરી અથવા દીકરો લૂલાં, લંગડાં કે આંધળાં થાય તો તે ઠેકાણાના મુખ્ય માણસો રજા આપે તો સગાઈ તોડવાની હરકત નથી.

૮. કોઈ પુરુષ ગૃહસ્થાશ્રમ ચલાવવાને અશક્ત હોય તો તેની સ્ત્રીએ તે ઠેકાણાના મુખ્ય માણસોની અનુમતિ પ્રમાણે વર્તવું.

૯. જ્ઞાતિમાં વરના ચાંલ્લા સંબંધી સને ૧૮૪૮માં નક્કી થયું છે તે આધારે એક જ ઠરાવ કરવામાં આવે છે, જેથી ઊંચા-નીચાપણાની શંકાઓ દૂર થશે.

૧. લગ્નનો ચાંલ્લો રૂ. ૧ થી રૂ. ૧૯૯ સુધી કન્યા તરફથી વર તરફ આપવો અને તે મુજબ વરવાળાઓએ લેવો અને તેમાં તકરાર કરવી નહીં. સગાઈ કર્યા પછીથી તે લગ્ન થતાં સુધી કન્યાનાં સાસુસસરા વગેરેને માટલી વગેરે જે જે પ્રકારનાં આપવાં પડે તે ચાંલ્લાની કરેલી રકમ પૈકીનાં જ જાણવાં; તે સિવાય જાસ્તી લેવું-દેવું નહીં.

૨. લગ્ન વખતે વરઘોડામાં નાળિયેર બાબત જે અપાતું હોય તે ઠેકાણે રૂ. ૧ થી રૂ. ૧૦ સુધી કન્યાના બાપે આપવા; પણ એવું ઠરાવ્યું છે કે, જે ઠેકાણે તે ચાલ નથી ત્યાં કાંઈ આપવું નહિ. રૂ. ૧૦ની અંદર જે ઠેકાણે ઓછી રકમ અપાતી હોય ત્યાં તેટલી (ઓછી) આપવી. ઓછી રકમવાળાનો રૂ. ૧૦ સુધી હક્ક છે એમ આ કલમ ઉપરથી સમજવું નહીં.

૩. લગ્નનું મોસાળું કરવાનો જે ઠેરાણે રિવાજ હોય તે ઠેકાણે રૂ. ૧ થી રૂ. ૧૦ સુધીનું કરવું, ઉપરાંત રકમનું માગવાનો કોઈનો હક્ક નથી. જે ઠેકાણે આ ચાલ નથી ત્યાં આ કલમથી ચાલ થયો એમ સમજવું નહીં.

૪. લગ્ન વખતે છેડો-પકડામણ રૂ. ૧ થી રૂ. ૧૦ સુધી આપવા, તે કરતાં વધારે લેવાનો વરનો હક્ક નથી; પણ એવું ઠરાવ્યું છે કે, જે ઠેકાણે ઉપરની રકમ કરતાં ઓછી રકમ લેવાનો ચાલ હોય ત્યાં તેટલી ઓછી લેવી. જ્યાં બિલકુલ ચાલ ન હોય ત્યાં આ કલમથી ચાલ થયો સમજવો નહીં. જ્યાં વર

તરફથી કન્યાને ઓઢણી આપવાનો ચાલ છે તે ઠેકાણે જેટલી રકમ આ કલમ પ્રમાણે વર તરફ લીધેલી હશે તેટલી જ કન્યા તરફ આપવી.

૫. મહીમાટલાના ચાંલ્લાના દર સેંકડે ૫ ટકા પ્રમાણે કન્યાના બાપે આપવા.

૬. પુરતના કરીને વરને વિદાયગીરીના રૂ. ૧ થી ૫ સુધી કન્યાનો બાપ આપે.

૭. પગેપયણાના રૂ. ૧ થી ૭ સુધી કન્યા તરફથી વરવાળાને આપવા; પણ જે ઠેકાણે તે આપવાનો ચાલ નથી ત્યાં આપવા નહીં. વળી, જે ઠેકાણે તે કરતાં ઓછી રકમ લેવાનો ચાલ હોય ત્યાં તે પ્રમાણે ઓછી રકમ લેવી.

૮. કન્યાને સીમંત (બાળક) થયા પછી તે સાસરે જાય ત્યારે ઝીઆણાના આણે રૂ. ૧ થી રૂ. ૧૧ સુધીની રકમનાં લૂગડાં વગેરે કરી વિદાય કરવી. તે બાબત જાસ્તી માગવાનો વરવાળાનો હક્ક નથી.

૯. કોઈ સ્ત્રીને સાસરે વળાવ્યા પછી તે મરણ પામે ત્યારે તેને કાંઈ ફરજંદ ન હોય તો (તેના બાપે કરેલાં) તેનું ઘરાણું તથા લૂગડાં તે સ્ત્રીના બાપને આપવાં.

૧૦. આપણી જ્ઞાતિમાં દરેક ઠેકાણે મુખ્ય આગેવાનો ઠરાવી તેમનાં નામોની યાદી દેસાઈશ્રીને મોકલી આપવી, એટલે તેઓ મંજૂર કરશે, જ્યારે કોઈ પટેલનું નામ ફેરવવાની જરૂર પડે ત્યારે પણ દેસાઈશ્રીની મંજૂરી લઈને તે ફેરવવું.

૧૧. જે માણસો આ ઠરાવોથી વિરુદ્ધ વર્તણૂક ચલાવે તે દરેક માણસને પાંચ વર્ષ સુધી નાત બહાર મૂકવા અથવા પંચની નજરમાં આવે તે ગુનેગારી લેવી; અથવા ગમે તે ઠરાવ કરવાને મુખ્ય પટેલીઆઓ મુખત્યાર છે, પણ તે ઉપર કોઈ નારાજ થઈને દરબારશ્રીને અરજ કરશે તો તેમા કમી-જાસ્તી કરવાને કે તે રદ કરવાને દરબારશ્રીને અધિકાર છે. આ બાબત દંડની જે જે રકમો લેણી થાય તે વસૂલ કરવા દરેક ઠેકાણાના આગેવાનો તથા પાટડીના દરબારશ્રીનો,

સરકારમાં ફરિયાદ કરીને અગર દરેક રીતે વસૂલ કરવાનો હક્ક છે.

૧૨. તમામ આગેવાનોએ કલમ પ્રમાણે રકમો વસૂલ કરી તેનો ચોથો હિસ્સો ઉમિયાજીના મંદિરમાં ધર્માદા વગેરેમાં વાપરવા માટે પાટડી દરબારશ્રી તરફ મોકલી આપવો. બાકીના રૂપિયા આગેવાનોએ નાતના સુધારામાં વાપરવા; પણ તેનો બરાબર હિસાબ રાખવો.

૧૩. આ ઠરાવ પ્રમાણે દરેક ઠેકાણાના મુખ્ય પટેલોએ કરેલા ઠરાવ ઉપર તકરાર પડ્યેથી અગર બીજા હરેક કારણથી પાટડીના દરબારશ્રી ફેંસલો કરશે તે છેવટનો સમજી તે ઉપર કોઈની તકરાર ચાલશે નહિ.

૧૪. જ્ઞાતિના સુધારાર્થે આ ઠરાવો સરકારમાં નોંધાવી તે સંબંધી જે મદદ લેવાની જરૂર હોય તે લઈ પાટડી દરબારશ્રી બંદોબસ્ત કરે તથા હવે પછી નાતના સુધારા માટે જે કરવું વાજબી જણાય તે ઠરાવો વધારવા કે કમી કરવાને પાટડી દરબારશ્રીને સ્વતંત્ર પરવાનગી આપીએ છીએ; અને જે પ્રમાણે પાટડી દરબારશ્રી કરશે તે અમો કબૂલ કરી તેમનો આભાર માનીશું.

૧૫. મહા વદ-૫ વાર ગરેઉ (ગુરૂ)ના દિવસે જ્ઞાતિ ભાઈઓની મુલાકાત લઈ પાટડી દરબારશ્રીએ તમામ ભાઈઓને સુધારાની ઈચ્છા જણાવી છે તેનો સહી સાથે સ્ટેમ્પના કાગળ ઉપર દસ્તાવેજ કરી આપ્યો છે, માટે તે દિવસે માતાજીની ઉજાણી કરવી અને ખુશમાં રહેવું, ખેતી વગેરે કામકાજ નહીં કરતાં ઈશ્વરનું ભજન કરવું.

૧૬. આ ઠરાવો વિષે સર્વે જ્ઞાતિબંધુઓએ સ્ટેમ્પના કાગળ ઉપર દસ્તાવેજ કરી આપેલો છે તેની આ નકલ સર્વે લોકોને જાણ થવા સારું છપાવીને પ્રગટ કરવામાં આવી છે.

૧૭. ઊંઝામાં ઉમિયા માતાજીનું મંદિર બાંધવા માંડ્યું છે અને તે અધૂરું છે, તે પૂરું થવા સારું સર્વે ભાઈઓએ મદદ આપવાનો

વિચાર કરવો જોઈએ, તેમ જ આપણી નાતનાં લગ્ન ઠરશે તે વખતે તે વિષે ઘટતો વિચાર કરવામાં આવશે.

(ઠરાવોની બીજી ચોપડી)

**દેસાઈશ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજી**
**— સ્વસ્થાન જિલ્લે પાટડી**

જોગ લિ. અમો નીચે સહી કરનારા પાટડી, વણોદ, દસાડા, બજાણા, લખતર, ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, મોરબી, કાઠીઆવાડ, મૂળી તથા વાંકાંનેર વગેરે પરગણાં તથા ગામોના કડવા કણબી જ્ઞાતિના-જાડી પછેડીના પટેલીઆ વગેરે જ્ઞાતિ સમસ્ત અમારી રાજીખુશીથી તથા અક્કલ હોશિયારીથી લખી આપીએ છીએ જે -

(૧) આપણી જ્ઞાતિના કોઈ શખ્સને નાતરું કરીને કે લગ્ન કરીને બાયડી લાવવી હોય તો, તે કન્યા આપણી જ્ઞાતિની છે એવી ખાતરી કરીને લાવવી. ખાતરી કર્યા સિવાય બીજી કન્યા લાવે અને તે જ્ઞાતિ બહારની હોય તો તેને નાત બહાર મૂકવો. તેને મદદ કરનારને પણ નાત બહાર મૂકવો. પણ એવું ઠરાવ્યું છે જે, પાટડી દરબારશ્રીની નજરમાં આવે તો નજરાણા વગેરેના રૂપિયા લઈ, નાતમાં લેવાનો ઠરાવ દરબારશ્રી કરે તો તે મુજબ તેને નાતમાં લેવો.

(૨) આપણી કડવા કણબીની જ્ઞાતિમાં કોઈ શખ્સ નાતરું કરવા માગે તો તેણે રૂ. ૧ થી રૂ. ૩૦૦ સુધી કન્યાના બાપ તરફ આપવા (કન્યાના બાપને આપવા); તે સિવાય જાસ્તી રૂપિયા કે કિમતી વસ્તુઓ આપવી નહિ, તેમ કન્યાના બાપે ઉપર ઠરાવેલા આંકડા સિવાય કોઈ રકમ અથવા વસ્તુ લેવી નહીં. આ મુજબ ચાલવામાં કોઈ કસૂર કરશે તો તેને પાંચ વર્ષ સુધી નાત બહાર મૂકવામાં આવશે અને તે પછી નાતને રૂ. ૫૦૦ નજરાણા (દંડ)ના આપશે ત્યારે નાતમાં લેવામાં આવશે.

(૩) આપણી જ્ઞાતિમાં પરણેતર કન્યાની સગાઈ બાબત (કન્યાવિક્રય - કન્યાના વેચાણ તરીકે એટલે સગાઈ કરવા સંબંધી) વરના બાપ પાસેથી કાંઈ રૂપિયા અગર કિમતી વસ્તુ લેવી નહીં અગર આપવી નહિ. આ પ્રમાણે કરવામાં કોઈ કસૂર કરશે તો તેને બે વર્ષ સુધી નાત બહાર મૂકવામાં આવશે અને તે પછી નાતને રૂ. ૨૦૦ દંડના આપશે ત્યારે નાતમાં લેવામાં આવશે.

(૪) આપણી જ્ઞાતિમાં કોઈ કન્યાનું સગપણ થયા પછી તે કન્યા અગર વર રોગથી લૂલાં-લંગડાં થઈ પડે તો પરગણાના પાંચ પટેલો રૂબરૂ તેનો નિકાલ કરવો અને તેઓ ઠરાવે તે પ્રમાણે ચાલવું. આ બાબત જે કસૂર કરશે તે માણસે નાતમાં રૂ. ૫૦ દંડના આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.

(૫) કડવા કણબીની જ્ઞાતિમાં આજ તારીખ પહેલાં કોઈએ વર અગર કન્યાનાં સાટાંપેટાં કર્યાં હશે, તે બાબત દસ્તાવેજ લખેલા હશે તો તે મુજબ લેવાં-દેવાં, પણ લખ્યા સિવાયનાં હશે તો લેવાં-દેવાં નહીં. હવે પછી કોઈએ સાટાંપેટાં કરવાં નહિ અને તેવા કામમાં કોઈએ મદદ કરવી નહિ. આ પ્રમાણે ચાલવામાં કસૂર કરશે તે માણસે નાતમાં રૂ. ૨૦૦ દંડ આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.

(૬) આપણી જ્ઞાતિમાં કન્યાને, પરણતી કે સગાઈ કરતી વેળા રૂપાની હાંસડી, કલ્લાં અને સાંકળી તરીકેના મળી રૂ. ૮ નું ઘરાણું (વરના બાપે) કરવું. તેથી વધારે કરવું નહીં. એથી ઊલટો ચાલશે તેને નાતના મુખી ઠરાવે તેટલી રકમનો નાતને દંડ આપતાં સુધી તેણે નાત બહાર રહેવું પડશે.

(૭) આપણી જ્ઞાતિમાં આ ઠરાવો થયા પહેલાં કન્યાને (વરના બાપે) કાંબીઓ, સાંકળાં તથા પોલારીઆં વગેરે ઘરાણું કર્યું છે તે ઘરાણું વર તરફ (વરના બાપને) સોંપી દેવું, આ પ્રમાણે ચાલવામાં જે આળસ કે કસુર કરશે તેણે ત્રણ મહિના સુધી નાત બહાર રહેવું પડશે અને ત્યારબાદ રૂ. ૫૦ નાતને દંડ આપશે ત્યારે તેને નાતમાં લેવામાં આવશે.

(૮) આપણી જ્ઞાતિમાં કન્યાનાં લગ્ન થાય તે વખતે અગર તે પહેલાં કન્યાને માઘરો, કાપડું તથા પાકા રંગની સુતરાઉ ચૂંદડી મળી ત્રણ લૂગડાં વરવાળાએ કન્યાવાળાને આપવાં અથવા તેના અવેજમાં રૂ. ૧૦ આપે તો બસ છે. એ રીતે ચાલવામાં કોઈ કસૂર કરશે તો તેને રૂ. ૫૦ દંડ આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.

(૯) આપણી જ્ઞાતિમાં વહુ પોંખતી વખતે, પહેલા આણે રૂ. ૧૬ સાડલાના, રૂ. ૪ ગોરના, રૂ. ૧ ઝવારનો અને રૂ. ૧ ચૂંદડીનો મળી રૂ. ૨૨ વરના બાપે કન્યાને આપવા; તે સિવાય કાંઈ કિમતી વસ્તુ લેવી-દેવી નહિ. આ પ્રમાણે ચાલવામાં કસૂર કરશે તેણે રૂ. ૫૦ દંડ આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.

(૧૦) આપણી જ્ઞાતિમાં કન્યાનું સગપણ થતી વખતે, વરના બાપે રૂ. ૧ રોકડો તથા ૧। શેર સાકર કન્યાને આપવી; તે સિવાય જાસ્તી આપવું-લેવું નહિ. આ પ્રમાણે નહીં ચાલે તેણે રૂ. ૧૦૦ નાતને દંડ આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.



(૧૧) આપણી જ્ઞાતિમાં કોઈએ સવેલી (ધણી હયાત હોય તેવી) સ્ત્રી રાખવી કે દેવી નહીં. આ રીતે ચાલવામાં કોઈ કસૂર કરશે તો તેણે ૧૦ વર્ષ સુધી નાત બહાર રહેવું પડશે અને ત્યાર પછી રૂ. ૧,૦૦૦ નાતમાં દંડ આપશે ત્યારે નાતમાં લેવામાં આવશે.

(૧૨) આપણી જ્ઞાતિમાં વર અગર વહુની હયાતીમાં ફરી લગ્ન કે નાતરું કરવું નહીં. પરંતુ ફરજંદ ન થતું હોય અગર એવા જરૂરી કારણસર ફરીથી લગ્ન કે નાતરું કરવું પડે તો, નાતના મુખ્ય માણસો રજા આપે ત્યારે કરવું, પરંતુ પ્રથમની સ્ત્રીનાં ધાનલૂગડાંનો બંદોબસ્ત કરી લીધા સિવાય પરગણાના માણસોએ તેવી રજા આપવી નહીં, તેમ જ ધણીની રજા સિવાય બાયડીએ સચૂડી (ધણી છતાં) નાતરે જવું નહી, તેમ તેને કોઈએ લઈ જવી નહીં. આ પ્રમાણે કરવામાં કોઈ કસૂર કરશે તો ૨ વર્ષ સુધી તેણે નાત બહાર રહેવું પડશે અને ત્યાર પછી રૂ. ૫૦૦ દંડ આપશે ત્યારે તેને નાતમાં લેવામાં આવશે.

(૧૩) આપણી જ્ઞાતિમાં કોઈ માણસે કોઈનું બહારવટું-જલેલ-નુકસાન કરવું-કરાવવું નહીં. એ રીતે ચાલવામાં કોઈ માણસ કસૂર કરશે તો તેણે ૧ વર્ષ સુધી નાત બહાર રહેવું પડશે અને ત્યારબાદ રૂ. ૧૦૦ નાતને દંડ આપશે ત્યારે નાતમાં લેવામાં આવશે.

(૧૪) આપણી જ્ઞાતિના કોઈ માણસે જાતભાઈ ઉપર અદાવત રાખી, પોતાના દરબાર કે અમલદારને નજરાણું કે સાકરના રૂપિયા આપવા કરી, નાતવાળાનાં ખેતરો, ઘર કે જમીન લેવાં નહીં. કોઈ કણબી જ્ઞાતિના માણસને દરબાર અથવા અમલદાર ગામમાંથી કાઢી મૂકે તો, એક વરસ સુધી રાહ જોયા બાદ, તેની સાંથની જમીન લેવાને હરકત નથી, પરંતુ ઉપરવટ થઈને લેવું નહીં. આ પ્રમાણે ચાલવામાં જે કસૂર કરશે તેણે રૂ. ૫૦૦ નાતને દંડ આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.



(૧૫) આપણી કડવા કણબીની જ્ઞાતિમાં નાત બાબતની કોઈ પ્રકારની તકરાર હોય તો તેની ફરિયાદ પરગણાના પટેલો પાસે કરવી.

ત્યાં નિકાલ ન થાય તો પાટડી આવીને દરબારશ્રી પાસે કરવી અને તેઓ ઠરાવ કરે તે કબૂલ કરવું. એ બાબત પોતાના દરબાર યા અમલદાર પાસે ફરિયાદ કરવી નહીં. આ રીતે નહિ ચાલનાર માણસે રૂ. ૫૦૦ આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.



(૧૬) આપણી કડવા કણબીની જ્ઞાતિમાં આ સુધારાના ઠરાવો પ્રમાણે પોતપોતાના પરગણાના પટેલોએ વહીવટ ચલાવવો. તેમનાથી કોઈ વાતનો નિકાલ ન થઈ શકે અગર તેમના ઠરાવ ઉપર કોઈ પક્ષને તકરાર હોય તો તે પાટડીના દરબારશ્રીને જાહેર કરવું અને તેઓ ઠરાવ કરે તે પ્રમાણે ચાલવું. તે બાબત જે કસૂર કરશે તેણે ૨ વર્ષ સુધી નાત બહાર રહેવું પડશે અને રૂ. ૫૦૦ દંડ આપશે ત્યારે તે નાતમાં આવી શકશે.

(૧૭) આપણી જ્ઞાતિમાં હવે પછી આ ઠરાવોમાં સુધારા કરવા, કમી-જાસ્તી કરવા અથવા નવા યોગ્ય ઠરાવો કરવા પાટડી દરબારશ્રી મુખત્યાર છે. દરબારશ્રીના ઠરાવ પ્રમાણે જે ન ચાલે તેણે દરબારશ્રી ઠરાવે તેટલી રકમ નાતને દંડ આપવી પડશે અને તે આપતાં સુધી તેણે નાત બહાર રહેવું પડશે.



## પ્રકરણ-૪
## સુધારાના સમરાંગણમાં આદ્ય સુધારક

આપણે ગત પ્રકરણમાં જોઈ ગયા તેમ, લગભગ ચાલીશ હજાર માણસોની મોટી સંખ્યાએ મળી સર્વાનુમતે જ્ઞાતિ-સુધારાના ઠરાવો કરી તે દસ્તાવેજ પર સઘળા ગામોના આગેવાનોએ સહીઓ કરી હતી. તે વખતે સહુનાં હૃદયોમાં ખાતરી થઈ હશે કે જ્ઞાતિના રીતરિવાજો હવેથી સરળ રીતે - નિયમિત ધોરણ પર ચાલશે. પરંતુ દિલગીરીની વાત એ છે કે, થયેલ દસ્તાવેજમાં મોખરે સહીઓ કરનારા મોટા મોટાઓનાં હૃદયકમળ શુદ્ધ નહોતાં. તેઓનાં આવાં મલીન હૃદયોનું ભોળા કણબીઓને સ્વપ્ને પણ ભાન નહોતું. એટલુ જ નહિ, પણ જેઓ તેમના નિકટ પરિચયમાં હતા તેમને પણ તેમનાં હૃદયો માટે આ વખતે કાંઈ શંકા નહોતી, કારણ કે તેઓએ આ મેળાવડામાં આગળ પડતો ભાગ લઈ કામ કર્યું હતું અને ઘણો ઉત્સાહ તથા દિલસોજી બતાવ્યાં હતાં. પાટડીથી ઘેર ગયા પછી અલ્પ સમયમાં વિવાહ આવવાના હોવાથી, સહુ પોતપોતાનાં સંતાનોનાં સવડ પ્રમાણે સગપણ કરવાની તૈયારી કરવા લાગ્યા. ગામડાંમા તો ઉપર્યુક્ત ઠરાવો પ્રમાણે સહુએ વર્તન ચલાવવા માંડ્યું, પરંતુ શહેરો અને બીજા વિભાગોના મોટા ગણાતા કુલીન અને જમીનદાર-ગૃહસ્થ વર્ગે આ નિયમો તથા પોતાની કબૂલાતોનો તરણાની માફક ભંગ કરવા માંડ્યો અને પુરત તરીકે પુષ્કળ પૈસા લેવા-દેવા માંડ્યા, જે ઘણું અફસોસકારક હતું. આવા ગેરવાજબી વર્તનનું મુખ્ય મથક અમદાવાદ શહેર હતું અને વિરમગામ, પાટડી વગેરે સ્થળોએ પણ તેમના અનુયાયીઓ રહેતા હતા. આ સ્થિતિથી જે જે સજ્જનો દિલગીર થયા તેમાં અમદાવાદના **રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરી** મુખ્ય આગેવાન હતા. તેમણે અમદાવાદના કુલીન વર્ગને બોલાવી યોગ્ય રીતે સમજાવ્યા અને નક્કી કરેલા આંકડા કરતાં પોતાના પુત્રોના ચાંલ્લા તરીકે કાંઈ પણ વધારે રકમ નહિ માગવાનું કહ્યું, પણ કુલીનોએ કોઈ પણ જાતનો ખુલાસો નહિ કરતાં યથેચ્છ વર્તન ચલાવ્યું. તે ઉપરથી પોતે ના. પાટડી દરબારશ્રીને

આ હકીકત જણાવી અને થયેલા ઠરાવો તોડી યથેચ્છ વર્તણૂક ચલાવતા પાટડીના જાગીરદાર તેમ જ કુલીન વર્ગને અટકાવવાની અરજ કરી. ઉપરાંત પોતે પણ અમદાવાદ ખાતેના નિરંકુશિત વર્તન રાખનારા વર્ગ વિરુદ્ધ એક મોટી હિલચાલ કરવાની તૈયારી કરી હતી, તેમાં જોઈતી મદદ આપવા પણ દરબારશ્રીને વીનવ્યું. રા. બ. શેઠ બહેચરદાસની આ અરજનું જાણવા જેવું પરિણામ આવ્યું નહીં, તેમ નિયમોનો ભંગ કરનાર બંને વર્ગના લોકો જરા પણ અચકાયા નહીં. તેથી તેમણે તળ અમદાવાદ શહેર અને આસપાસનાં ગામડાંઓના લોકો સાથે મળી, સને ૧૮૪૮માં થયેલા તથા પાટડીમાં નક્કી કરેલા જ્ઞાતિહિતના ઠરાવો પાળવા-પળાવવા માટે જંગી હિલચાલ ઊભી કરી અને સંવત ૧૯૨૫ના ચૈત્ર સુદ-૧૧ને બુધવાર, તા. ૨૪-૩-૧૮૬૯ના દિવસે ૫૦ રૂપિયાના સ્ટેમ્પ કાગળ ઉપર, પોતાની હિલચાલથી સંમત એવા સઘળા પાટીદારોની સહીઓ કરાવી. તેમાં અમદાવાદ તળ અને ગામડાંઓના કુલ મળી લગભગ ૬-૭ હજાર માણસો હતા. સદરહુ દસ્તાવેજ એવી મતલબનો હતો કે -

૧. સને ૧૮૪૮ના તેમ જ પાટડીના મેળાવડા વખતે થયેલા ઠરાવો પ્રમાણે વર્તવું.

૨. સદરહુ ઠરાવો પ્રમાણે ચાલવા સંમત આ દસ્તાવેજમાં સહીઓ કરનારાઓમાં જ કન્યાઓ દેવી-લેવી.

૩. આ દસ્તાવેજમાં સહીઓ કરનારાઓમાં કામકાજ ચલાવવા અને થયેલા બંદોબસ્ત પર દેખરેખ રાખવા એક કમિટી નીમવી.

૪. દસ્તાવેજમાં સહીઓ કરનારાઓમાંથી ઠરાવ વિરુદ્ધ વર્તન ચલાવનાર માણસ રૂ. ૭૦૧ સુધી આપે.

આ દસ્તાવેજ કાયદાસર રજિસ્ટર કરાવવામાં આવ્યો અને સારી રીતે બંદોબસ્ત થયો.

રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરીની આ હિલચાલને લૂલી પાડવા તેમ જ કન્યાઓ આપવા આવનાર વર્ગને સધિયારો, આપવા, જેઓએ રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરીના દસ્તાવેજમાં સહીઓ કરી નહોતી તેઓએ એક વિરુદ્ધ હિલચાલ શરૂ કરી અને સંવત ૧૯૨૭ના માગશર વદ-૧ ને શુક્રવાર, તા. ૯-૧૨-૧૮૭૦ના દિવસે સ્ટેમ્પ ઉપર એક દસ્તાવેજ કરી સુધારો કરવાનો આડંબર કર્યો, જેનો સાર એવો હતો કે -

૧. ચાંલ્લાની રકમ રૂ. ૧૯૯ કરતાં વધારે લેવી નહીં.

૨. પ્રથમની સ્ત્રીની ૨૫ વર્ષની વય થવા પહેલાં બીજી સ્ત્રી કરવી નહીં.

૩. બીજી સ્ત્રી કરવામાં આવે ત્યારે પ્રથમની સ્ત્રીનું યોગ્ય રીતે પાલન કરવું.

૪. કર-કરીઆવરને નામે લેવાતા પૈસામાં યોગ્ય ઘટાડો કરવો.

આ વગેરે ઠરાવો[1] કર્યા હતા, જેના પર અમદાવાદના લગભગ તમામ કુલીન ગૃહસ્થોની સહીઓ હતી.

રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરીના વિરુદ્ધ પ્રતિપક્ષીઓએ ઉપર પ્રમાણે જુદી હિલચાલ કરી, પણ જનસમાજના હૃદયમાં એક નિઃસ્વાર્થ વીર સુધારકે સુધારાનું જે બીજ રોપ્યું હતું તેને કોઈ નષ્ટ કરી શક્યા નહિ; પણ ઊલટું સત્ય શું છે તે સહેલાઈથી લોકોના જાણવામાં આવી ગયું. જોકે, અવિદ્યાના ગાઢ અંધકારને સત્યની રોશની તાત્કાલિક ભેદી શકી નહિ, તો પણ જનસમાજના હૃદયમાં પ્રકટેલી સત્ય સમાજ-સુધારાની ઝાંખી ઝાંખી રોશની પણ તેના પ્રકટાવનારના નિઃસ્વાર્થપરાયણ પુરુષાર્થને લીધે કદી પણ ગુલ ન થવા પામી. કાળે કરી તે રોશનીએ સાનુકૂળ સમયમાં કેવો પ્રકાશ પાડ્યો તે જેમ જેમ આગળ વધીશું તેમ તેમ આપણને સમજાશે.

રા. બ. શેઠ બહેચરદાસ લશ્કરી પ્રતિપક્ષીઓની આવી હિલચાલથી જરા પણ ડગ્યા નહિ; બલકે, જેમ જેમ અડચણો આવતી ગઈ તેમ તેમ પ્રતિદિન વધુ ને વધુ ઉત્તેજિત થતા ગયા. તેમણે જ્ઞાતિના આવા નઠારા રીતરિવાજોના પરિણામે બાળકી-હત્યાઓ થવાનો સંભવ બળવત્તર થતો જાય છે તે આધાર પર જ્ઞાતિહિતના પોતાના કાર્યમાં નામદાર સરકાર તરફથી પણ યોગ્ય મદદ મેળવવાનો પ્રયત્ન આદર્યો. તે વખતના અમદાવાદ વિભાગના કલેકટર મે. બોરોડેલ સાહેબને તેમણે આ હકીકતથી વાકેફ કરી તેમની દિલસોજી સંપાદન કરી. તે અરસામાં હિંદુસ્થાન સરકારની ધારાસભામાં બાળકી-હત્યા અટકાવવાના બિલ-ધારાનો ખરડો આવ્યો, જે પરથી સરકાર તરફથી મદદ મળવાની તે વીર સુધારકને સારી આશા ઉત્પન્ન થઈ અને તેના શુભ પરીણામની તેઓ આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યા. ઈ.સ. ૧૮૭૦માં કેટલાક સુધારાવધારા સાથે તે બિલ પસાર થઈને કાયદાના રૂપમાં નીચે પ્રમાણે મંજૂર થયું :



૧. ઘણું કરી દરેક વિવાહ વખતે આવા ઠરાવો થયા છે, પરંતુ તે પ્રમાણે વર્તન થયું હોય તેમ અત્યાર સુધી જણાયું નથી.

# BOMBAY GOVERNMENT GAZETTE

28th April 1870

Act No. VIII of 1870

ઈન્ડિયા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલનો હેઠળ લખેલો એક્ટ ગવર્નર જનરલ સાહેબે સને ૧૮૭૦ના માર્ચ મહિનાની ૧૮મી તારીખે મંજૂર કર્યો, તે સઘળા લોકોને જાહેર થવા સારું છપાવીને પ્રસિદ્ધ કર્યો છે.

## સને ૧૮૭૦નો એક્ટ ૮

**છોકરીઓનાં ખૂન નહીં થાય તેવો બંદોબસ્ત કરવા બાબતનો એક્ટ**

**ઉદ્દેશ**

બ્રિટિશ ઈન્ડિયાના કેટલાક ભાગમાં છોકરીઓનાં ખૂન ઘણું કરીને થાય છે એવું માને છે વાસ્તે, અને તે ગુનો નહીં થવા દેવાને વધારે સારો બંદોબસ્ત કરવાની જરૂર છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

**ફલાણા ફલાણા ડિસ્ટ્રિક્ટમાં આ એક્ટ પ્રમાણે બંદોબસ્ત કરવાનો અધિકાર**

(૧) સદરહુ ગુનો ફલાણા ડિસ્ટ્રિક્ટમાં ઘણું કરીને થાય છે, અથવા તે ડિસ્ટ્રિક્ટમાં રહેનારા ફલાણા વર્ગના લોકો અથવા કુટુંબના લોકો અથવા માણસો કરે છે, એવું સ્થાનિક સરકારની નજરમાં આવે તો તે ગુનો તે ડિસ્ટ્રિક્ટમાં અથવા તે વર્ગના અથવા કુટુંબના લોકોમાં અથવા માણસોમાં નહીં થવા દેવાનો આ એક્ટ પ્રમાણે બંદોબસ્ત કરવાનું ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની અગાઉથી મંજૂરી લઈને સરકારી ગૅઝેટમાં અથવા પોતે હુકમ કરે તેવી બીજી રીતે જાહેરનામું છપાવીને ફરમાવવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

સદરહુ પ્રકારની ડિસ્ટ્રિક્ટની હદો જાહેરનામામાં લખવી અથવા તે જાહેરનામું ફલાણા વર્ગના અથવા કુટુંબના લોકોને અથવા માણસોને લાગુ છે એવી મતલબનું હોય ત્યારે તે વર્ગ અથવા કુટુંબ અથવા માણસો તે જાહેરનામામાં લખવાં.

**કાનૂનો કરવાનો અધિકાર**

(૨) સદરહુ જાહેરનામું ઉપર કહ્યા પ્રમાણે છપાઈને પ્રસિદ્ધ થયા પછી, હેઠળ લખેલાં સઘળાં કારણો સારુ અથવા તેમાંના હરકોઈ કારણ સારુ ત્રીજી કલમના ઠરાવનું ધોરણ રાખીને આ ઍકેટને મળતા આવે તેવા કાનૂનો વખતોવખત કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

(૧)  સદરહુ ડિસ્ટ્રિક્ટમાં અથવા જે વર્ગના અથવા કુટુંબોના લોકોને અથવા માણસોને સદરહુ જાહેરનામું લાગુ કર્યું હોય તે વર્ગમાં અથવા કુટુંબોમાં અથવા માણસોમાં જન્મ તથા લગ્ન તથા મરણ થાય તેઓનાં રજિસ્ટરો રાખવા બાબત અને તે માણસોની અથવા સદરહુ ડિસ્ટ્રિક્ટમાં રહેનારાં બીજાં માણસોની વસ્તીની વખતે વખતે ગણતરી કરવા બાબત.

(૨) મામૂલ પ્રમાણે રાખેલી પોલીસના એસ્ટાબ્લિશમેન્ટ કરતાં વધતું પોલીસફોર્સ રાખવા બાબત અથવા સદરહુ ડિસ્ટ્રિક્ટમાં અથવા સદરહુ વર્ગમાં અથવા કુટુંબોમાં અથવા માણસોમાં છોકરીઓનું ખૂન નહીં થવા દેવા સારુ અથવા ખૂન થાય તો તે પકડવા સારુ અથવા આ ઍક્ટના ઠરાવો અમલમાં લાવવા સારુ અમલદારો અથવા નોકરો રાખવા બાબત.

(૩) સદરહુ ડિસ્ટ્રિક્ટમાં અથવા સદરહુ વર્ગમાં અથવા કુટુંબોમાં અથવા માણસોમાં જે જન્મો તથા લગ્નો તથા મૃત્યુ થાય અથવા થનાર હોય તે સઘળાંની ખબર યોગ્ય અમલદારોને કોણે કેવી રીતે આપવી તે બાબત.

(૪) જે માણસને સદરહુ જાહેરનામું લાગુ હોય તેણે લગ્નનો અથવા લગ્નને લગતી હરકોઈ ક્રિયા અથવા રૂઢિ કરવાનો ખર્ચ કેટલો કરવો તેનો બંદોબસ્ત કરવા બાબત.

(૫) આ કલમ પ્રમાણે કેટલા કાનૂનો અમલમાં લાવવા સારુ જે ખર્ચ થયો હોય તે સઘળો ખર્ચ અથવા તેમાંનો કોઈ ખર્ચ સદરહુ ડિસ્ટ્રિક્ટમાં રહેનારા સઘળા લોકો પાસેથી અથવા તે માંહેના કેટલાક લોકો પાસેથી અથવા સદરહુ જાહેરનામું જે લોકોને લાગુ હોય તે લોકો પાસેથી શી રીતે વસૂલ કરીને લેવો તેનો બંદોબસ્ત કરવા બાબત.

(૬) આ કલમ પ્રમાણે કરેલ હરકોઈ કાનૂન અમલમાં લાવવા નીમેલા અમલદારોનું અથવા નોકરોનું કામ ઠરાવવા બાબત.

**કાનૂનોની મંજૂરી તથા પ્રસિદ્ધિ**



(૩) બીજી કલમ પ્રમાણે કરેલ હરકોઈ કાનૂન અથવા ફેરફાર ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ મંજૂર કરશે અને ઈન્ડિયા

ગેઝેટમાં તથા ઠેકાણા ઠેકાણાના સરકારી ગૅઝેટમાં છપાઈને પ્રસિદ્ધ થશે  ત્યાં સુધી અમલમાં આવશે નહીં. સદરહુ કાનૂનોની નકલો સ્થાનિક સરકાર ફરમાવે તે જગ્યાએ ચોડવી અને ફરમાવે તે રીતે વહેંચવી.

**કાનૂન તોડવા બાબત શિક્ષા**

(૪) જે કોઈ સદરહુ પ્રકારના કોઈ કાનૂન તોડશે, તેની ઉપર તે બાબત મેજિસ્ટ્રેટનો અખત્યાર ચલાવનાર હરકોઈ અમલદારની આગળ સાબિત થશે તો તેને ઘણામાં ઘણા છ મહિના સુધીની સજા અથવા એક હજાર રૂપિયા સુધીનો દંડ અથવા એ બેઉ શિક્ષા થશે.

**બીજા કાયદા પ્રમાણે કામ ચલાવવાનો અધિકાર કાયમ રાખ્યો છે**

(૫) આ ઍક્ટ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈ ગુના બાબત, બીજા કોઈ કાયદા પ્રમાણે કોઈ માણસ ઉપર કામ ચલાવીને તેને શિક્ષા કરવાની મના આ ઍક્ટના કોઈ ઠરાવથી અથવા સદરહુ પ્રમાણે કરી તે પ્રસિદ્ધ કરેલ કોઈ કાનૂનના કોઈ ઠરાવથી છે એવું સમજવું નહીં. પણ એવું ઠરાવ્યું છે કે, કોઈ માણસને એકના એક ગુના બાબત બે વાર શિક્ષા કરવી નહીં.

**જે છોકરીઓ બાબત ગફલતી થતી હોય તેઓને નિગેહબાની હેઠળ મૂકવાનો અધિકાર**

(૬) પહેલી કલમમાં કહેલું જાહેરનામું જે માણસને લાગુ હોય તે માણસની જે નાની છોકરીનું ગુજરાન ચલાવવાની કાયદા પ્રમાણે જરૂર હોય તે છોકરીના ગુજરાનનો તે માણસ યોગ્ય બંદોબસ્ત કરવાની ગફલત કરે છે અને તેથી તે છોકરીનો જીવ જવાની અથવા તબિયત બગડવાની ધાસ્તી છે એવું ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને માલૂમ પડે અને તેની નજરમાં આવે તો પોતાને યોગ્ય જણાય તેવી નિગેહબાની હેઠળ તે છોકરીને મૂકવાનો તેને અધિકાર છે; અને જરૂર હોય તો છોકરીને તે માણસના તાબામાંથી તેણે કાઢવી.

ડિસ્ટ્રિક્ટના મેજિસ્ટ્રેટને વાજબી દેખાય તે પ્રમાણે સદરહુ છોકરીના ગુજરાન સારુ મહિને ઘણામાં ઘણા ૫૦ રૂપિયા સુધી નિમણૂક બાંધી આપવાનો તે માણસને હુકમ ફરમાવવાને તે મેજિસ્ટ્રેટ મુખત્યાર છે; અને તે માણસ તે હુકમ માનવાની જાણીબૂજીને ગફલત કરશે તો જેટલી વાર  હુકમ તોડશે તેટલી વાર વોરંટ આપીને ફોજદારી ઈન્સાફનું કામ

ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૧મી કલમમાં કહેલી રીતે, જેટલા રૂપિયા લેણા નીકળતા હોય તેટલા વસૂલ કરવાનો અધિકાર સદરહુ મેજિસ્ટ્રેટને છે.

સદરહુ કાયદાની ૩૧૬ની કલમ પ્રમાણે મેજિસ્ટ્રેટને જે અખત્યાર છે તેને આ કલમના કોઈ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહીં.

**એક્ટ ક્યાં ક્યાં લાગુ છે**

(૭) આ ઍકેટ પહેલવહેલાં વાયવ્ય પ્રાન્તને તથા પંજાબને તથા અયોધ્યાને જ લાગુ થશે, પણ ઈન્ડિયા સરકારના પ્રત્યક્ષ તાબા માંહેના અયોધ્યા સિવાય બીજા મુલકના કોઈ ભાગને આ ઍક્ટ હુકમ કરીને લાગુ કરવાનો અધિકાર ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને છે; અને પોતપોતાના તાબા માંહેના મુલકના કોઈ ભાગને આ ઍક્ટ હુકમ કરીને લાગુ કરવાનો અધિકાર મદ્રાસના ગવર્નર ઈન કાઉન્સિલને તથા મુંબઈના ગવર્નર ઈન કાઉન્સિલને તથા બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નરને છે.

ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે આ કલમ પ્રમાણે જે હુકમ કર્યો હોય તે દરેક હુકમ ઈન્ડિયા ગૅઝેટમાં છપાવીને પ્રસિદ્ધ કરવો. આ કલમ પ્રમાણે બીજો જે હુકમ કર્યો હોય તે દરેક હુકમ ઠેકાણે ઠેકાણેના સરકારી ગૅઝેટમાં છપાવીને પ્રસિદ્ધ કરવો.

(True Translation) Venayek Wassoodev
Oriental Translator to Government

ઉપર્યુક્ત કાયદો હિન્દના સઘળા ભાગોમાં લાગુ કરવાનો નહોતો; પરંતુ જે જે ભાગમાં સ્થાનિક સરકારને જરૂર જણાય તે તે ભાગમાં તે કાયદાના આધારે જુદો કાયદો પસાર કરી હિન્દ સરકારની મંજૂરીથી અમલમાં મૂકવાનો હતો. તેથી આ કાયદો કડવા પાટીદાર કોમને લાગુ કરાવી તે દ્વારા સુધારા અમલમાં મૂકાવવાનો ભગીરથ પ્રયત્ન શેઠ બહેચરદાસ લશ્કરીએ આરંભ્યો. નામદાર મુંબઈ સરકારનું તે તરફ ધ્યાન ખેંચી મદદ મેળવવા તેમણે જ્ઞાતિની સ્થિતિનો સંપૂર્ણ ચિતાર ખડો થાય તેવી એક અરજી તા. ૨૪મી જૂન સને ૧૮૭૦ના દિવસે તૈયાર કરી, જેની શરૂઆતમાં જ્ઞાતિની ઉત્પત્તિ અને લગ્નપદ્ધતિ વિષે ચાલતી અકુદરતી વાતોનો સારો ચિતાર આપવામાં આવ્યો હતો, તેમ જ સને ૧૮૪૫થી ૧૮૭૦ સુધીના જ્ઞાતિની સ્થિતિ સુધારવા થયેલા સઘળા પ્રયત્નો તથા તેમાં

આવેલાં વિઘ્નોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું હતું. વળી, નીચે પ્રમાણે, વસ્તીની ગણતરી થયેલી તે આંકડાઓના આધારે બાળકીઓની થઈ પડેલી દયાજનક સ્થિતિને લઈને આ કાયદો લાગુ કરવાની કેટલી બધી અગત્ય છે, તે લંબાણ ખુલાસાવાર સમજાવવામાં આવ્યું હતું.



**ચાર કુળવાન પોળો તથા ગામડાંઓનાં બાળકોની સંખ્યા**

| | છોકરા | છોકરી | | છોકરા | છોકરી |
|---|---|---|---|---|---|
| પહેલી પોળ | ૫૦ | ૩૨ | ત્રીજી પોળ | ૭૧ | ૪૨ |
| બીજી પોળ | ૬૧ | ૪૮ | ચોથી પોળ | ૨૯ | ૨૪ |
| ગોમતીપુર | ૧૦૩ | ૭૫ | અસારવા | ૬૭ | ૩૩ |
| વાડજ | ૬૫ | ૫૦ | નવરંગપુરા | ૩૫ | ૧૩ |
| મીઠાખળી | ૭૫ | ૩૯ | માદલપુર | ૩૫ | ૧૫ |
| હઠીપુરા | ૩૦ | ૨૦ | વછરાલ | ૨૮ | ૧૮ |
| અમરાઈ | ૬૨ | ૪૧ | અચીઅર | ૨૯ | ૧૫ |
| મોટેરા | ૬૦ | ૨૪ | કુલ સરવાળો | ૮૦૦ | ૪૮૯ |

આ પ્રમાણે અરજી કરી એવી દાદ માગવામાં આવી હતી કે -

૧. જ્ઞાતિનો ઈન્સાફ કરવા સરકારી અમલદારના અધ્યક્ષપણા નીચે ત્રીસ પટેલોની એક કમિટી નીમવી.

૨. કરેલી સગાઈ તોડવી નહિ.

૩. રૂ. ૧૦૦થી વધારે ચાંલ્લો લેવો નહિ.

૪. કરકરીઆવરમાં ઘણો ઘટાડો કરવો.

૫. સ્ત્રીની ૨૫ વર્ષની વય થયા છતાં જો ફરજંદ ન થયું હોય તો અથવા તે પહેલાં શારીરિક ખામી કે અશક્તિ હોય તો, પ્રથમની સ્ત્રીને તેના બાપે જેટલો ચાંલ્લો ભર્યો હોય તેટલું ઘરાણું તથા માસિક રૂ. ૪ થી રૂ. ૧૫ સુધી ખોરાકી આપવાનો ઠરાવ કરી, તથા જેના બાપે બિલકુલ ચાંલ્લો ન ભર્યો હોય તેને રૂ. ૧૦૦ સુધીના દાગીના તથા યોગ્ય ખોરાકી-પોશાકી ઠરાવીને પછી બીજી સ્ત્રી કરવી.



૬. જ્ઞાતિપંચના સર્ટિફીકેટ વિના કોઈએ સ્ત્રીને છાંડવી નહીં.

૭.  જ્ઞાતિફંડ માટે સગાઈ થાય ત્યારે રૂ. ૦ાા વર-પક્ષ અને રૂ. ૦ાા કન્યા-પક્ષ તરફથી લેવો. નાતરામાં તથા ચાંલ્લો ભરાતી વખતે તેથી બમણી રકમ લેવી.

આ પ્રમાણે લગ્નખર્ચાઓમાં ઘટાડો કરી બાળકીઓનું રક્ષણ કરવા સને ૧૮૭૦નો ૮મો ઍક્ટ ગુજરાતમાં લાગુ કરી આપો, એવી માગણી કરી હતી. હજારો માણસોની સહીઓ સાથેની આ અરજી લઈ શેઠ બહેચરદાસ લશ્કરી જાતે સને ૧૮૭૦ના ઑગસ્ટ મહિનામાં ના. ગવર્નર સાહેબ સર સાયમોર ફિટ્ઝરાલ્ડ હજૂરમાં પૂના ગયા અને રૂબરૂમાં જ્ઞાતિની બાળાઓની સ્થિતિનો ચિતાર આપ્યો. તેના પરિણામે સને ૧૮૭૦નો ૮મો ઍક્ટ (બાળકી હત્યાનો કાયદો) તે જ વર્ષના ડિસેમ્બર મહિનામાં લાગુ કરવામા આવ્યો અને ગુજરાતના કડવા-લેઉવા માટે કાયદાઓ ઘડી ના. મુંબઈ સરકારે પસાર કરી, સને ૧૮૭૧ના એપ્રિલ મહિનામાં ના. હિન્દ સરકારની મંજૂરી મેળવી. એની નકલ નીચે આપવામાં આવી છે.

**જાહેરનામું**

**જંજીરે મુંબઈ, તારીખ ૧૫મી માહે એપ્રિલ, ૧૮૭૧**

સને ૧૮૭૦ના ૮મા ઍક્ટની બીજી કલમ પ્રમાણે જે કાનૂનો કરીને જનરલ ડિપાર્ટમેન્ટનું, સને ૧૮૭૦ના ડિસેમ્બર મહિનાની ૨૧મી તારીખનું જાહેરનામું સને ૧૮૭૦ના ડિસેમ્બરની ૨૨મી તારીખે મુંબઈના સરકારી ગૅઝેટના ૧૩૪૬મા પાને છપાયું છે, તે પ્રમાણે મુંબઈ સરકારના તાબા માંહેના અમદાવાદ અને ખેડા ડિસ્ટ્રિક્ટ મધ્યેના લેઉવા અને કડવા કણબીની ન્યાતના લોકોને લાગુ કર્યા છે તે કાનૂનો બંદેગાન આલી નવાબ મુસ્તેતાબ હજરત રાઈટ ઓનરેબલ ગવર્નર સાહેબ બહાદુર દરઈજલાસ કાઉન્સિલે સઘળા લોકોને જાહેર થવા સારુ છપાવીને પ્રસિદ્ધ કર્યા છે.

(૧) સને ૧૮૭૦ના ૮મા ઍક્ટનાં કારણો સારુ અમદાવાદ અને ખેડા ડિસ્ટ્રિક્ટમાં, હેઠળ લખેલી ફીનું "ઈન્ફન્ટિસાઈડ ફંડ" કરવું; એટલે સદરહુ ડિસ્ટ્રિક્ટના હરકોઈ ભાગમાં રહેનારા લેઉવા અને કડવા કણબીની નાતમાં -

૧. જન્મ થાય તે નોંધવાની ફી,
૨. મરણ થાય તે નોંધવાની ફી,
૩. વિવાહ થાય તે નોંધવાની ફી,
૪. લગ્ન થાય તે નોંધવાની ફી,

એની વિગતે ફીનુ 'ઈન્ફન્ટિસાઈડ ફંડ' કરવું.



(૨) હરેક તાલુકામાં સરકાર એક અથવા વધતા અમલદારો નીમશે અને તેઓને કડવા અને લેઉવા કણબીની નાતમાં જન્મ, મરણ અને લગ્ન થાય તેના રજિસ્ટ્રાર કહેવા. ડિસ્ટ્રિક્ટનો કલેકટર જે જે જગ્યાએ ઠરાવે તે તે જગ્યાએ દર એક રજિસ્ટ્રારે પોતાની કચેરી કરવી. સદરહુ નાતમાં જન્મ, મરણ, વિવાહ, લગ્ન અને નાતરાં થાય તે બાબતની ખબર તે નાતનાં માણસો નોંધાવવાને લાવે તે સઘળી ખબર, તે રજિસ્ટ્રારે કલેકટર ફરમાવે તેવી બુકમાં અને તેવા નમૂના પ્રમાણે નોંધવી. જે ફી લેવાનું ઠરાવ્યું હોય તે ફી લઈને, તેણે કલેકટર ફરમાવે તે રીતે "ઈન્ફન્ટિસાઈડ ફંડ" ખાતે જમા કરવી. નોંધાયા વગરનાં જન્મ, મરણ, વિવાહ, લગ્ન અને નાતરાંની તેને ખબર પડે તે બાબત કલેકટરને અથવા કલેકટર કહે તે અમલદારને તેણે તાબડતોબ રિપોર્ટ કરવો અને છોકરીનાં મરણ બાબતે રિપોર્ટ આવે એટલે તેણે ગામના પોલીસ પટેલને અથવા હેડ કોન્સ્ટેબલના દરજ્જા કરતાં જેનો દરજ્જો નીચો નહીં હોય તેવા કોઈ પોલીસ અમલદારને સાથે લઈને તે ઘેર તાબડતોબ જવું. જો તેઓને ખાતરી થાય કે સ્વાભાવિક કારણથી મરણ થયું છે તો રજિસ્ટ્રારે મડદું દાટવા અથવા બાળવા સારુ લઈ જવાની પરવાનગી લખીને આપવી. રજિસ્ટ્રારના અથવા પોલીસ અમલદારના મનમાં શક આવે તો કાયદા પ્રમાણે તે બાબતનો નિકાલ થવા સારુ તે કામ પોલીસ અમલદારની પાસે મોકલવું.

(૩) હેઠળ લખેલાં માણસો એટલે કે જે માણસો કડવા અને લેઉવા કણબીની નાતનાં હોય અને સદરહુ ડિસ્ટ્રિક્ટમાં રહેતાં હોય તેઓ જે તાલુકામાં અથવા કસ્બામાં રહેતાં હોય તે તાલુકાના અથવા કસ્બાના રજિસ્ટ્રારને તેઓએ જન્મ, મરણ, વિવાહ, લગ્ન અથવા નાતરાં બાબતનો કાનૂન પ્રમાણેનો રિપોર્ટ કરવો જોઈએ. તે રિપોર્ટ તેઓએ તે રજિસ્ટ્રારને નીચે મુજબ કરવો એ તેઓનું કામ છે.

**જન્મ બાબત :** છોકરાંના બાપે રિપોર્ટ કરવો. તે ગેરહાજર હોય તો જે પુરુષ નિકટનો એટલે કે નજીકનો સગો હોય તેણે રિપોર્ટ કરવો. ગામમાં અથવા કસ્બામાં એ બેઉમાંથી કોઈ હાજર નહીં હોય તો નિકટની સગી જે બાયડી હોય તેણે રિપોર્ટ કરવો.

**છોકરાંના મરણ બાબત :** છોકરાંના જન્મની પેઠે જ રિપોર્ટ કરવો. 
પુખ્ત ઉંમરની બાયડીના મરણ બાબત તેના ધણીએ રિપોર્ટ કરવો. ગામમાં

અથવા કસ્બામાં એ બેઉમાંથી કોઈ હાજર નહીં હોય તો તેમની નિકટની સગી જે બાયડી હોય તેણે રિપોર્ટ કરવો. સદરહુ જન્મ અને મરણ થયા પછી તેનો ૧૨ કલાકમાં રિપોર્ટ કરવો; પણ છોકરીનું મરણ થાય તો એક કલાકમાં રિપોર્ટ કરવો જોઈએ; અને તાલુકાના અથવા કસ્બાના રજિસ્ટ્રારની લેખિત પરવાનગી સિવાય તે છોકરીને દાટવા અથવા બાળવા સારુ લઈ જવી નહીં.

**વિવાહ બાબત** : કન્યાનાં અને વરનાં માબાપે અથવા તેઓનાં નિકટનાં સગાંએ તે વર-કન્યાને તથા વિવાહના લેખની નકલ સાથે લઈ જઈને લેખ થયા પછી ૪૮ કલાકમાં રિપોર્ટ કરવો.

**લગ્ન બાબત** : વિવાહ પેઠે જ રિપોર્ટ કરવો.

**નાતરા બાબત** : વર કન્યાએ ૪૮ કલાકમાં રિપોર્ટ કરવો.

(૪) ઉપર કહેલાં માણસોએ સદરહુ જન્મ, મરણ, વિવાહ, લગ્ન અને નાતરાનો રિપોર્ટ કરતી વખતે નીચે કહેલી ફી આપવી :

**વિવાહ બાબત** : ૧ રૂપિયો કન્યાનાં માબાપ પાસેથી લેવો.
૧ રૂપિયો વરનાં માબાપ પાસેથી લેવો.

**લગ્ન બાબત** : ૧ રૂપિયો વરના માબાપ પાસેથી લેવો.

**નાતરા બાબત** : ૧ રૂપિયો વરની પાસેથી લેવો.

(૫) પોતાના કુટુંબના અથવા પોતાની નાતનાં માણસો પોતાના ઘરમાં અથવા પોતાના તાબામાં કેટલાં રહે છે અને તેઓની ઉંમર કેટલી છે અને તેઓમાં સ્ત્રીપુરુષ જાતનાં કેટલાં કેટલાં માણસો છે, એ વગેરે બાબતની જે ખબર સરકાર માગે તે ખબર ઉપરની નાતના દરેક શખ્સે સરકાર ફરમાવે તે માણસને અને સરકારે જે રીતે મંજૂર કરી હોય તે રીતે આપવી તે એ શખ્સનું કામ છે.

(૬) મામૂલ પ્રમાણે ઠરાવેલા પોલીસના એસ્ટાબ્લિશમેન્ટ કરતાં વધતું પોલીસ ફોર્સ અથવા કોઈ અમલદારો અથવા નોકરો સને ૧૮૭૦ના આઠમા ઍક્ટની ૨૦મી કલમની ૩જી રકમમાં કહેલાં કારણો સારુ રાખવાની જરૂર છે એવું સરકારની નજરમાં આવે તો, જે વર્ગનાં અથવા કુટુંબોનાં લોકોને સારુ અથવા માણસોને સારુ તે પોલીસ અમલદારો અથવા નોકરો રાખવા હોય તેઓની ઉપર, તે પોલીસ અમલદારોનો અને નોકરોનો પગાર સરકાર વખતે વખતે ઠરાવે તે પગારના રૂપિયાનો ફાળો

નાખવાનો કલેકટરને અધિકાર છે અને તે ફાળો મહેસૂલની પેઠે કલેકટરે વસૂલ કરવો.



(૭) કડવા અને લેઉવા કણબીની નાતના લોકોમાં લગ્નનો અને તેને લગતી ક્રિયા અથવા રીત કરવાનો ખર્ચ, હેઠળ લખેલા પ્રમાણ મુજબ કરવો; બીજું કાંઈ આપવું-લેવું નહીં.

૧. કન્યાના બાપે વરના બાપને રૂ. ૧ થી રૂ. ૧૦૦ સુધી ચાંલ્લો આપવો; વધતો આપવો નહીં અને બેઉ પક્ષકારો ઠરાવે તે વખતે લગ્ન પહેલાં તે ચાંલ્લો આપવો.

૨. કન્યાના બાપે વરના બાપને લગ્નના વરઘોડાનાં નાળિયેરના રૂ. ૧ થી ૧૦ સુધી આપવા; વધતા આપવા નહીં.

૩. કન્યાના બાપે લગ્નના વરઘોડા વખતે મોસાળાના રૂ. ૧ થી ૧૦ સુધી આપવા; વધતા આપવા નહીં.

૪. ચૉરીમાં લગ્નની ક્રિયા થતી વખતે કન્યાના બાપે રૂ. ૧ થી ૧૦ સુધી વરને છેડો-ઝલામણના આપવા; વધતા આપવા નહીં.

૫. છેડો-ઝલામણના બદલામાં વરના બાપે કન્યાને ઓઢણીના રૂ. ૧ થી ૧૦ સુધી આપવા; વધતા આપવા નહીં.

૬. વરવહુ વિદાય થાય ત્યારે કન્યાના બાપે વરના બાપને મહીમાટલાના રૂ. ૧ થી ૫ સુધી આપવા; વધતા આપવા નહીં.

૭. કન્યા સાસરે પહોંચે એટલે કન્યાના બાપે વરના બાપને પગેપયણાના રૂ. ૧ થી ૫ સુધી આપવા; વધતા આપવા નહીં.

૮. વહુ પોતાના પિયર પાછી જાય ત્યારે તેના બાપે તેના વરના બાપને પુરતના રૂ. ૧ થી ૧૦ સુધી આપવા; વધતા આપવા નહીં.

૯. વહુ પહેલા ખોળાનું છોકરું થયા પછી સાસરે પાછી આવે ત્યારે તેના બાપે લૂગડાં-ઘરેણાં (જેને જીઆણું કહે છે.) વગેરેના રૂ. ૧ થી ૧૧ સુધી આપવા; વધતા આપવા નહીં.

બ. મુજિબે હુકમ

(સહી) ફ્રાન્સિસ સ્ટુઅર્ટ મ્યાપમ્યાન સાહેબ બહાદુર ચીફ સેક્રેટરી

નિસ્બત સરકાર, એઓની સહી



(True Translation) (sd.) Venayek Wassoodev

Oriental Translator to Government

 આ પ્રમાણે નિયમો સને ૧૮૭૧ની ૧૫મી એપ્રિલે ગવર્નમેન્ટ ગૅઝેટ-જનરલ ડિપાર્ટમેન્ટમાં જાહેર થયા. તેથી તે લગ્નસરા વખતે પુત્રીઓ પાછળ થતાં ખર્ચ કમી થયાં. પાસ થયેલા નિયમોમાં એક નિયમ એવો હતો કે, કોઈ છોકરી મરી જાય તો તેનું મરણ કુદરતી રીતે થયું છે કે તેનાં માતાપિતાની તેને ઉછેરવાની બેદરકારીથી થયું છે તેની ખાતરી તરીકે નજીકના પોલીસ અધિકારી અને રજિસ્ટ્રાર તપાસ કરી ફી લઈ લેખિત પરવાનગી આપે ત્યારે પછી તેને અવલમંજિલે પહોંચાડવી. આ નિયમથી મરણ પ્રસંગે મરનારના કુટુંબમાં, સગાંવહાલાંમાં અને સ્મશાને જવા આવેલ લાગતાં-વળગતાંમાં ભારે અગવડ અને બેદિલી ફેલાતી; ઉપરાંત મડદું ચૂંથાય તેથી પણ લોકોની ધાર્મિક લાગણી ઉશ્કેરાતી હતી. તે તકનો લાભ લઈ, જે લોકો પોતાના દીકરાની ભારે પુરત-પહેરામણી લેવાની લાંબા વખતથી હેવાવાળા હતા તેમણે ઉપરના વિટંબણા ટાળવાના બહાના નીચે અજ્ઞાન લોકોની સહીઓ લઈ, લગ્નમાં ચાંલ્લા-પુરત વગેરેનાં ખર્ચ ઘટાડવાના સરકારે મંજૂર કરેલા ઠરાવો વિરુદ્ધ એક અરજી કરી. એવી વારંવાર ઘણી અરજીઓ થઈ. તેથી નામદાર મુંબઈ સરકારે, એ ધારાઓ લોકપ્રિય થવામાં શંકાને લીધે, સને ૧૮૭૩ની ૨૯મી જુલાઈએ ગવર્નમેન્ટ રેઝોલ્યુશન નં. ૨૬૪૨થી કેટલોક મહત્ત્વનો ફેરફાર કરી મુલતવી રાખ્યા. ફરી જ્યારે સને ૧૮૮૦માં બીજા વિવાહ આવવા વખત નજીક આવ્યો ત્યારે રા. બ. શેઠ બહેચરદાસે, (તા. ૩૧-૨-૧૮૭૯) એક વર્ષ અગાઉથી નામદાર મુંબઈ સરકારને અરજી કરી પ્રથમના નિયમો ફરીથી અમલમાં મૂકવા, ચાંલ્લા-પુરતની રકમ વધારેમાં વધારે રૂ. ૧૦૦ સુધી આંકવા, જન્મ-મરણની બિલકુલ ફી લીધા સિવાય નોંધ રાખવા, મરણ પ્રસંગે પોલીસ તરફથી થતી દરમિયાનગીરી બંધ કરાવવા અને લગ્નો ફરજિયાત રીતે રજિસ્ટ્રાર કરાવવા માગણી કરી હતી. ઉપરાંત, તે અરજીમાં દર્શાવ્યું હતું કે, લગ્નખર્ચ ઘટાડવાના નિયમોથી ગરીબ લોકોને ઘણી રાહત મળી છે. તેવા નિયમોના યોગ્ય બંદોબસ્તની ગેરહાજરીમાં, એક વર્ષ પછી અમારા વિવાહ આવવાના છે તેમાં પરણનાર પુત્ર-પુત્રીઓનાં જે અત્યારથી સગપણ થાય છે તેમાં રૂ. ૯૦૦-૯૦૦ સુધી પુરત ચાંલ્લાનાં સાટાં થવા લાગ્યાં છે અને આ રકમ ઉપરાંત લગ્નનાં જમણોનું ખર્ચ તો જુદું. વળી, કમનસીબે હાલ રેશમ તથા તારકસબનો ધંધો પડી ભાગવાથી ઘણા  કણબીઓની સ્થિત કઢંગી થઈ પડી છે. જેમના માથે લગ્નના આવા અસહ્ય ખર્ચનો બોજો છે તેવા અમદાવાદ તળમાં તથા આસપાસનાં પરાઓમાં

થઈ લગભગ બે લાખ કણબી વસે છે, તેમના માથે આવી પડતાં આવાં ખર્ચથી હજુ બાળકીહત્યાઓ થવાની શંકા ટળી ગઈ નથી. માટે બાળકીઓના મરણ પ્રસંગે પોલીસ તરફથી વેઠવી પડતી અગવડને લઈને, ઉત્પન્ન થયેલ અસંતોષને લીધે જે નિયમો અસલ સ્વરૂપમાંથી મુલતવી રાખવામાં આવ્યા છે તે ફરીથી અમલમાં મૂકવાની જરૂર છે.... વગેરે વગેરે.

બાદ ત્રણ દિવસ પછી એટલે કે તા. ૧૬-૨-૧૮૭૯ એ ફરીને નામદાર મુંબઈ સરકારને રા. બ. શેઠે એક બીજી અરજી કરી આપણી ઉત્પત્તિ તથા લગ્નપદ્ધતિની વિચિત્રતા દર્શાવી, ઉપરાંત તેના પરિણામે ઘણા ભારે ખર્ચ થાય છે તે તથા તેથી કન્યાઓ તરફ અભાવ રહે છે તે પણ જણાવ્યું. છેવટે, આ બધાના કારણરૂપ એક જ તારીખનાં લગ્ન કરવાના રિવાજને દૂર કરવાનો કાયદો ઘડવાની માગણી કરી હતી. તે પરથી સને ૧૮૮૦નાં લગ્ન સમય માટે ખર્ચ ઓછાં કરવાનો કાયદો ઘડવાનું કામ હાથ ધરી અમદાવાદના કલેકટર મે. બોરોડેલ સાહેબને કાયદાનો ખરડો કરી મોકલવા લખ્યું, એટલે મે. કલેકટર સાહેબે ખરડો તૈયાર કરી સુધારા-વધારા માટે રા. બ. શેઠ બહેચરદાસને પૂછાવ્યું ત્યારે સદરહુ શેઠ સાહેબે જન્મ-મરણ, સગપણ, લગ્ન, પુનર્લગ્ન વગેરે ફી લીધા સિવાય નોંધવાં, બાળકીના મરણ પ્રસંગે અગવડ ન કરવી અને સો રૂપિયાથી વધારે ચાંલ્લો નહિ લેવો વગેરેના સુધારા દર્શાવ્યા અને વધારામાં એ પણ વીનવવામાં આવ્યું હતું કે નવ, દશ અથવા અગિયાર વર્ષની લાંબી મુદતે એક જ તારીખે થતાં લગ્નના બદલે અન્ય જ્ઞાતિઓની પેઠે મરજી પડે ત્યારે સહુ સહુના સવડે છૂટાં લગ્ન કરવાનો કાયદો ઘડવા માટે અભિપ્રાય પૂછવા અમદાવાદ, પાટડી, વિરમગામના દેસાઈઓ વગેરેનો મેળાવડો કરવા કૃપા કરવી જોઈએ.

એ પ્રમાણે સને ૧૮૮૦માં લગ્ન આવે ત્યારે કાયદાની મદદથી ખર્ચ ઓછાં કરાવવા તથા નિર્દોષ બાળાઓનાં દુઃખ દૂર કરાવવા તન, મન અને ધનથી બન્યું તેટલું કર્યું, પરંતુ તેમના સને ૧૮૪૮ની સાલથી આજ સુધીના સતત પુરુષાર્થના પ્રમાણમાં પ્રત્યક્ષ અને સ્થાયી ફળ તાત્કાલિક આવ્યું નહિ. છતાં તેમની આવી હિલચાલનું કાળે કરી પરિપક્વ થયેલું જે ફળ આવ્યું તે આજે આપણે સહુ જોઈએ છીએ. બીજાં નવ વર્ષ ગયા પછી સને ૧૮૮૯ના વિવાહ નજીક આવ્યા. તે વેળા અમદાવાદ જિલ્લા

કલેક્ટર મે. જેમ્સ સાહેબ કરીને હતા. રા. બ. શેઠે તેમને જ્ઞાતિની સ્થિતિનો ચિતાર આપી અરજી દ્વારા, બાળાઓનાં કષ્ટો વર્ણવી તે ટાળવાના ઉપાય તરીકે લગ્નખર્ચ ઘટાડવાના પ્રથમના નિયમોનું પુનરાવલોકન કરવા, મરણ નિમિત્તનાં ભોજન પર અંકુશ મૂકવા અને બારે વર્ષે એક જ તિથિએ થતાં લગ્નોને બદલે મરજી મુજબ છૂટાં લગ્ન કરવા, અથવા છેવટે તે લગ્નનો બને તેટલી ટૂંકી મુદતનાં કરી આપવા માગણી કરી. આ અરજી પરથી કલેક્ટર સાહેબ મે. જેમ્સ સાહેબે વાત ઉપાડી લીધી અને આવતી લગ્નસરા અવલ પોતાનાથી બને તેટલું કરી, કણબીઓની કન્યાઓનાં સંકટ ટાળવા તા. ૧૮-૨-૧૮૮૮ એ ઉત્તર વિભાગના કમિશનર મે. શેપર્ડ સાહેબના અધ્યક્ષપણા નીચે કણબીઓની એક જંગી સભા ભરવાનું નક્કી કરી પાટડી, વિરમગામ, કડી વિભાગ, દશકોશી, ભાલ, દંઢાવ્ય, પાટણવાડો, કાનમ વગેરે તમામ વિભાગમાં વસતા કણબી આગેવાનોને પોતાના નામથી આમંત્રણ પત્રિકાઓ મોકલી અમદાવાદ તેડાવ્યા. આ અગત્યના કામનો આગળથી વિચાર કરવા કેટલાક વગવાળા પુરુષોને થોડા દિવસ પહેલાંથી તેડાવ્યા હતા. તેવા વગવાળા પુરુષોની પ્રાથમિક બેઠક તા. ૧૫-૨-૧૮૮૯ એ નામદાર પાટડી દરબારશ્રીના અધ્યક્ષપણા નીચે તેમના અમદાવાદના ઉતારે મળી હતી, જેમાં લગભગ ૨૦૦ આગેવાનોએ ભાગ લીધો હતો. શરૂમાં રા. બ. શેઠ બહેચરદાસે ઠરાવો કરાવવાનો તૈયાર કરી રાખેલો કાચો મુસદ્દો સહુની સમક્ષ વાંચી સંભળાવ્યો. અમદાવાદના શેઠ છગુલાલ સોમનાથ, શેઠ માધવલાલ, શેઠ મણીલાલ ચુનીલાલ વગેરે ગૃહસ્થોએ કેટલાક વ્યવહારુ સુધારા-વધારા કરાવી તે મુસદ્દાને સર્વાનુમતે મંજૂર કર્યો. ફરી બે દિવસ પછી એટલે કે તા. ૧૭-૨-૧૮૮૯ એ બહારગામથી આવેલા બીજા લગભગ એક હજાર આગેવાનોની મે. કલેક્ટર સાહેબના અધ્યક્ષપણા નીચે અને તેમના બંગલે એક સભા મળી, જેમાં તા. ૧૫-૨-૧૮૮૯ એ થયેલા ઠરાવોનો ખરડો ફરીથી વાંચવામાં આવ્યો અને તે સહુએ સર્વાનુમતે પાસ કર્યો. બીજે દિવસે તા. ૧૮-૨-૧૮૮૯ એ કલેક્ટર મે. જેમ્સ સાહેબના બંગલે કમિશનર સાહેબ મે. શેપર્ડ સાહેબના અધ્યક્ષપણા નીચે લગભગ પાંચ-છ હજાર માણસોની જંગી સભા મળી, જેમાં ઊંઝાના લગ્ન કાઢનાર પટેલો, બ્રાહ્મણો, માતાજીના પૂજારીઓ, લગ્ન જાહેર કરનારાઓ અને વડોદરા રાજ્યના મોટા અધિકારીઓ વગેરેએ ભાગ લીધો હતો. સભાના કામની શરૂઆતમાં તા. ૧૫-૨-૧૮૮૯એ ઘડાયેલા અને તા. ૧૭-૨-૧૮૮૯ એ

મંજૂર થયેલા સઘળા ઠરાવો વાંચવામાં આવ્યા. લગ્ન-મુદ્દત પાંચ પાંચ વર્ષે ઠરાવવાની વિરમગામવાળા શેઠ જીભાઈ કેવળદાસની દરખાસ્ત તથા મરણ પાછળનાં જમણો બંધ કરવાની અમદાવાદવાળા વકીલ પુરુષોત્તમ નાનશા વગેરેની લેખિત અરજીરૂપે દરખાસ્ત આવી. તે બંન્નેને અપ્રાસંગિક ગણી મુલતવી રાખી અને છેવટે નિયમો પાસ થયા. તે નિયમોનો સાર નીચે પ્રમાણે છે :

૧. સગાઈમાં ૧ રૂપિયો અને ૭ સોપારી આપવાં.

૨. લગ્નમાં ચાંલ્લો રૂ. ૧ થી ૧૯૯ સુધી લેવો-દેવો.

૩. લગ્નના વરઘોડાનાં નાળિયેરના રૂ. ૧ થી ૧૦ સુધી આપવા.

૪. મોસાળાના રૂ. ૧ થી ૧૦ સુધી આપવા.

૫. લગ્ન વેળા છેડો-ઝલામણના રૂ. ૨ વરને આપવા.

૬. મહીમાટલાના રૂ. ૧ થી ૫ સુધી આપવા.

૭. પુરત રૂ. ૧ થી ૫ સુધી આપવી.

૮. સાસુને પગેપયણાના રૂ. ૧ થી ૭ સુધી આપવા.

૯. પચીસ માણસનું એક એવાં પાંચ જ દસૈયાં જમાડવાં.

૧૦. પરગામ જતી જાનને રૂ. ૩૦ સુધી ખર્ચ આપવું અને પાંચ દિવસ સુધી પચીસ પચીસ માણસ જ રોજ જમાડવાં.

૧૧. પહેલા બાળકને તેડી સાસરે જતાં રૂ. ૧ થી ૧૧ વરપક્ષને આપવા. લૂગડાં-ઘરેણાં કરવા કન્યાના બાપને છૂટ છે.

૧૨. નાતરાનો ચાંલ્લો પણ રૂ. ૧૯૯ સુધી આપવો. તેનું કન્યાને ઘરાણું કરાવવું, જે જીવતાં લગી તે પહેરે અને તેના મરણ પછી તેના ધણીના કબજે જાય.

૧૩. કન્યાના બાપે વરપક્ષ પાસેથી કન્યાના બદલે કાંઈ લેવું નહિ.

૧૪. હરકોઈ પ્રસંગે જમાઈ તેડે ત્યારે રૂ. ૨ સુધી આપવા, અને પાંચ માણસોથી વધુ સાથે લાવવાં નહિ.

૧૫. ખાવાનું આપવાની છૂટ છે. વરકન્યા જુદું ઘર માંડે ત્યારે કન્યાનો બાપ ગમે તે મદદ આપે, પણ તેની માગણી થઈ શકે નહિ, તેમ જ તેવી મિલકત વરપક્ષના (અન્યના) કોઈ ઉપયોગમાં લઈ શકાય નહિ.

૧૬. કન્યાની વય ૨૫ વર્ષની થયા પછી બીજી સ્ત્રી કરવી. પ્રથમની સ્ત્રી લૂલી-આંધળી હોય તો આગેવાનોની સંમતિ લઈને જ બીજી સ્ત્રી કરવી, જૂની સ્ત્રીને યોગ્ય ખર્ચ-પોષણ આપવું.

૧૭. વિવાહ-સગાઈ કર્યા પછી યોગ્ય કારણ વિના તોડવી નહિ.

૧૮. ખાસ કારણ વિના કન્યાને ફૂલના દડે કે બાહ્યવરથી પરણાવવી નહિ.

૧૯. પોતાની સ્ત્રી બદચાલની ના હોય તો કોઈએ છાંડવી નહિ.

૨૦. પોતને માટે ૨ રૂપિયા સુધીનાં કપડાં આપવાં.

૨૧. મૃત્યુવેરો સોળ દિવસ પછી અને સગવડ આવે ત્યારે કરવો.

(સહી) ત્રિકમલાલ દીનાનાથ (સહી) એચ. ઈ. એમ. જેમ્સ
ચિટનીસ તા. ૧-૩-૧૮૮૯ કલેકટર, અમદાવાદ

આ પ્રમાણે પાસ થયેલા ઠરાવોની છપાવેલી નકલો તથા કણબી જનસમાજના સ્વતંત્ર અભિપ્રાય જાણવા સારુ સહીઓ કરવામાં ફોર્મ ગામે ગામના મુખી-તલાટીઓ પર મોકલી આપ્યાં, જેમાં નીચે મુજબ અભિપ્રાય લખાઈ આવ્યા.

| | |
|---|---|
| કુલ સહીઓ થઈ | ૨૫,૬૩૦ |
| સહીઓ કરવા ના પાડી | ૫,૩૭૭ |
| ગેરહાજર છે | ૫,૫૧૭ |
| થયેલ ઠરાવો ૧ થી ૧૯ સુધી મંજૂર | ૨૨,૩૮૨ |
| રૂ. ૧૯૯ ચાંલ્લો રાખવા ઈચ્છનાર | ૫,૬૦૬ |
| રૂ. ૧૦૦ ચાંલ્લો રાખવા ઈચ્છનાર | ૧૭,૫૪૯ |
| મરણનાં જમણ ચાલુ રાખનારા | ૧૬,૬૬૨ |
| મરણનાં જમણ અટકાવનારા | ૧૪,૦૩૫ |

આ પ્રમાણે અભિપ્રાય આવી ગયા તેથી તે તથા થયેલા ઠરાવો વગેરેનો તુમાર મહેરબાન કલેકટર સાહેબે મુંબઈ સરકાર તરફ મોકલી આપ્યો. જે પુરુષો વંશપરંપરાથી જાતે હાથમુચરકા આપી સને ૧૮૪૮ થી આજ સુધી આવા આવા સઘળા પ્રસંગે પોતાની સંમતિ આપી હતી

છતાં વારંવાર વિપરીત વર્તન કરતા આવ્યા છે તે પુરુષોએ પાછળથી, પોતે સ્વીકારેલા નિયમો વિરુદ્ધમાં છૂપી રીતે જુદી જુદી અરજીઓ કરી-કરાવી. તેમાં કોઈએ ચાંલ્લાની રકમ રૂ. ૧૯૯ રાખવા, કોઈએ બે સ્ત્રીઓ કરવાની છૂટ રાખવા અને કોઈએ મરણ પાછળનાં જમણો પર અંકુશ નહિ મૂકવા માગણીઓ કરી. એક અરજી તો વિરમગામ, પાટડી અને અમદાવાદના કુલીનોએ ખાસ ૧૮૭૦નો આઠમો ઍક્ટ જ લાગુ નહિ કરવા કરી હતી, જે અરજીમાં નિયમો પાસ કરતાં હાજર રહી સંમતિ આપનારા ઘણાઓએ સહીઓ કરી હતી. બીજી અરજી તેમની સામે સુધારાના વિચારવાળાઓએ રા. બ. શેઠ બહેચરદાસની આગેવાની નીચે કરી હતી. આ વગેરે અરજીઓ ઉપર પુખ્ત વિચાર કરી નામદાર મુંબઈ સરકારે લોકોને તા. ૨૮-૧૧-૧૮૮૯ના રોજ ગવર્નમેન્ટ ગૅઝેટ - જનરલ ડિપાર્ટમેન્ટમાં નં. ૪,૯૩૪થી જવાબ આપ્યો. તેનો સાર એવો છે કે -

"અમદાવાદ શહેરના અને જિલ્લાના કેટલાક લોકો, જેઓ જ્ઞાતિમાં ઊતરી આવેલી ખાનદાન શાખાનાં ફરજંદો છે, જેઓને ચાંલ્લાનાં વધારે નાણાં લેવાની લાલસા છે, જેઓએ લગ્નનાં ખર્ચ ઘટાડવા થયેલા નિયમોથી પોતાની કિંમત ઘટેલી માની છે અને જેઓ ચાંલ્લો લીધા વિના પોતાના પુત્રોના લગ્નસંબંધ કરવા નારાજ છે તેઓ પાસ થયેલા નિયમોની વિરુદ્ધ છે તે સ્વાભાવિક છે. તેમની છાપેલી અરજીમાં બતાવેલ વાંધા અને ફેરફાર બિનજરૂરી છે. દરેક પાટીદાર કણબી છે, પણ દરેક કણબી પાટીદાર નથી; માટે કણબી શબ્દથી આખી જ્ઞાતિનો સમાવેશ થાય છે. ચાંલ્લાના દર બાબતમાં વધારે મતે ચાંલ્લો ઘટાડી દીધો છે. બાકીનાં વાંધા-અડચણો, જે ઉપાધિ ઘટાડવાને ડ્રાફ્ટ તૈયાર કર્યો છે તેને વધારે તેવી છે માટે ધ્યાન આપવા જેવાં નથી. ઉત્તરક્રિયાના ખર્ચનો બંદોબસ્ત વધુ મતે તજી દેવામાં આવ્યો છે. વગેરે વગેરે...

x x x

મિ. શેપર્ડ, જેમ્સ, કુક, મિ. બહેચરદાસ, જે. એ. દલાલ, કૃષ્ણાલાલ તથા પાટડી દરબાર અને બીજા ગૃહસ્થો, જેમણે કડવા કણબીઓની ઉન્નતિ વધારવા અને જે રીતરિવાજોનું પરિણામ તે જ્ઞાતિના હિતને ઘણું જ નુકસાનકારક છે તે રીતરિવાજો બંધ કરવા પોતાના સ્તુતિપાત્ર પ્રયત્નથી મુખ્ય ભાગ લીધો છે તેઓ સઘળાને વાજબી રીતે ઘણું માન ઘટે છે."

એ પ્રમાણે તા. ૧૮-૨-૧૮૮૯ના રોજ થયેલા ઠરાવો તથા તે ઉપર આવી ગયેલા કણબી પ્રજાના જાહેર અભિપ્રાયો સાથે મે. કલેકટર સાહેબે મોકલેલો તુમાર તથા પાછળથી તેને અનુમોદન આપનારા અને વિરુદ્ધ પડનારાઓની અરજીઓ વગેરે પર વિચાર કરી, કણબી જ્ઞાતિમાં લગ્નને લગતાં ખર્ચ કમી કરી, બાળકી-હત્યા થવાનો ભય દૂર કરવા ના. મુંબઈ સરકારે તા. ૨૧-૧-૧૮૯૦ના પોતાના હુકમ નં. ૩૦૮ થી જે નવા ઠરાવો બહાર પાડ્યા તેમાં તા. ૧૮-૨-૧૮૮૯ના રોજ થયેલા ૨૧ ઠરાવોમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો.

(૧) પહેલા ઠરાવમાં પ્રથમના ૨૧ નિયમોનો એવી રીતે સમાવેશ થયો હતો કે -

૧. નિયમ અસલ મુસદ્દા મુજબ મંજૂર.

૨. અસલ મુસદ્દામાં ચાંલ્લાના રૂ. ૧૯૯ રાખ્યા હતા તે આવેલા અભિપ્રાયો જોતાં બહુ મતે ઘટાડીને રૂ. ૧૦૧ ઠરાવ્યા.

૩. થી ૧૫. નિયમો અસલ મુસદ્દા મુજબ મંજૂર.

૧૬. એક સ્ત્રીની હયાતીમાં બીજી કરવાને જે ઉંમરની મર્યાદા બતાવી હતી તે કલમ રદ કરી તેના બદલે ઠરાવ્યું કે, દરેક વિવાહ, લગ્ન અને નાતરાની દરેક માણસે તલાટીને ખબર આપવી; ફી લીધા સિવાય તે નોંધશે; પરંતુ ચાંલ્લાની જે રકમ મુકરર કરવામાં આવી હોય તે, તે જ વખતે જાહેર કરવી.

૧૭. થી ૨૧. અસલ મુસદ્દા મુજબની તમામ રદ કરી અને તેના બદલે -

(૨) હવેથી દરેક તલાટી નીચે મુજબ રજિસ્ટર રાખશે અને તે કોરા કાગળના તાવ ઉપર લખશે : "કડવા કણબીની જ્ઞાતિમાં વિવાહ, લગ્ન તથા ચાંલ્લાઓનું રજિસ્ટર" ગામ - x x

૧. અનુક્રમ નંબર; ૨. જે તારીખે ખબર આપવામા આવી હોય તે તારીખ; ૩. વરનું તથા તેના બાપનું નામ; ૪. વરના બાપ કે વાલીનું ગામ અને તાલુકો; ૫. કન્યાનું તથા તેના બાપનું નામ; ૬. કન્યાના બાપ કે વાલીનું ગામ અને તાલુકો; ૭. કન્યાનાં સગાં તરફથી ચાંલ્લો આપવાનો તેનો આંકડો; ૮. ઉપરની હકીકત નોંધનાર શખસનું નામ.

(૩) જ્યારે જ્યારે વિવાહની ગોઠવણ થાય ત્યારે કન્યાના બાપ અથવા તો વાલીએ અડતાલીસ કલાકમાં ચાંલ્લાની કેટલી રકમ ઠરી તે બાબત તલાટીને ઉપરની હકીકત સહિત ખબર આપવી. નોંધ બાબત કાંઈ પણ ફી લેવાની મના છે, તેથી તલાટી તેવી દરેક નોંધ મફત રાખશે.

(૪) કોઈ પણ નિયમ તોડવામાં આવશે તો છ મહિનાની કેદ અને એક હજાર રૂપિયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે; પણ ઉમેદ રાખવામાં આવે છે કે કોઈ પણ કડવો કણબી સદરહુ નિયમોમાંનો કોઈ પણ નિયમ તોડી કાયદા વિરુદ્ધ ચાલશે નહિ. આવતી લગ્નસરા વખતે તે કાયદાનો અમલ ચોક્કસ રીતે કરવામાં આવશે.

(૫) આ નિયમોની અવગણના કર્યા બાબત કાંઈ પણ હકીકત તલાટીની જાણમાં આવે તો તેણે મામલતદારને એકદમ તે બાબત ખબર આપવી.

ઉપર પ્રમાણે નિયમો ઠરાવી જાહેરનામાં બહાર પાડ્યાં. તેમાં એક ઉપર બીજી સ્ત્રી કરનારાઓ માટે અંકુશ તરીકે અસલ મુસદ્દામાં જે દર્શનીય કલમ હતી તે ઊડી ગઈ, જેથી જનસમાજનાં મન ખિન્ન થયાં. ના. સરકારમાં તે બાબત ઘણી અરજીઓ કરવામાં આવી, જેમાં અરજદારોએ એવું જણાવ્યું હતું કે - માત્ર પૈસાની લાલચને લીધે લોભી માબાપો પોતાના બાળક-પુત્રને એક વખત પરણાવી પૈસા ખાઈ જઈ અને પછી તેને બીજા વિવાહ વખતે બીજી સ્ત્રી પરણાવી પ્રથમની કન્યાને રખડતી મૂકે છે, જેથી અનાથ બાળાઓ મહાસંકટમાં આવી પડે છે. જનસમાજના આવા પોકારથી છેવટે ના. સરકારે નીચે મુજબ નવો સરક્યુલર બહાર પાડ્યો.

### સરક્યુલર

મહેરબાન કલેક્ટર સાહેબના તા. ૨૩મી જાન્યુઆરી સને ૧૮૯૦ના સરક્યુલરમાં જે રૂલો (નિયમો) તથા સમજૂતી પ્રસિદ્ધ કરવામાં આવી હતી તે રદ કરી, નામદાર મુંબઈ સરકારે તેઓના નંબર ૧૦૪૩, તા. ૧૨ માર્ચ સને ૧૮૯૦ના જાહેરનામામાં જે સુધારેલી રૂલો પ્રસિદ્ધ કીધી છે તે તથા નીચે બતાવેલી સુધારેલી સમજૂતી આ સરક્યુલરથી જાહેર કરવામાં આવે છે.

અમદાવાદ અને ખેડા ડિસ્ટ્રિક્ટમાં કડવા કણબી જ્ઞાતિના લગ્નને લગતાં ખર્ચ બાબત નિયમ કરવા સને ૧૮૭૦ના એક્ટ ૮ ને અનુસરીને નીચેની સુધારેલી રૂલો નામદાર હિંદુસ્થાન સરકારે મહેરબાની કરી મંજૂર કરી છે એવું નામદાર સરકારના ઠરાવ નંબર ૯૮૬, તા. ૭ માર્ચ સને ૧૮૯૦થી પ્રસિદ્ધ થયું છે.

## સને ૧૮૭૦ના એક્ટ ૮ પ્રમાણે કડવા કણબી જ્ઞાતિના લગ્નને લગતાં ખર્ચ વિશેના નિયમ

૧. સગાઈ વખતે કન્યાના બાપે અથવા વાલીએ વરના બાપને અથવા વાલીને ચાંલ્લો આપવો, તે રૂ. ૧ તથા ૭ સોપારીથી વધારે નહીં આપવો.

૨. કન્યાના બાપે અથવા વાલીએ વરના બાપને અથવા વાલીને લગ્નનો ચાંલ્લો આપવો, તે રૂ. ૧ થી રૂ. ૧૦૧ સુધી આપવો, પણ એથી વધારે આપવો નહીં; અને એ પ્રમાણે આપવાની રકમમાંથી ઊંઝા માતા આગળ મૂકવાનો એક રૂપિયો કાપી લેવો.

૩. લગ્નપ્રસંગે વરઘોડામાં અથવા બીજી જગાએ નાળિયેર વહેંચવાં, તે રૂ. ૧ થી ૧૦ સુધીની કિંમતનાં વહેચવાં, એથી વધારે કિંમતનાં વહેંચવાં નહીં.

૪. 'મોસાળા'નો ખર્ચ રૂ. ૧ થી ૧૦ સુધી કરવો; એથી વધારે ખર્ચ કોઈ પણ રીતે કરવો નહીં.

૫. 'છેડો-ઝલામણ' ખાતે રકમ આપવી, તે રૂ. ૧ થી ૨ સુધી આપવી; એથી વધારે આપવી નહીં.

૬. 'મહીમાટલા' ખાતે રકમ આપવી, તે રૂ. ૧ થી ૫ સુધી આપવી; એથી વધારે આપવી નહીં.

૭. પુરત ખાતે રકમ આપવી, તે રૂ. ૧ થી ૫ સુધી આપવી; એથી વધારે આપવી નહીં.

૮. 'પગેપયણું' ખાતે કન્યાની સાસુને રકમ આપવી, તે રૂ. ૧ થી ૭ સુધી આપવી; એથી વધારે આપવી નહીં.



૯. કન્યાના કુટુંબે વરના કુટુંબને પાંચથી વધારે દસૈયાં જમાડવાં નહીં અને દરેક દસૈયામાં ૨૫થી વધારે માણસ તેડવાં નહીં.

૧૦. કન્યાને ગામ જાન જાય ત્યારે તેનો ખર્ચ કન્યાના કુટુંબે આપવો, તે રૂ. ૧ થી ૩૦ સુધી આપવો; એથી વધારે આપવો નહીં. વળી, ધારા ૯ માં કહ્યા મુજબ પાંચથી વધારે જમણ કરવાં નહીં, માત્ર જો જાન જાસ્તી મુદત થોભે તો વધારે જમણ કરવાનો અધિકાર છે, પણ ભાણાંની એકંદર સંખ્યા ૧૨૫થી વધવી નહીં જોઈએ.

૧૧. કન્યા પહેલું છોકરું લઈને પોતાના ધણીને ઘેર જાય તે પ્રસંગે વરના સગાંવહાલાંને રકમ આપવી, તે બધું મળીને રૂ. ૧ થી ૧૧ સુધી આપવી. એ સિવાય કન્યાનો બાપ વસ્ત્ર તથા જણસની ભેટ કરવાને મુખત્યાર છે.

૧૨. કન્યાના બાપે અથવા વાલીએ વરના બાપને અથવા વાલીને અથવા વરને પોતાને 'નાતરા'નો ચાંલ્લો આપવો, તે રૂ. ૧ થી ૧૦૦ સુધી આપવો; એથી વધારે આપવો નહીં. આ પૈસાની જણસ વેચાતી લેવી, તે જણસ ઓરતની હયાતીમાં તેની મિલકત ગણાશે અને તેના મરણ પછી તેના ધણીની થશે.

૧૩. કન્યાના બાપે અથવા વાલીએ પોતાની છોકરી આપવા બદલ વરની પાસેથી અથવા વરના માબાપ કે વાલી પાસેથી કોઈ પૈસા લેવા નહીં.

૧૪. વરને પોતાના સસરાને ઘેર તેડવામાં આવે તેવા કોઈ પણ પ્રસંગે તેને 'પાઘડી' દાખલ રકમ આપવી, તે રૂ. ૨ થી વધારે આપવી નહીં. તેણે પોતાની સાથે પાંચથી વધારે માણસ લઈ જવાં નહીં.

૧૫. હંમેશના સ્થાપિત પ્રસંગે મીઠાઈ વગેરે મામૂલ (ચાલ) પ્રમાણે આપવામાં આવે તે અથવા કન્યાનો બાપ જ્યારે પોતાની છોકરી તથા તેનો ધણી જુદું ઘર માંડે ત્યારે કાંઈ મદદ કરવા અથવા નિમણૂક બાંધી આપવા માગે તે કબૂલ કરવામાં ઉપરના ધારા માંહેના કોઈ પણ મજકૂરથી હરકત થશે નહીં, માત્ર એમ ઠરાવ્યું છે કે, આવી બક્ષિસ કોઈ પણ સબબ ઉપરથી હક્ક કરીને મંગાશે નહીં અને વરના બાપે તેનો ઉપયોગ કરવો નહીં, તેમ જ એના ઉપયોગ અર્થે અથવા લાભ અર્થે તે કામે લગાડવી નહીં.



૧૬. (અ) જ્યારે કોઈ શખ્સ બીજી કન્યા પરણે ત્યારે ચાંલ્લાની રકમ ૧૦૦ રૂપિયાથી વધારે હોવી ન જોઈએ.

(બ) જ્યારે પહેલી કન્યાની હયાતીમાં કોઈ શખ્સ બીજી કન્યા પરણે ત્યારે બીજી કન્યાનાં સગાં તરફથી જે ચાંલ્લો આપવામાં આવે તે ૧ રૂપિયો હોય, પણ ૫ રૂપિયાથી વધારે હોવો ન જોઈએ અને બન્ને પક્ષકારોએ કોઈ પણ સબબને માટે બીજી કાંઈ પણ રકમ આપવી અથવા લેવી નહીં.

(ક) આવી બાબતમાં પોતાના વરના દ્રવ્યબળ મુજબ પહેલી કન્યાને વાજબી પાલણ-પોષણ આપવામાં આવશે અને વળી તેણે (વરે) તેને (કન્યાને) ૧ રૂપિયાથી ઓછી નહીં અને ૧૦૦ રૂપિયાથી જાસ્તી નહીં એટલી કિંમતનાં ઘરેણાં આપવાં.

૧૭. બાહ્યવરના લગ્નની બાબતમાં ચાંલ્લાની રકમ ૧ રૂપિયાથી વધારે હોવી ન જોઈએ.

૧૮. જે જે સગાઈ અથવા લગ્ન અથવા નાતરું થાય તેની નોંધ મફત કરવામાં આવશે; માટે તલાટીને તે બાબત ખબર આપવી અને ચાંલ્લાની ઠરાવેલી રકમ તે જ વખતે જણાવવી.

(૨) હવેથી દરેક તલાટી નીચે મુજબ રજિસ્ટર છાપેલા ફોર્મમાં રાખશે અને તે છાપેલા ફોર્મની નકલો તેને પૂરી પાડવામાં આવશે. દરેક તલાટીએ વર તથા કન્યાનાં નજીકનાં સગાં અથવા વાલીને એ રજિસ્ટરમાં ઈન્તેખાબ (સાર) પોતાની સહી કરીને આપવો.

કડવા કણબીની જ્ઞાતિમાં વિવાહ, લગ્ન તથા ચાંલ્લાઓનું રજિસ્ટર

ગામ - x x તાલુકો -

૧. અનુક્રમ નંબર
૨. જે તારીખે ખબર આપવામાં આવે તે તારીખ
૩. વરનું નામ તથા તેના બાપ અગર વાલીનું નામ
૪. રહેવાની જગ્યા એટલે કે વરનો બાપ અગર વાલી જયાં રહેતો હોય તે ગામ અને તાલુકો
૫. કન્યાનું નામ અને તેના બાપ અગર વાલીનું નામ
૬. રહેવાની જગ્યા એટલે કે કન્યાનો બાપ અગર વાલી જયાં રહેતો હોય તે ગામ અને તાલુકો

૭. કન્યાનાં સગાં તરફથી ચાંલ્લો આપવાનો તેનો આંકડો



૮. જે શખ્સ લગ્ન નોંધવાને સારુ ખબર આપે તેની સહી
(અ) વર તરફથી (બ) કન્યા તરફથી

૯. લગ્ન ખરેખરું છે કે શી રીતે - જો તેમ હોય તો વરને બીજી કન્યા હયાત છે કે નહીં ?

૧૦. લગ્ન ફૂલના દડાનું કે બાહ્યવરનું છે ?

૧૧. રિમાર્ક

(૩) જ્યારે જ્યારે વિવાહની ગોઠવણ થાય ત્યારે કન્યાના બાપ અગર વાલીએ અડતાલીસ કલાકની અંદર ચાંલ્લાની કેટલી રકમ ઠરી તે બાબત તલાટીને ઉપરની હકીકત સહિત ખબર આપવી. નોંધવા બાબત કાંઈ પણ ફી લેવા તલાટીને મના કરવામાં આવી છે. સદરહું નોંધ તલાટી મફત રાખશે.

(૪) કોઈ પણ રૂલ તોડવામાં આવશે તો તે ગુના બદલ છ મહિનાની કેદ અને રૂ. ૧,૦૦૦ એક હજાર સુધી દંડની શિક્ષા કરવામાં આવશે. પણ ઉમેદ રાખવામાં આવે છે કે કોઈ પણ કડવો કણબી સદરહુ રૂલોનો કોઈ પણ રૂલ તોડીને કાયદા વિરુદ્ધ ચાલશે નહીં. આવતી લગ્નસરા વખતે તે કાયદાનો અમલ ચોક્કસ રીતે કરવામાં આવશે.

(૫) આ રૂલોની અવગણના કર્યા બાબત કાંઈ પણ હકીકત તલાટીની જાણમાં આવે તો તેણે મામલતદારને એકદમ તે બાબત ખબર આપવી.

તા. ૧૪ માર્ચ સને ૧૮૯૦ (સહી) H. E. M. James
કલેક્ટર

આ સુધારેલા સરક્યુલરમાં પૈસાના લોભે બીજી સ્ત્રીઓ કરનારાને દાબમાં રાખવા ચાંલ્લાના માત્ર પાંચ જ રૂપિયા ઠરાવ્યા હતા, પરંતુ તેથી તે બદી ઉપર કાંઈ પણ વ્યવહારુ અંકુશ મુકાયો હોય તેમ લાગતું નથી. એટલું જ નહિ પણ સને ૧૮૪૮થી અત્યાર સુધીમાં ખર્ચ કમી કરવા ઘડાયેલા સઘળા નિયમો, ઉઠાવેલ પરિશ્રમના પ્રમાણમાં યથાર્થ કામ કરી શક્યા હોય તેમ લાગતું નથી, તેમ જ પુત્રીઓનાં માવતરોને

એથી જોઈતી રાહત મળી શકી હોય તેવું પણ જણાઈ આવતું નથી; કારણ કે આવાં ખર્ચ ઉભય પક્ષની મિથ્યાભિમાની સંમતિથી થતાં હતાં. એ સિવાય પણ, જો કોઈ પુત્રીનો પિતા પોતાના વેવાઈને નિયમસર વર્તવાની ફરજ પાડવા જાય તો તે ઉન્મત્ત વેવાઈ તરત જ 'પાડાના વાંકે પખાલીને ડામવા' પોતાના બાળક-પુત્રને પુનઃ પરણાવી પેલી નિરપરાધી પુત્રીની પાયમાલી કરી નાખે, તે યુવાનબાળાને સાસરે તેડાવે નહિ, ખોરાકી-પોશાકી આપે નહિ, તેમ જ શાહુડીની બખોલ જેવાં પુત્રના બાપનાં ખિસ્સાં તર થાય નહિ ત્યાં સુધી છૂટકો પણ આપે નહિ, તેમ જ તેણે બીજી સ્ત્રી કરતાં બસો-પાંચસો ચાંલ્લો ગાંઠ્યો હોય તેનું પણ પ્રત્યક્ષ ભાન થઈ શકે નહિ. આવા પ્રકારની વસ્તુસ્થિતિ હોવાને લીધે પુત્રીઓના હિતની ખાતર ઉભય પક્ષને અંકુશમાં મૂકવા જ્ઞાતિની સ્થિતિનો ઊંડો અભ્યાસ કરનારાઓએ ગુનાની પ્રત્યક્ષ પ્રતીતિ થાય તેવી બીજી સ્ત્રી કરવાની વય સને ૧૮૪૮માં ૩૦ વર્ષની, ૧૮૬૯માં ૨૫ વર્ષની અને સને ૧૮૮૯ના મુસદ્દામાં પણ ૨૫ વર્ષની નિર્માણ કરી હતી, જેથી સઘળા રૂલોમાં માત્ર એ એક જ રૂલ તેવા જુલમગારના ગળામાં નિયમિત વયના ફાંસા રૂપે પડ્યો રહેતો હતો. ત્યાં સુધી તેમનાથી પુત્રને ફરી પરણાવી શકાય નહિ, તેમ પુત્રને પોંખ્યા વિના ચલાવી લેવાય નહિ અને કદાચ પોંખે તો તેટલી વયમા તે બાઈને સંતતિ થઈ ગઈ તો તો તેવા જુલમગારનું મોત બગડી જતું હતું (?), કારણ કે પછી તો છૂટાછેડા થાય નહિ અને બીજી સ્ત્રી કરે તો તે પહેલી સ્ત્રીને ખોરાકી-પોશાકી-દરદાગીના આપવા પડે અને તે પણ આપવાની આય (શક્તિ) નહિ ! તેથી તે બિચારા પોતાના મનથી બગાડેલા ગૃહસંસારમાં સદાયે સંતપ્ત રહેવાના ડરથી - છોકરી કે છોકરાના બાપ થવાથી ચેતી ચેતીને ચાલતા હતા. આવા એક પરંપરાગત સ્વચ્છંદી વર્ગને અંકુશમાં રાખવા થયેલા સર્વ રૂલોમાં માત્ર બીજી સ્ત્રી કરવાને ઉંમર આંકનારો રૂલ શક્તિ રૂપે હતો. પરંતુ જ્ઞાતિની બાળકીઓનાં કમભાગ્યે તે રૂલ રદ ગયો અને નામના જ ઠરાવો કાયમ રહ્યા. જનસમાજમાં ચાલતી આવા પ્રકારની નિષ્ઠુરતા અટકાવવા કેવું કાર્ય થયું છે તે આપણે જોઈ ગયા અને હવે પછી પણ જોઈશું. આવી પ્રણાલીકામાં પણ જ્યારે સંવત ૧૯૪૬ના વિવાહ આવ્યા ત્યારે કલેક્ટર મે. જેમ્સ સાહેબ અને અન્ય અધિકારી વર્ગે ખાસ કાળજી રાખી હતી; છતાં પણ "મીયાંબીબી રાજી તો ક્યા કરે મીયાં કાજી" એ કહેવત અનુસાર ઉભય

પક્ષની છૂપી સંમતિથી મરજી પડે તેટલાં નાણાં અપાયાં-લેવાયાં, તેમાં  અધિકારી વર્ગ ફરિયાદ પક્ષના અભાવે અને પુરાવાની ખામીને લીધે શું કરી શકે ? આવું હતું છતાં દસૈયાના જમણોમાં નિયમ કરતાં વધારે માણસો જમવા-જમાડવાના ગુના માટે ઘણા જણ પકડાયા હતા અને દંડાયા હતા. એકંદરે સં. ૧૯૪૬ના વિવાહ વખતે આ નિયમોએ કાંઈક કર્યું હોય તેમ જણાય છે. પરંતુ તે જ અરસામાં (વિવાહ પહેલાં તા. ૨૦-૧૨-૧૮૮૯ના દિવસે) આ મહાન જ્ઞાતિભક્ત આદ્ય સુધારક રા. બ. શેઠ બહેચરદાસ અમ્બાઈદાસ લશ્કરી, સી.એસ.આઈ. પંચત્વને પામ્યા અને આવા જ્ઞાતિહિતચિંતક એક - એકમાત્ર વીર નરની પૂરી ન શકાય તેવી ખોટ જ્ઞાતિને પડી.



## પ્રકરણ-૫
## છપ્પનના દુકાળ સુધીનો છેલ્લો દસકો

સંવત ૧૯૪૬ની લગ્નસરામાં લગ્ન સંબંધી થયેલા ઠરાવોની કેવી અસર થઈ હતી તે ઉત્તર વિભાગના કમિશનર મે. એચ. ઈ. એમ. જેમ્સ સાહેબે નામદાર મુંબઈ સરકારને તા. ૨૦-૧૦-૧૮૯૦ના રોજ પૂના મુકામે રિપોર્ટ કર્યો હતો તે ઉપરથી જાણી શકાય છે. સદરહુ રિપોર્ટનો સાર નીચે આપવામાં આવ્યો છે.

"વિરમગામથી આવેલો રિપોર્ટ જણાવે છે કે, રૂલોથી ખર્ચ ઘણાં ઘટ્યાં છે અને ગરીબોને ઘણો ફાયદો થયો છે. વળી, ગાયકવાડ સરકાર તરફથી રૂલોનો અસ્વીકાર થવાથી નિયમોનો ભંગ થવાનો સંભવ ઊભો થયો છે, કારણ કે બન્ને રાજ્યની સરહદ પરનાં ગામોમાં લગ્નવેળા અગવડ થઈ પડી હતી, તથા સરકારી હદના વરના બાપ ગાયકવાડી હદમાં જઈ મોટી મોટી ચાંલ્લાની રકમો લઈ આવ્યા અને તે જ પ્રમાણે ગાયકવાડી હદના જિલ્લાની હદમાં આવી મોટી મોટી રકમો ચાંલ્લા તરીકે લઈ ગયા; એવું લશ્કરી શેઠ શંભુપ્રસાદ બહેચરદાસના પત્ર ઉપરથી જણાયું છે. હું સમજી શકતો નથી કે નામદાર ગાયકવાડ સરકાર શા માટે આ નિયમોનો અસ્વીકાર કરે છે. વડોદરા રેસિડંટ સાહેબ લખે છે કે લગ્ન માટે દેવીને વારંવાર પૂછી શકાતું નથી. આ હકીકત તેમની સમજફેર જણાય છે, કારણ કે પટેલો અને ગોર બ્રાહ્મણોએ વચન આપ્યું હતું કે - 'ઓણ (આ) સાલ લગ્ન માટે દેવીને પૂછીશું અને વળી પાછા પાંચ પાંચ વર્ષે લગ્નો કાઢવા માટે ચિઠ્ઠીઓ નાખવાની કડાકૂટ પડે તેવું રાખીશું નહીં, એટલે કે આ વખતે જ્યારે લગ્ન ચિઠ્ઠીઓ અમે નાખીશું ત્યારે દેવીને આવતાં પાંચ વર્ષ પર લગ્ન કરવા અંગે પૂછી ભેગાભેગી તારીખો નક્કી કરીશું, જેથી કરીને અત્યારે નક્કી કરેલી તારીખોએ પાંચ વર્ષીય તિથિએ લગ્ન કરાય.' બ્રાહ્મણોએ આપેલું વચન તોડ્યું છે જેથી મને શંકા રહે છે કે, તે જ્ઞાતિના કોઈ આગેવાનોએ તેમને તેમ કરવા પ્રેર્યા હશે; પણ ખર્ચમાં ઘટાડો કરવાને સહુએ સંમતિ આપી છે તેને અને ટૂંકી મુદતનાં લગ્નને કશો સંબંધ નથી

અને તે દેવીને પૂછ્યા સિવાય ખુશીથી અમલમાં લાવી શકાય છે. લગ્ન મોસમ પૂરી થયા પછી આ નિયમો કેવું કાર્ય કરે છે તે જોયા બાદ થયેલા રૂલોનો સ્વીકાર કરવા ના. ગાયકવાડ સરકારે ફરી વિચાર કરવા વચન આપ્યું છે, તો મને ભરોંસો છે કે ઘણું મોડું થઈ ગયા પહેલાં ફરીથી તેમને તેમ કરવા પ્રેરવામાં આવશે. પોતાના રાજ્યમાં સારી કન્યાઓની હરીફાઈ માટે જે પુષ્કળ કન્યાવિક્રય ચાલતો હતો તે બંધ પડ્યો છે, તેથી પોતાની રૈયતની પાયમાલી અટકાવવા માટે ના. ગાયકવાડ સરકાર દૃઢતાથી પ્રયત્ન કરશે જ. હું આતુરતાપૂર્વક વિશ્વાસ રાખુ છું કે આ વાતને પડતી મૂકવામાં નહીં આવે અને ના. ગાયકવાડ સરકારના કડી પ્રાંતના અધિકારીઓ દ્વારા ઊંઝા માતાના પાટીદારો અને બ્રાહ્મણોને માતાજી પાસેથી પાંચ પાંચ વર્ષનાં લગ્નની માગણી કરવા ફરીથી દબાણ કરવામાં આવશે. આમ કરવાથી કણબીઓની આર્થિક, સાંસારિક તથા નૈતિક સ્થિતિમાં પણ સુધારો થશે અને એમ આખરે દશ વર્ષે લગ્નની કઢંગી રૂઢિ બંધ પડશે. આ રૂઢિમાં સંપૂર્ણ સુધારો કરવાની કોઈ રીત હોય તો તે એ જ છે કે, પહેલાં પાંચ પાંચ વર્ષે લગ્ન કરો, પછી લોકો અને બ્રાહ્મણો પણ જોશે કે આમ થવાથી કોઈને કાંઈ નુકસાન નથી; ત્યાર પછી આ નવી રીતથી એ દુષ્ટ રિવાજની ગરદન તૂટશે અને હાલની પ્રજા ભવિષ્યમાં વાર્ષિક છૂટાં લગ્ન થયેલાં જોવા ભગ્ગ્યશાળી થશે. ફૂલના દડા ૮૫૯ થયા છે તે પ્રતિ જ્ઞાતિના આગેવાનો તિરસ્કારની નજરથી જુએ છે, છતાં તેમાં હાલ ખર્ચ થતું નથી તેથી મોટી સંખ્યામાં થાય છે. આમ થવાથી કન્યાનાં માવતરોને જુદી રીતે ઘણો ફાયદો થાય છે, તેથી હું તેવાં લગ્નોની સંખ્યા વધવા માટે દિલગીર થતો નથી. આ કાયદાના પાલન માટે જુદા ઈન્સ્પેક્ટરો રાખવાની જરૂર નથી, પરંતુ જો જિલ્લાના અધિકારીઓ પોતે કાળજી રાખે તો આખું ડિપાર્ટમેન્ટ રાખે જ. જમાબંધી વગેરે કાર્ય પ્રસંગે જ્યારે ગામોમાં જવાનું થાય ત્યારે આ વિશે ખંતથી ખબર રાખે તો ગુના પકડાયા વિના રહે નહિ; એટલે અધિકારી સ્વયં પોતે જો કાળજી ન રાખે તો તે કાયદા મૃત કાયદા પ્રમાણે પડી રહે. એકંદરે ૧૧,૩૮૬ લગ્ન થયાં છે તેમાં ૧૦,૧૪૬ ખરાં લગ્ન, ૮૫૯ ફૂલના દડાનાં લગ્ન, ૫૦ બાહ્યવરના લગ્ન, ૨૬ એક પર બીજી કરવાનાં લગ્ન, ૩૫ પ્રથમની સ્ત્રીના મરણ પછી થયેલાં લગ્ન અને ૧,૫૪૭ લગ્ન સરકારી હદમાંથી ગાયકવાડીમાં જઈ કરી આવેલાં લગ્ન છે, તે જોતાં ત્યાં કાયદાની જરૂર છે. x x x ''

કમિશનર સાહેબના રિપોર્ટનો ના. મુંબઈ સરકારે તા. ૧૩-૧૨-૧૮૯૦ના જનરલ ડિપાર્ટમેન્ટ નંબર ૪૯૦૨થી જે જવાબ વાળ્યો હતો તેનો મતલબ એવો હતો કે -

"કડવાઓનાં લગ્નનાં ખર્ચ કમી કરવા ગયેલા નિયમોએ જે કામ કર્યું છે તે વિશેનો રિપોર્ટ સંતોષકારક છે. એક નકલ પોલિટિકલ ડિપાર્ટમેન્ટમાં મોકલી વિનંતી કરવી કે, એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલને વડોદરા લખી, લગ્નના સદરહુ નિયમોનો સ્વીકાર કરવા તથા દર પાંચ વર્ષે લગ્ન કરવાના દિવસો ઠરાવવા ઊંઝામાં માતાને પૂછવાનું માતાના પૂજારીઓ પાસેથી વચન લેવા ના. ગાયકવાડ સરકારને વીનવવું. x x x "

આ અરસામાં બાવળાના વતની સ્વજ્ઞાતિના કવિ જેસિંહદાસે પણ એક માસિક કાઢી જ્ઞાતિસેવા કરવા માંડી હતી અને કેટલાંક ગદ્યપદ્ય પુસ્તકો લખી લેખક તથા કવિ તરીકે સારી નામના મેળવી હતી. સને ૧૮૮૯માં રા. બ. શેઠ બહેચરદાસના સ્વર્ગવાસ પછી જ્ઞાતિમાં તેમના સમયમાં હતી તેવી જાગૃતિ ચાલતી નહોતી.

સંવત ૧૯૫૫ની સાલનું ચોમાસું નિષ્ફળ નીવડવાથી છપ્પનિયો દુષ્કાળ પડ્યો, એટલે તે સાલમાં વિવાહ આવવાની મુદત હોવા છતાં પણ તે વર્ષે વિવાહ થઈ શક્યા નહીં અને સંવત ૧૯૫૭માં થયા. પરંતુ દુષ્કાળના અણધાર્યા હુમલાથી કણબી ભાઈઓ એવા તો પાયમાલ થઈ ગયા હતા અને તેમની આર્થિક સ્થિતિ એવી નબળી થઈ ગઈ હતી કે વર્ષો સુધી કળ વળી નહિ. ચાંલ્લા અને કરકરીઆવર વગેરે તો વીસરી જ જવાયાં, પણ મફત-પેટ સાટે પુત્રો પરણાવવા તે પણ મોટી વાત થઈ પડી. ચોગરદમ ફૂલના દડાથી ચલાવી લેવામાં આવ્યું; એટલે પુત્રીને માટે તો વિવાહની આવેલી આફત ટાળવા ફૂલના દડાને સવડ સલામત હતો, પણ પુત્રને માટે તેવો કોઈ ફૂલની દડીનો સવડ ન હોવાથી તથા પુત્ર તો કુંવારો ન જ રહે તેવું વ્યવહારનું લગભગ બંધન થઈ ગયું હોવાથી, વર્ષોનાં વર્ષો સુધી પુત્રીના પિતાઓએ કરેલાં લાડ આ વિવાહમાં ઊતરી ગયાં. આ વખતે પણ સને ૧૮૮૯માં પાસ થયેલા રૂલો લોકોની જાણ માટે તા. ૨-૩-૧૯૦૧ના દિવસે કલેક્ટર મે. પી. જે. મીડ સાહેબની સહીથી બહાર પડ્યા હતા, પરંતુ તેની ગત વિવાહ-પ્રસંગ જેવી ચોક્સી રહી નહિ, કારણ કે સ્વ. શેઠ બહેચરદાસના સ્વર્ગવાસ પછી તેમના પુત્ર

શેઠ શંભુપ્રસાદભાઈ જેઓ આ કામમાં રસ લેતા હતા તેઓ પણ વિવાહ આવવા પહેલાં જ સ્વર્ગવાસી થયા, તેમ જ થયેલા રૂલોમાં પણ તેના ભંગની ફરિયાદના અભાવમાં પોલીસને પ્રત્યક્ષ ભાન કરાવે તેવો એકે રૂલ નહોતો. આ દુષ્કાળ પછી લોકોની માનસિક તેમ જ આર્થિક સ્થિતિમાં ઓર ફેરફાર થઈ ગયો અને સહુને વિવાહ વખતે પુત્રીઓ ફૂલના દડે પરણાવી વિવાહ આવ્યા તે વધાવવા વિચાર થઈ ગયો હતો. વળી, દિનપ્રતિદિન વિદ્યાનો વધારો થવાથી લોકોના હૃદયમાંથી અજ્ઞાનનાં બંધનો ઢીલાં થતાં ગયાં અને લગ્નની પ્રચલિત પ્રણાલિકા એકહથ્થું, ઈજારા જેવી અને અનિષ્ટકારક જણાવા લાગી. તેમાં પણ લગ્ન-મુહૂર્ત કાઢી અમદાવાદમાં લાવી જાહેર કરવા દર લગ્નસરા વખતે બે પક્ષ પડતા હોવાથી ઊંઝાના લગ્ન કાઢનારા બ્રાહ્મણો અને પટેલો બેવડો ભાગ ભજવતા હતા તથા જમાનો પણ મંદ અને મક્કમપણે આગળ વધતો જતો હતો; તેથી આ વિષયમાં બહુ ચર્ચા ચાલવા લાગી અને નવા યુવાન વિદ્વાન વર્ગે તેમાં ઊંડા ઊતરી તપાસ કરવા માંડી ત્યારે અનેક પ્રકારનાં પોકળો માલૂમ પડી આવ્યાં, તેમ તેમ શ્રદ્ધા ઘટતી ચાલી અને આ બધું માતાજી પોતે નહિ, પણ તેમના નામે જે તે લોકોએ તૂત ચલાવ્યું છે તેવું સ્પષ્ટ ભાન થવા લાગ્યું, જેની વિવાહ વીત્યા પછી પણ અસર મંદ પડી ગઈ નહિ અને ચર્ચા ચાલતાં ચાલતાં જનસમાજના મનમાં કેટલે દરજ્જે વિરુદ્ધ અસર ઉત્પન્ન થઈ તે આપણે હવે પછીના પ્રકરણમાં વિગતે જોઈશું.



## પ્રકરણ-૬
## મૃતપ્રાય સુધારાનો પુનરુદ્ધાર

વિદ્યોપાસનાના જમાનામાં તમામ જ્ઞાતિઓ સામાજિક સુધારા તરફ દોરવાઈ ત્યારે સ્વ. શેઠ બહેચરદાસ લશ્કરી જેવા મહાપુરુષે શરૂ કરેલા ધર્મ્ય પુરુષાર્થની શ્રેણીને નવું જીવન પ્રાપ્ત થયું અને કડવા જ્ઞાતિમાં સુધારાની હિલચાલ શરૂ થઈ. જ્ઞાતિની સાંસારિક સ્થિતિ સુધારવા વિરમગામમાં ઘણાં વર્ષોથી દેસાઈ નારણદાસ જોરાભાઈ મારફતીઆ, પ્રસંગોપાત્ત વિવેચન કરીને અગ્રેસરોનું ધ્યાન ખેંચતા હતા. જોકે, તેમના વર્ષો સુધીના લાંબા પુરુષાર્થનું કાંઈ દશ્ય પરિણામ આવ્યું હોય તેમ તેમને ન લાગ્યું, પણ નિઃસ્વાર્થપરાયણ પુરુષાર્થ કુદરતી રીતે જ કદીક તો ઉત્તમ ફળ આપ્યા વિના રહેતો નથી. તે અરસામાં અમદાવાદમાં પણ સ્વ. બંધુ મણિલાલ દોલતરામે 'વિજય' નામનું માસિક કાઢી જનસમાજની સેવા કરવી શરૂ કરી અને પાછળથી તેમણે તેને જ્ઞાતિસેવામાં પ્રયોજ્યું હતું. આ જ્ઞાતિબંધુએ વારંવાર પોતાના ઉત્તમ વિચારો શહેરના જ્ઞાતિબંધુઓ સમક્ષ જણાવ્યા, પરંતુ અપક્વ હૃદયો પર તેની યથાર્થ અસર ન થઈ. છતાં તે વીરપુરુષે પોતાના પ્રયત્નમાં યત્કિંચિત્ પણ શિથિલતા આવવા દીધી નહિ. ઉપર્યુક્ત, ઉભય બંધુઓના આવા પુરુષાર્થ દરમિયાન મુંબઈનિવાસી રા. હરજીવન ભગવાનદાસ ભાવનગરીએ પોતાના પુત્રને છૂટાં લગ્ને પરણાવી વીર સુધારક તરીકે નામના મેળવી.

આર્યાવર્તની જુદી જુદી કોમો-જ્ઞાતિઓ-ની પ્રવૃત્તિ આ સમયે સંસારસુધારા તરફ ઢળી હતી. સઘળી જ્ઞાતિઓ કોન્ફરન્સો અને સમાજો ભરવા લાગી, તે જોઈ કડવા જ્ઞાતિના યુવકોમાં પણ નવીન બળ સતેજ થયું. વિરમગામના કુમાર શ્રી લાલસિંહજીભાઈએ, સ્થાનિક જ્ઞાતિના પોતે પ્રમુખ હોવાથી, પોતાનો તે પ્રતિ ધર્મ અદા કરવા દિલ પર લઈ કાંઈક હિલચાલ ઊભી કરવા ધાર્યું. તેમના આવા ઉત્તમ વિચારોને દેસાઈ નારણદાસ જોરાભાઈ તથા દેસાઈ કાલીદાસ હરજીવનદાસ વગેરેએ સંપૂર્ણ અંતઃકરણથી અનુમોદન આપ્યું. તેથી પોતાના પિતાજી દેસાઈ શ્રી

રાયસિંહજીભાઈની અનુમતિ લઈ તેમણે (કુમાર શ્રી લાલસિંહજીભાઈએ) જ્ઞાતિની ઉન્નતિ માટે વિચાર કરવા પોતાના દરબાર હૉલમાં, સંવત ૧૯૬૩ના ફાગણ વદ-૧ ના દિવસે જ્ઞાતિની સભા બોલાવી. આ શુભ પ્રસંગે અમદાવાદથી સ્વ. મણિલાલભાઈ, પ્રો. જેઠાલાલભાઈ તથા રા. જીવણલાલભાઈ પણ આવ્યા હતા. તેમણે પણ વિરમગામ જ્ઞાતિને કોન્ફરન્સ ભરવા આતુર વિનંતી કરી. કેટલીક ચર્ચા ચાલ્યા પછી જ્ઞાતિસમસ્તની કોન્ફરન્સ ભરવા સર્વાનુમતે ઠરાવ થયો. ફંડની યોજના કરતા શેઠ જીભાઈ કેવળદાસ તથા શેઠ ગોરધનદાસ મોહનલાલે રૂ. ૨,૫૦૦ મંડાવ્યા અને ખુદ દેસાઈશ્રીએ પણ સારી રકમ મંડાવી. તેથી તેઓનું અનુકરણ કરી અન્ય સદ્‌ગૃહસ્થોએ પણ નાની-મોટી રકમો મંડાવીને જોઈતું ફંડ કરી આપ્યું. તે જ દિવસે સાંજે વિરમગામના કેટલાક યુવકો સ્વ. શેઠ દ્વારકાદાસની પ્રેરણાથી તેમના બંગલે મળ્યા અને જ્ઞાતિસેવાના, વૃદ્ધોના આ પુરુષાર્થમાં મદદગાર થઈ પડવા એક મંડળ સ્થાપવા નક્કી કરી અંતરંગ સભા બરખાસ્ત થઈ. બીજે દિવસે તે વીરપુરુષના દીવાનખાનામાં કુમાર શ્રી લાલસિંહજીભાઈના અધ્યક્ષપણા નીચે યુવકોની સભા મળી અને સર્વાનુમતે સંવત ૧૯૬૩ના ફાગણ વદ-૨ ને શનિવારના દિવસે 'શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળ'ની સ્થાપના થઈ. તે મંડળના ઉત્સાહી યુવક બંધુઓએ સમસ્ત જ્ઞાતિસેવામાં કેવો અમૂલ્ય ભાગ ભજવ્યો છે તે આપણે આગળ જોઈશું. કોન્ફરન્સ વિશે વાયરાની પેઠે વાત બહાર ફેલાઈ, પરંતુ કેટલાક સ્થાનિક આગેવાનોએ કાર્યપદ્ધતિનો વાંધો લીધો અને મતભેદ પડતાં તે કામ અટકી પડ્યું. આવા અણીના વખતે રા. મણીલાલ દોલતરામનો સ્વર્ગવાસ થયો અને તેમના હાથે ચાલતું 'વિજય' સામયિક પણ બંધ પડ્યું. સુધારાની હિલચાલ શરૂ હતી, એટલે એક જાહેર સામયિકની અનિવાર્ય આવશ્યકતા હતી. જ્યારે પરમાત્મા હાથ પકડી ઉન્નત સ્થિતિએ ચડાવવા તૈયાર થાય છે ત્યારે કોણ પછાત રહી શકે છે ? અલ્પ સમયમાં જ 'વિજય' પત્રની પડેલી ખોટ પૂરી પાડવા વિરમગામમાંથી રા. કેશવલાલ માધવલાલ તથા રા. પુરુષોત્તમ વલ્લુભાઈએ સં. ૧૯૬૩ના શ્રાવણ માસમાં 'કડવા વિજય' નામના માસિકનું કાર્ય શરૂ કર્યું અને તેને ઉત્સાહી બંધુઓએ આવકાર આપ્યો. કોન્ફરન્સ ભરાવાનું કામ ઢીલામાં પડ્યું હતું, પરંતુ જ્ઞાતિસમસ્તમાં તેના વિવેચનથી અચ્છી જાગૃતિ આવી ગઈ. કડીના રા. અમીન ચતુરભાઈ રાધાભાઈ તથા તેમના નવયુવાન બંધુ અમીન માણેકલાલ બંનુ જણે

સ્થાનિક તથા કડી પ્રાંતના અન્ય આગેવાનોની મદદથી, તે વિભાગની જ્ઞાતિની સ્થિતિ સુધારવા અને ભવિષ્યમાં મળનારી સમસ્ત કડવા કોન્ફરન્સને સારી રીતે મદદગાર થઈ પડવા 'શ્રી કડી પ્રાંત ખેડૂત પટેલ સમાજ'ની સ્થાપના કરી, જેની પહેલી બેઠક કડી મુકામે તા. ૨૫-૧૨-૧૯૦૭ના દિવસે મળી.[૧] તેથી બે ત્રણ મીટિંગો મળી અને તે સંસ્થા વિરામ પામી ગઈ. જોકે, એણે લાંબા સમય સુધી સેવા કરી નહીં તો પણ પોતાની ટૂંક કારકિર્દીમાં તે સંસ્થાએ તે વિભાગમાં સારી જાગૃતિ આણી મૂકી. દર વૈશાખ સુદ પૂનમનો શ્રી ઉમિયા માતાનો વાર્ષિક મેળો તે સંસ્થાનાં કાર્યોમાંનું એક ઉત્તમ કાર્ય છે, જેનો રૂડો લાભ આપણે પ્રતિવર્ષ લઈએ છીએ. તે સમયની જાગૃતિમાં અમદાવાદમાંથી 'શ્રી કડવા પાટીદાર સુધારક' પત્ર નીકળ્યું, પરંતુ તે બીજે જ મહિને શાંતિ પામ્યું. અલ્પ સમયમાં જ જ્ઞાતિસેવા કરવા 'શ્રી ઉમિયા વિજય' પત્ર નીકળ્યું, પરંતુ તે પણ પાંચ-છ માસ પછી બંધ પડી ગયું.

સુધારાની હિલચાલ જોશભેર ચાલવા લાગી એટલે સુરત જિલ્લાનાં કેટલાંક ગામોના ઉત્સાહી બંધુઓએ 'શ્રી કડવા પાટીદાર સમાજ' નામની સંસ્થા સ્થાપી. તેની પ્રથમ બેઠક રાંદેર નજીક કુરુક્ષેત્ર મહાદેવમાં તા. ૨૬-૨-૧૯૦૮ના દિવસે મળી. આ સંસ્થાએ ઘણું ઉત્તમ કાર્ય બજાવ્યું છે; અને સુરત તથા નવસારી વિભાગમાં નમૂનેદાર જાગૃતિ આણી મૂકી, આજ સુધીના પોતાના સ્તુતિપાત્ર પ્રયત્નોથી, રૂઢ થઈ ગયેલા પ્રાચીન રિવાજોને દૂર કરવામાં ઉમદા ભાગ ભજવ્યો છે અને ભજવે છે. તે માટે તેના કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે.

જાગૃતિના આ નવા જમાનામાં ના. સર સયાજીરાવ ગાયકવાડ મહારાજે પોતાની રૈયતની શારીરિક તેમ જ માનસિક સ્થિતિ સુધારી તેમને ઉન્નતિના શિખરે પહોંચાડવા 'બાળલગ્ન પ્રતિબંધક નિબંધ' નામે કાયદો કર્યો. તેથી ૯ અને ૧૧ વર્ષે મુકરર કરેલી એક જ તિથિએ ૪૫ દિવસથી મોટાં તમામ કુંવારાં બાળકોને પરણાવી દેવાની આપણી પ્રાચીન રૂઢિને જોખમમાં મૂકી અને બીજી લગ્નમુદત આવતાં સુધીમાં ૧૨ વર્ષની વય કન્યાની અને ૧૬ વર્ષની વય વરની ન થઈ હોય તેવાં બાળકોને પરણાવી ન શકાય તેવો પ્રતિબંધ મૂક્યો. આ કાયદામાંથી મુક્ત થવા 'શ્રી કડી

૧. 'કડવા વિજય' - પુ. ૩, અંક ૫

પ્રાંત ખેડુત પટેલ સમાજ' નામક સંસ્થાએ પ્રયત્ન કર્યો પણ તેમ કરતાં તે સંસ્થા પોતે જ અટકી પડી.



આવી ઉત્સાહી હિલચાલના અને ખરા અણીના વખતે વિરમગામના સુધારક બંધુઓના અગ્રેસર શેઠ દ્વારકાદાસ જીભાઈ સંવત ૧૯૬૪ના વૈશાખ સુદ-૫ના દિવસે સ્વર્ગવાસી થયા અને જ્ઞાતિના સુધારા પક્ષને એક ન પૂરી શકાય તેવી ખોટ પડી. છતાં પણ 'કડવા વિજય'ના બહોળા ફેલાવાથી, દેખાદેખી હિલચાલ તો પૂરવેગથી ચાલતી જ રહી. ઠામઠામ અને ગામેગામ સુધારાનાં ભાષણો અપાવા લાગ્યાં. તેના પ્રતાપે જુદા જુદા જથ્થાનાં પંચની, ગોળની અને વિભાગની સભાઓ મળવા લાગી. ગામેગામ યુવક બંધુઓનાં મંડળો, સમાજો અને સભાઓ જેવી સંસ્થાઓ સ્થપાવા લાગી અને નિયમિત ભાષણો અપાવા લાગ્યાં. તેથી વિવિધ પ્રકારના સુધારાના ઠરાવો પાસ થવા લાગ્યા.

સંવત ૧૯૬૪ની સાલમાં આપણા લેઉવા બંધુઓની ઉન્નતિ કરવાના આશયથી 'પટેલ બંધુ' નામનું માસિક સિનોરમાંથી તથા 'પાટીદાર હિતેચ્છુ' પત્ર વાંઝ મુકામેથી પ્રસિદ્ધ થવા લાગ્યાં. કેટલાક વખત સુધી આ બંને પત્રોના બાહોશ તંત્રીઓએ અલગ અલગ સેવા બજાવી, પરંતુ વખત જતાં બંને પત્રોનું ઐક્ય કરવાની આવશ્યકતા જણાયાથી છેવટે બંને જોડાઈ ગયાં અને 'પટેલ બંધુ તથા પાટીદાર હિતેચ્છુ'ના સંયુક્ત નામાભિધાનથી સેવા કરવા લાગ્યાં. હજુ સુધી તે તેના બાહોશ તંત્રી કુંવરજીભાઈના કાર્યભાર નીચે વ્યવસ્થિત ચાલી રહ્યું છે.

આ પ્રમાણે જ્ઞાતિમાં ચોગરદમથી ચાલતી હિલચાલને અધિક બળ આપી, કાઠિયાવાડની શાંત પડેલી જ્ઞાતિને જાગ્રત કરી, તેની યથાશક્તિ સેવા બજાવવા ભાવનગરના ઉત્સાહી યુવક બંધુઓએ સંવત ૧૯૬૫ના વૈશાખ માસમાં 'કડવા હિતેચ્છુ' નામક માસિક પત્ર કાઢ્યું, જે આજ સુધી જ્ઞાતિસેવામાં પોતાનો ઉમદા ભાગ ભજવી રહ્યું છે.

લગભગ એ જ અરસામાં, ચારસો વર્ષોથી અજ્ઞાન દશાવશ આપણી કચ્છ દેશસ્થ જ્ઞાતિરૂપી સરોવરમાં સુધારાના પવનનું ભારે તોફાન થવા લાગ્યું અને તે વાવાઝોડામાં વંશપરંપરાની પટેલાઈનો દોર ડૂબવા લાગ્યો. જોકે, વ્યાવહારિક તેમ જ ધાર્મિક સુધારા કરનારા સુધારકોને પજવવામાં પણ પુરાણા પટેલોએ જરા પણ આછીપાની કરી નહિ; પરંતુ જેમ હંમેશા બનતું આવ્યું છે તેમ આખરે આ દ્વંદ્વયુદ્ધમાં સત્યનો

વિજય થયો, જેની સવિસ્તર હકીકત આગળ જુદા જ પ્રકરણમાં આપવામાં આવી છે.

કૉન્ફરન્સ ભરવાના થયેલા ઠરાવનો, વિરમગામ જ્ઞાતિના આગેવાનો લાંબો સમય થવા છતાં કાંઈ પણ અમલ ન કરતા હોવાથી, વીનવી વીનવીને થાકી ગયેલા 'શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળ'ના ઉત્સાહપૂર્ણ યુવકોએ આખરે પોતાના નેતા સ્વર્ગસ્થ શેઠ દ્વારકાદાસની આગાહી પ્રમાણે દેસાઈ અમરસિંહજી (ધ્રાંગધ્રાવાળા)ની સલાહ મુજબ સુધારક વિચારકોનો એક સ્વતંત્ર સમાજ સ્થાપ્યો. તેમાં ગામ-પરમગામના ઘણાખરા સજ્જનો સભાસદ થયા. તેની પહેલી બેઠક વિરમગામ મુકામે ડૉક્ટર પીતાંબરદાસ કુબેરદાસ અમદાવાદવાળાના પ્રમુખપણા નીચે તા. ૨૮-૨૯-૩૦, ડિસેમ્બર સને ૧૯૦૯માં મળી, જેમાં લગભગ ૫૦૦ સભાસદોએ હાજરી આપી હતી. કામ અણધારી રીતે ઘણું ઉમદા થયું અને જ્ઞાતિસમસ્તને અજાયબીમાં ગરકાવ કરી નાખી.[૧] તેના અલ્પ સમય પછી આપણા લેઉવા પાટીદાર બંધુઓએ પણ વાંઝ મુકામે ઑનં. સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસના અધ્યક્ષપણા નીચે પોતાની 'પાટીદાર પરિષદ' ભરી, જ્ઞાતિસુધારાના ઉમદા ઠરાવો કર્યા. હાલ પણ 'પટેલ બંધુ તથા પાટીદાર હિતેચ્છુ'ના બાહોશ તંત્રી કુંવરજીભાઈ 'પાટીદાર પરિષદ'ની બીજી બેઠક બોલાવવા પ્રયત્ન કરી રહ્યા છે.

સમાજની પહેલી બેઠક પછી સંવત ૧૯૬૬ની સાલમાં વિવાહ આવવાના હોવાથી, ગાયકવાડી રાજ્યના 'બાલગ્ન પ્રતિબંધક નિબંધ' નામના કાયદાને દૃઢીભૂત કરવા સમાજ અને સુધારાવાળાઓએ કરેલા આબાદ પ્રયત્નોથી આખી જ્ઞાતિ-ખાસ કરીને ગાયકવાડી રાજ્યમાં વસતી જ્ઞાતિ-ચકડોળે ચડી. જૂના વિચારવાળાઓ તે કાયદામાંથી પોતાને મુક્ત કરવા, જ્યારે નવા વિચારવાળાઓ તે કાયદો વધુ ને વધુ દૃઢ કરી અન્ય જ્ઞાતિઓની માફક જ કોઈ પણ પ્રકારની છૂટ સિવાય તે લાગુ કરવા અરજો કરવા લાગ્યા. તેવામાં લગ્ન કાઢનાર તથા વધાવનાર ઊંઝા તથા અમદાવાદના બંને પક્ષોએ શ્રી ઉમિયા માતાજીના મંદિરે જઈ લગ્ન કાઢવાની ધાંધલ કરવા માંડી. તેથી ના. ગાયકવાડ સરકારના અધિકારીઓએ સુલેહનો ભંગ ન થાય તે માટે માતાજીના મંદિરે પોલીસ  ચોક મૂકી (તા. ૮-૫-૧૯૧૦). અમદાવાદના લગ્ન વધાવનાર બન્ને

૧. 'કડવા વિજય' - પુ. ૩, અંક ૫

પક્ષોના આગેવાનો, લગ્ન લઈને અમદાવાદમાં આવ્યા. લશ્કરી પક્ષવાળાએ સંવત ૧૯૬૬ના મહા સુદ-૧ના દિવસે ઉમિયા માતામાંથી કાઢેલી લગ્નપત્રિકા વાંચી, જેમાં ચાલુ લગ્ન ચૈત્ર વદ-૧૦નું તથા માંડવરાત્રીનું સં. ૧૯૭૧ના બીજા વૈશાખ સુદ-૧૦નું બીજું લગ્ન - એવાં પાંચ પાંચ વર્ષનાં લગ્ન જાહેર કર્યાં. ત્યારે બીજા પક્ષે અન્ય સ્થળેથી (ઘણું કરીને કાળેશ્વરમાંથી) કાઢેલું મહાસુદ-૫ના દિવસે જાહેર કર્યું, જેમાં વૈશાખ સુદ-૧નું લગ્ન તથા સુદ-૧૧ની માંડવરાત્રીનું લગ્ન વાંચ્યા. ખરેખર આ પ્રમાણે જુદા જુદા લગ્ન વાંચી પ્રાચીન પ્રથાની પોળનો દરવાજો હાથે કરી ઉઘાડી નાખી, તેમણે વ્યવહારુ મોટી ભૂલ કરી સુધારાવાળાઓને - છૂટાં લગ્ન કરનારાઓને - રસ્તો સરળ કરી આપી પોતાનું ઘર દેખાડ્યું; ઉપરાંત જગતને ખાતરી કરી આપી કે લગ્નતિથિ નક્કી કરવાનું કામ માતાજી નહિ, પણ સ્વાર્થસાધુ હક્કદાર માણસો પોતાની મરજી મુજબ કરે છે. આમ, બે ભથ્થું લગ્ન નીકળવાથી લોકોમાં તેમનું પોકળ ખુલ્લું પડ્યું. બંને પક્ષના લગનિયા પોતાનો કક્કો ખરો કરાવવા - લગ્ન વધાવરાવવા - પાટડી નામદાર દરબારશ્રીને ત્યાં ગયા, એટલે તેઓશ્રીએ આવાં બે પ્રકારનાં લગ્નોમાંથી કયાને આદર આપવો તે નિશ્ચિત કરવા, જ્ઞાતિના જુદાં જુદાં ગામોના આગેવાનોને તેડાવ્યા. તેમની સભા તા. ૨૬-૨-૧૯૧૦ થી તા. ૨-૩-૧૯૧૦ સુધી પાટડી રહી અને છતાં કાંઈ સંતોષકારક પરિણામ આવ્યું નહિ, તેથી ના. દરબાર સાહેબે છૂટી પડી સ્વતંત્ર થવા જેવો ચુકાદો આપ્યો.

સુરત તથા નવસારી વિભાગના 'શ્રી કડવા પાટીદાર સમાજે' પોતાનાં ગામોની સભા બોલાવી અમદાવાદ ખાતે પ્રસિદ્ધ થયેલાં બે પ્રકારનાં લગ્નોમાંથી એક પણ પસંદ નહિ કરતાં, પોતાની સભામાં સહુ આગેવાનો સમક્ષ પ્રવીણ જ્યોતિષીઓને બોલાવી નવું વૈશાખ સુદ-૮નું લગ્ન કાઢ્યું અને બીજું લગ્ન ફરી પાંચે વર્ષે આ જ પ્રમાણે સભા સમક્ષ કાઢવા ઠરાવ કર્યો. આ સભાનું પ્રમુખસ્થાન ભાવનગરવાળા રા. રા. મૂળજીભાઈ જેઠાભાઈ (એલએલ.બી)ને આપવામાં આવ્યું હતું.

લગ્નપદ્ધતિ આવી રીતે તદ્દન અવ્યવસ્થિત બની જવાથી, ઠામઠામ ગોળ થઈ જવાથી, કન્યાવિક્રય પુષ્કળ ચાલવાથી, ફૂલના દડાની પ્રથા પ્રબળ થઈ પડવાથી, તથા સંવત ૧૯૫૬ના દુષ્કળ પછીથી પણ પાછળના વર્ષો એકબીજાને ખાતાં આવેલાં હોવાથી ઘણા વખતના કાહ્યા થઈ રહેલા

કણબીઓ ડાહ્યા થયા, એટલે વિવાહમાં પુત્રીઓ પરણાવી પૈસાની પા ા બાંધવા કરતાં ફૂલના દડે વરાવી રાખવાનો વાયરો ચાલ્યો; અને પુત્રોને પરણાવવા એકે પગે થઈ રહેલા પિતાઓને, કોડીના મૂલ્યની (?) કન્યાઓ, કરોડ ખર્ચતાં પણ મેળવવાનું મુશ્કેલ થઈ પડ્યું. તેમાં વળી ચાણસ્માની પેલી તરફથી તે ઠેઠ પાટડી-વિરમગામ સુધીની, ઉત્તરોત્તર કન્યાઓ આપવાની સંયુક્ત શૃંખલામાંથી ક્રમે ક્રમે ગોળ થઈ એક એક વિભાગ અલગ અલગ પડવા લાગ્યો. ચાણસ્મા આદિ ૨૬ ગામો, પાટણવાડો, દંઢાવ્ય વગેરે વિભાગના ગોળ થવાથી, દશકોશી-ભાલમાં કન્યાઓની ભારે તાણ પડી અને તેની અસર ઠેઠ સુધી થઈ. ભલભલાના ઘોડિયામાંથી ઝડપાતા પુત્રો પરણ્યા વિના પારણામાં ઝૂલતા રહી જવાનો વખત આવ્યો, એટલે સેંકડો વર્ષો સુધી ચાંલ્લા માગતાં વદેલા મિથ્યાભિમાનના સઘળા શબ્દો, ચક્રવૃદ્ધિ વયાજ સાથે સામટા મોઢામાં પાછા પેશી ગયા; જાન અને તાયફાનાં ખર્ચ હવામાં ઊડી ગયાં; છૂપા છૂપા ગરજે ગરજે માંડવા ધોઈ આવી, મોં ઊજળું કરી, પુત્રને પરણાવી આવી નિશ્ચિંત થયા. આ વિવાહ વખતે પણ સને ૧૮૮૯માં વિવાહનાં ખર્ચ કમી કરવાનો થયેલો સરક્યુલર મે. કલેક્ટર સાહેબની સહી સાથે બહાર પડ્યો હતો, પરતુ કુદરતી રીતે જ કણબીઓ એવા સંજોગોમાં આવી ગયા હતા કે કાયદાની મદદ-સહાય આવશ્યક થઈ પડી નહિ.

આ પ્રમાણે વિવાહ વીત્યા પછી જ્ઞાતિનો ચકડોળે ચડેલો મહાસાગર શાંત થયો કે તરત જ 'શ્રી કડવા પાટીદાર સુધારક સમાજે' પોતાની બીજી વાર્ષિક બેઠક[1] વડોદરા મુકામે, વિરમગામવાળા દેસાઈ કરસનદાસ જયસિંહભાઈ જે જંબુસર ખાતેના સબ-જજ સાહેબના અધ્યક્ષપણા નીચે તા. ૨૪-૨૫-૨૬, ડિસેમ્બર સને ૧૯૧૦માં ભરી, જેમાં વડોદરાના નેકનામદાર ગાયકવાડ સરકાર સર સયાજીરાવ મહારાજ પણ પધાર્યા હતા; ઉપરાંત પાટડી, સુરત વગેરેના કેટલાક વગવાળા પુરુષોએ પણ પધારી ઉત્સાહથી ભાગ લીધો, એટલું જ નહિ પણ તેની ઉમદા કાર્યપદ્ધતિ જોઈ સભાસદ થયા. જૂના વિચારવાળાઓનાં મન દિનપ્રતિદિન ખિન્ન થતાં જ ગયાં. 'સમાજ' તરફથી ના. ગાયકવાડ સરકારને માનપત્ર આપતાં 'બાળલગ્ન પ્રતિબંધક નિબંધ' જ્ઞાતિને સંપૂર્ણ રીતે લાગુ કરવાની માગણી કરી, બાળલગ્નની મરણવશ પડેલી રૂઢિને છેલ્લો છેલ્લો આબાદ ફટકો



૧. 'કડવા વિજય' - પુ. ૪/૧૧૫

લગાવ્યો. જૂના રિવાજની આ પ્રમાણે જમીનદોસ્ત થઈ ગયેલી દીવાલને ફરીથી ખડી કરી, સુધારાના ઊમટી આવેલા મહાસાગરને ખાળવા, વડોદરાના પા. ભગવાનદાસે સંવત ૧૯૬૭ના અષાઢ માસમાં 'શ્રી કડવા જ્ઞાતિ હિતદર્શક' (?) નામે માસિક કાઢ્યું. તે આ સમયને માટે સદંતર નકામા સિદ્ધ થઈ ચૂકેલા રિવાજોનો પુનરુદ્ધાર કરવા સારુ ચાર મહિના વનરુદન કરીને વિરામ પામી ગયું.

સંવત ૧૯૬૮ની સાલમાં દુષ્કાળ પડવાથી 'શ્રી કડવા પાટીદાર સુધારક સમાજ'ની ત્રીજી વાર્ષિક બેઠક મુલતવી રહી. એવામાં ના. મુંબઈ સરકારે પાટડી સંસ્થાનના યુવરાજ શ્રી દોલતસિંહજી સાહેબને ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની સત્તા બક્ષી, તેથી ગામેગામથી તેઓશ્રી ઉપર માનપત્રોનો વરસાદ વરસી રહ્યો. અમદાવાદની જ્ઞાતિએ પોતે માનપત્ર આપતાં એવી અરજ કરી હતી કે, બાળલગ્નની ચાલુ રૂઢિમાં સુધારો કરી આપવા જ્ઞાતિ પ્રત્યેની આપની લાગવગ વાપરવા કૃપા કરો. વળી, અમદાવાદના લગ્નનિમિત્તના બંને પક્ષોના આગેવાનોનું એક વગવાળું ડેપ્યુટેશન પણ ના. પાટડી દરબારશ્રી હજૂર જઈ એવી જ વિનંતી કરી આવ્યું. તે પરથી ના. દરબારશ્રીએ જ્ઞાતિ સમસ્તના આગેવાનોની, તા. ૧૨-૩-૧૯૧૨ના રોજ લગ્નની રૂઢિમાં સુધારો કરવા સભા બોલાવી.[૧] લગભગ તમામ આગેવાનો સુધારો કરવા સંમત થયા. પરંતુ જૂજ માણસોની નારાજીથી ના. દરબારશ્રીએ ગાયકવાડી બંધુઓના 'બાળલગ્ન પ્રતિબંધક નિબંધ' કાયદાનો વિશેષ વિચાર કરી સુધારાનો ચુકાદો બહાર પાડવા મુલતવી રાખ્યો અને વિદ્યાવૃદ્ધિ માટે સમસ્ત જ્ઞાતિનું એક 'શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ' સ્થાપ્યું, જેના ફંડમાં પોતે રૂ. ૧૫,૦૦૦ મંડાવ્યા, વિરમગામના દેસાઈશ્રીએ પણ રૂ. ૩,૦૦૦ મંડાવ્યા, જ્યારે સઘળા સદ્‌ગૃહસ્થોએ તથા પધારેલા બંધુઓએ પોતાનાથી બન્યો તેટલો ફાળો આપ્યો, જેથી તે ફંડ લગભગ લાખ રૂપિયા સુધી પહોંચ્યું. તે પૈકી ૬૫-૬૭ હજારની રકમ આવી ગઈ છે; અને હજુ પણ કામ આગળ ચાલતાં ફંડ ઘણું મોટું થવા સંભવ છે.





૧. 'કડવા વિજય' - પુ. ૫/૧૨૭

# પાંચમો ખંડ

## પ્રકરણ-૧
## કૂર્મી ક્ષત્રિય વિસ્તાર

આપણે આગળનાં પ્રકરણોમાં જોઈ ગયા તેમ આપણી અસલ ઉત્પત્તિ અને સ્થિતિ પંજાબમાં હતી, પરંતુ રાજકીય કારણોને લીધે ત્યાંથી ક્રમશઃ નીકળી ઉત્તર હિંદુસ્થાનમાં આપણે મથુરા સુધી પ્રસર્યા હતા. ત્યાંથી એક વિભાગ કોટા અને મંદેસરના રસ્તે થઈ શ્રીસ્થળ (સિદ્ધપુર) અને આનર્તપુર (વડનગર) નજીકના પ્રદેશમાં વસ્યો. કેટલાક માલવ દેશમાં વસ્યા હતા. માથુર દેશમાં વસેલી વસ્તી પૈકીનો મોટો ભાગ ગંગાયમુનાની ફળદ્રુપ ખીણો તરફ આગળ વધતો વધતો ઉત્તર હિંદના આખા ભાગમાં ફેલાઈ ઠેઠ અયોધ્યા સુધી પ્રસર્યો. તેમાંના કેટલાક નીચે (દક્ષીણ)ના ભાગમાં વધી મધ્ય હિંદમાં વસ્યા. ત્યાં અલ્પ સમય પર્યંત વાસ કર્યા પછી ત્યાંથી પણ કેટલાક ખાનદેશ, બિરાર અને મહારાષ્ટ્રમાં ગયા અને કેટલાક તો પોતાની ભ્રમણ કરવાની પ્રકૃતિને લઈને ઠેઠ દક્ષિણમાં ઘણા આગળ વધી તૈલંગણ, મદ્રાસ અને મૈસુર સુધી ફેલાયા. આ પ્રમાણે જુદા જુદા સ્થાનોમાં જઈ વસવાથી તેઓનો એકમેક સાથેનો પ્રાચીન સંબંધ, દૂર દૂર જઈ વસવાથી ઓછો થતો જાય તે સ્વાભાવિક છે. ઉપરાંત, રાજપૂત રાજઅમલના અંત પછીના લગભગ ૬૦૦ વર્ષ સુધીના અવ્યવસ્થિત જમાનામાં તો એક જ દેશના ભિન્ન ભિન્ન ભાગોનો પણ અરસપરસ સંબંધ વિશ્રૃંખલ થઈ ગયો હતો. તો પછી આમ છેક ઉત્તર અને દક્ષિણનો અરસપરસ સંબંધ શી રીતે સાચવી શકાય તે સમજવું મુશ્કેલ નથી. એવા સંજોગોમાં હિંદના જુદા જુદા વિભાગોમાં વસતા કૂર્મીઓના આચાર-વિચાર અને રીતરિવાજોમાં પણ ખાસ તફાવત થઈ ગયો અને તેવાં જ બીજાં ઘણાં કારણોને લીધે તેમને દરેક 'કૂર્મી' એ સામાન્ય સંજ્ઞાને બદલે દેશકાળને લીધે જુદી જુદી પેટાસંજ્ઞાઓ પ્રાપ્ત થતી ગઈ; જેમ કે ઉત્તરહિંદ, અયોધ્યા, મધ્યપ્રાંત વગેરે વિભાગસ્થ કૂર્મીઓ 'કૂર્મીક્ષત્રિય' એ સંજ્ઞા સાચવી રહ્યા,

પણ પોતાના ઉત્તર હિંદના અસલ વતનથી વધારે વધારે દૂર પડતા મહારાષ્ટ્રમાં વસેલા સ્વજ્ઞાતિજનોને મરાઠાકૂર્મી (મહારાષ્ટ્ર - મોટું રાજ્ય, મહારાષ્ટ્ર - મરાઠા, મહારાજવીઓ) વગેરે વિશેષણ પ્રાપ્ત થયાં. વળી, તેમનાથી પણ ઘણા વધારે દૂર જઈ વસનારા તૈલંગણ, મદ્રાસ અને મૈસુરવાસી કૂર્મીઓએ તો પોતાની અસલ સંજ્ઞા ખોઈ અને તૈલગણસ્થ-તૈલંગા અને નાયડુ, મદ્રાસસ્થ-કાપુસ અને મૈસુરસ્થ-વોકાલીગર વગેરે ઉપનામોથી ઓળખાવા લાગ્યા અને 'કૂર્મી' શબ્દની પિછાન પડતી બિલકુલ બંધ થઈ ગઈ.

માળવામાં આવી વસનારા કુર્મીઓમાં વારંવાર સ્થાનાંતર ન થવાથી તેઓએ પોતાની અસલ સંજ્ઞા જાળવી રાખી, પરંતુ તે સાથે અસલ સ્થાનોની પેટાવિભાગીય સંજ્ઞા પરથી અસલ કૂર્મી શબ્દમાં કડવા અને લેઉવા વિશેષણો ઉમેરાયાં, તેથી તેઓ કડવા કૂર્મી તથા લેઉવા કૂર્મી કહેવાય. માળવામાંથી તેઓ ગુજરાતમાં આવી વસ્યા અને કાળે કરી તેમાંના કેટલાક પાછા માળવામાં પણ ગયા છે, તો પણ પોતાની અસલ સંજ્ઞાઓમાં બિલકુલ ફેરફાર થયો નથી. તેઓ આજ સુધી તે જ સંજ્ઞાથી પિછાનાય છે.

આ ઉપરથી આપણને સહેજ ભાન થઈ આવે છે કે, ઘણાં વર્ષો થયાં છતાં પણ આપણા અસલ સ્થાનમાં વસતા પ્રાચીન બંધુઓ સાથે મહારાષ્ટ્ર, મૈસુર, મદ્રાસ અને તૈલંગણના કૂર્મીઓ કરતાં આપણે કાંઈક વિશેષ પ્રમાણમાં મળતાપણું જાળવ્યું છે. નામદાર બ્રિટીશ સરકારના શાંત રાજઅમલ તળે દરેક વિભાગમાં કૂર્મીભાઈઓ વિદ્યાવિભૂષિત થયા અને તેના પ્રતાપે એક વાર ફરીથી આપણે સઘળા બંધુઓ (હિંદની કુલ વસ્તીનો ૧/૩ ભાગ) એકત્ર થઈએ તેવા પ્રયાસો ચાલુ કરવાની સહુને સુબુદ્ધિ સૂઝી આવી છે. માસિકો, પાક્ષિકો વગેરે જાહેરપત્રોના અને હરસાલ નિયમિત મળતા જાહેર મેળાવડાના સુપ્રસિદ્ધ પ્રયત્નો વડે આજે આર્યાવર્તના ખૂણે ખૂણે વસતા સઘળા જ્ઞાતિબંધુઓ એકમેકને પિછાનવા અને એકમેકની જાહેર હિલચાલોમાં ભાગ લેવા લાગ્યા છે તે આપણા અહોભાગ્યની વાત છે. ભિન્ન ભિન્ન ભાગોમાં વસતા સઘળા કૂર્મીઓ ઉપવીત ધારણ કરી, દ્વિજ તરીકેનાં ઉત્તમ કર્તવ્યોને બજાવતા રહી, સારો આચારવિચાર પાળી પોતાની પૂર્વગત મહત્તા પ્રાપ્ત કરવા-કરાવવા એકે પગે થઈ રહ્યા છે, એથી કરી ઉન્નતિ સાધ્ય કરવામાં હવે વિશેષ વિલંબ થાય તેમ જણાતું નથી.

ગુજરાતમાં વસતા કૂર્મી ભાઈઓ લેઉવા અને કડવા એવી પેટાવીભાગીય સંજ્ઞાઓ ધારણ કરી રહ્યા છે. તેઓના સઘળા આચારવિચાર મળતા છે. પણ રોટીવ્યવહાર હોવા છતાં તેઓમાં બેટીવ્યવહાર નથી; કારણ કે અમુક વર્ષો પૂર્વે કરડવા - કડવા સંજ્ઞાધારક કૂર્મીઓમાં કારણવશાત્ લગ્નપદ્ધતિમાં અજાયબ જેવો નવો ફેરફાર થયો અને તે લેઉવા બંધુઓના પૂર્વજોને પ્રતિકૂળ પડવાથી, એ બે સંજ્ઞાધારક બંધુઓમાં બેટીવ્યવહાર બંધ થયો એટલે જુદાઈ પડી ગઈ. બંને વિભાગના વિદ્વાનો અને વિચક્ષણ આગેવાનો પોતપોતાના વિભાગમાં વિદ્યાની અભિવૃદ્ધિ કરવા સચોટ યત્ન આદરી રહ્યા છે, જેનું રૂડું ફળ આપણે અલ્પ સમયમાં જોવા ભાગ્યશાળી થઈશું.

આપણે હાલ તો 'કરડવા કૂર્મી' સંજ્ઞાધારક બંધુઓ વિશે વિશેષ પ્રમાણમાં વિવરણ કરવાનું હોવાથી તેમની જુદા જુદા પ્રદેશોમાં ફેલાયેલી વસ્તી વિશે વિવેચન કરવું વાસ્તવિક ગણાશે. તેમની ગુજરાત સિવાય માળવા, સૌરાષ્ટ્ર અને કચ્છ દેશમાં વસ્તી વિશેષ છે (સાથે સાથે લેઉવા બંધુઓ પણ વસે છે), તે દરેક વિભાગમાં વસી આબાદ થયેલા કરડવા કૂર્મીઓની વસ્તી, વિસ્તાર અને આચાર-વિચારનું હવે વિવરણ કરીએ.

## માળવા

આ પ્રદેશમાં વસતા કરડવા કૂર્મીઓમાં માલવીય, નિમાડી અને ગુજરાતી એવા એવા સાંજ્ઞિક ભેદો છે, પરંતુ અન્યોઅન્ય ખાનપાનાદિ સઘળા વ્યવહાર સરળ ચાલે છે.

**માલવીય કૂર્મીઓ :** આ સંજ્ઞાધારક કૂર્મીઓ પ્રાચીન સમયે વીર વિક્રમના વખતમાં આવી વસ્યા હોય તેમ કહેવાય છે. ઈતિહાસના અભ્યાસક બંધુને એ ખ્યાલમાં હશે કે અવન્તિ (માલવા)માં વીરવિક્રમના રાજઅમલ પૂર્વે હિંદના પશ્ચિમ ભાગોમાં પંજાબ, અવન્તિ અને ગુજરાતમાં પરદેશી હૂણ, સ્કીથિયન કે શક જાતિના લોકોનો અમલ હતો. તેમને સઘળા ભાગોમાંથી હરાવી હિંદુસ્થાનની સરહદ બહાર કાઢી મૂક્યા, ત્યારે પંજાબમાંથી પાછા ફરતાં તે વિજયી રાજવી પોતાનો અવન્તિનો ઉજ્જડ પ્રદેશ ફળદ્રુપ કરવાની લાલસાથી કેટલાંક કૂર્મી કુટુંબોને સાથે લાવ્યો હતો. તેમને સંપૂર્ણ સન્માનથી ત્યાં રાખી દરેક કુટુંબને એક એક ગામ વસાવવા આજ્ઞા કરી. તે સાંભળી પોતાની યોગ્યતાના પ્રમાણમાં નાનાં-મોટાં ગામો વસાવી રહ્યા; એટલે રાજાએ ત્રણસો ગામોના આગેવાન કૂર્મીઓને

‘પટેલ’ના ખિતાબ આપી તાંબાપત્ર પર લેખ કરી બહુ બહુ લાંબાં લાંબાં ખેતરો ઈનામ આપ્યાં. તેઓમાં ‘ભાભારામ પટેલ’ મોટો આગેવાન હતો. જમાનો વીતતાં વધતાં વધતાં તેમની વસ્તી ૩૦૦ થી વધી ૩,૦૦૦ થઈ પડી અને સમગ્ર માળવામાં પ્રસરી ગઈ. હાલ માળવામાં તેમનાં લગભગ ૬,૦૦૦ ઘરો થયાં હશે. તેઓ આબાદ અને સુખી છે.



**નિમાડી કૂર્મીઓ :** આ સંજ્ઞાધારક કૂર્મીઓ અસલના સમયમાં ગુજરાતમાંથી આવી નિમાડમાં વસ્યાનું કહેવાય છે. ગુજરાતના રાજા ભીમદેવના રાજઅમલમાં જ્યારે ગુજરાતમાં ભયંકર દુષ્કાળ પડ્યો[1] ત્યારે ઘણા કૂર્મીઓ ભાગીને આ પ્રદેશમાં આવી વસ્યા. તેઓએ પણ પોતાની કૃષિવિદ્યાથી આ સ્થાનમાંના ઉજ્જડ પ્રદેશને ખેડી ખેડી ફળદ્રુપ બનાવ્યો અને સાથે સાથે પોતાની પણ આબાદી કરી. તેઓ ગુજરાતમાંથી આવેલા હોવાથી લાંબી મુદતે લગ્ન કરવાનો રિવાજ સાથે લાવ્યા હતા, જે તેમણે આ સ્થાનમાં પણ જાળવ્યો છે. તેઓની રસમો અસલ માળવામાં વસતા કૂર્મીઓથી કેટલીક વાતે જુદી પડે તે સ્વાભાવિક છે. હજુ તેઓમાં ગુજરાતી કણબીઓનાં લક્ષણો જણાઈ આવે છે.

**ગુજરાતી કૂર્મીઓ :** સંવત ૧૭૭૫ની સાલમાં ગુજરાતમાં ‘પંચોતરો’ નામથી પંકાતો ભયંકર દુષ્કાળ પડ્યો.[2] તે સમયે એક રૂપિયાની ચાર શેર બાજરી વેચાતી હતી. મનુષ્યો કંદમૂળ અને ઝાડનાં પાન ઉકાળીને ક્ષુધા શાંત કરતાં હતાં. લોકોએ બે-બે રૂપિયાની કિંમતે પોતાના પ્રિય સંતાનોને વેચી દીધાં હતાં. દુષ્કાળની આવી ભયંકર દશાને લીધે ગુજરાતમાંથી ઘણા કૂર્મીઓ માળવા તરફ ચાલ્યા ગયા હતા. તેઓમાં રુસાત, માંડલોત, મોલ્લાવદ, ભૂત, સાકરીઆ, ઝાલુડ્યા, નાંગળુજા, દાવડા વગેરે શાખોના ઘણા માણસો હતા. તેઓ સહકુટુંબ મહેશ્વરમાં આવ્યા. ત્યાં અહલ્યાબાઈ હોલકર મહારાણીએ ઘાટ તથા દેવળ અને કિલ્લો બંધાવવાનું કામ શરૂ કરેલું હતું. આવા દુઃખી અને નિરાધાર જનોને જોઈ તેમને તે દયાળુ બાઈએ કામ પર રાખ્યા અને તે સહુનો ખાનપાનાદિ ઉતારા સુદ્ધાંનો બંદોબસ્ત કરી દીધો. એ પ્રમાણે તેમણે બાંધકામ પર આઠ મહિના કાઢ્યા. ઈશ્વરેચ્છાથી દુષ્કાળ મટ્યો, વૃષ્ટિ પણ સારી થઈ એટલે આ સ્થળે તેમણે ધંધોરોજગાર સારો જોયો, ઉપરાંત કારતક-માગશર

---

૧. ‘કરણઘેલો’ (સ્કૂલ એડિશન) - પાન ૧૨.



૨. ‘કડવા વિજય’ - પુ. ૫, પાન ૨૪૯.

મહિનામાં તો સઘળાં ખેતરો ધાન્યથી ભરપૂર જોયાં એટલે તેઓની ભાવિ આશા પ્રબળ થઈ. તેથી તેઓમાંના કેટલાક તો ધામણુંદ, બાલસમુંદ, કસરાવાદ વગેરે ગામોમાં આવી રહ્યા અને તેમણે ભાગથી ખેતી કરવા માંડી. પોતાના બુદ્ધિચાપલ્યથી સઘળા કૃષિકારોમાં તેમનું કામ નમૂનેદાર દેખાવા લાગ્યું એટલે તેમની કૃષિકારોમાં સારી નામના થઈ. ભાગ્યદેવી પણ તેમના પુરુષાર્થ પર જાણે પ્રસન્ન થઈ હોય તેમ તેમની સ્થિતિ જલદીથી પલટાઈ. પૈસા જમા કરતા ગયા તેમ તેમ, તેમણે ઉજ્જડ જંગલો પડતર હતાં તે સઘળાં રાખી, ત્યાં પોતાના બુદ્ધિબળે કૃષિવિદ્યા અજમાવવા માંડી. તેમની શુદ્ધ નિષ્ઠાથી પ્રકૃતિ દેવીએ પણ આશીર્વાદ આપ્યો. તેમણે ગુજરાતનું મમત્વ મૂકી દીધું. કોઈ વીશપચીશ જણ તો પોતાની અસલ ભૂમિ ગુજરાતના, પોતાનાં ગામોના, કુટુંબના અને પ્રિય જનોના ખબર-અંતર લેવા આવ્યા. તેઓએ તેમની સમક્ષ નિમાડની ભૂમિનાં એવાં તો વખાણ કર્યાં કે કેટલાક કૂર્મીઓનાં મન માળવા પ્રતિ આકર્ષાયાં અને તેઓ પેલાઓની સાથે નિમાડમાં આવ્યા. ત્યાંની ઉત્તમ પ્રકારની ફળદ્રુપ જમીન અને ખેતીવાડી જોઈ તેમણે ત્યાં જ વસવાટ કરવા નિરધાર્યું; અને તેમણે પણ ઉજ્જડ પ્રદેશ રાખી રાખી જમીનો તોડી તોડી ખેતરો કર્યાં. એવી રીતે આ પ્રદેશમાં આવેલા પાટીદારોમાંથી બહુ જ થોડા પાછા ગયા હશે. પ્રથમના દુષ્કાળમાં આવેલાઓ ૧૦-૧૫ વર્ષમાં સારી રીતે ઉન્નતિ કરી રહ્યા, તેથી ફરી પણ પોતાની સંપત્તિ પ્રમાણે મોટાં મોટાં ખેતરો ખરીદ કરીને પોતાના અધિકારમાં કરી લીધાં. ઈ.સ. ૧૭૮૪ સુધી ગુજરાતમાં સહેજ સહેજ આવજાનો સંબંધ રહ્યો હતો તે પણ કાળે કરી બિલકુલ બંધ થઈ ગયો. તે સમયે તેમનાં તેર ગામમાં મળી લગભગ ૪૦૦ ઘર (કુટુંબો) હતાં, જે વધતાં વધતાં હાલમાં ૧,૪૦૦ ઘર સુધી પહોંચી ગયાં છે (માત્ર ગુજરાતી કુટુંબો. નિમાડી અને માલવીય ઘરો તો જુદાં). હાલ તેમના જુદા જુદા ચાર જથ્થા-પરગણાં છે.

(૧) નર્મદાના દક્ષિણ તીરે - ૧. કસરાબાદ, ૨. નાની કસરાબાદ, ૩. સાળદા, ૪. સામેડો, ૫. ભગ્યાપુર, ૬. મોગાઉં, ૭. માંકડખેડ, ૮. બડગાંવ, ૯. ભીલગાંવ, ૧૦. બાલસમુંદ, ૧૧. સાટકુર, ૧૨. કાટકુર, ૧૩. રેગવાં, ૧૪ ()*. એ ગામો મહેશ્વરની નજીકનાં છે અને એમનું પંચાયતનું એક પરગણું (કસરાબાદ) કહેવાય છે.



* આ પહેલા પરગણા પૈકીનું ૧૪મું ગામ આ ગ્રંથની મૂળ આવૃત્તિમાં ઉલ્લેખાયું નથી. - મુદ્રણસંસ્કરણકર્તા.

(૨) નર્મદાની દક્ષિણ તીરે પશ્ચિમ ભાગમાં - ૧. કુવાં, ૨. કેરવાં, ૩. ઘટવાં, ૪. દવાણું, ૫. સટરાટી, ૬. પીપલઝોપાં, ૭. બઘાડી, ૮. સેમળદો, ૯. ઊંચાવદ એ નવ ગામો, કુંવામાં લાગુ થતું બીજું પંચ પરગણું કહેવાય છે.

(૩) નર્મદાના ઉત્તર તીરે - ૧. મંડલેશ્વર, ૨. ચોટ્યાખરગુણ, ૩. ધરગાંવ, ૪. નાંદરા, ૫. મોગાઉં, ૬. સુળગાંવ, ૭. ઝાપડી, ૮. કરોંદ્યો, ૯. ચુનડ્યો, ૧૦. પથરાડ, ૧૧. પાડલ્યો, ૧૨. કસબો, ૧૩. ભડસગાંવ, ૧૪. કવાણું, ૧૫. કરોંદ્યોબીજો, ૧૬. બબલઈ, ૧૭. કુંડ્યો, ૧૮. કવડ્યાં, ૧૯. બીલવાવડી, ૨૦. મંદોરી, ૨૧. સોમાખેડી, ૨૨. ગોલાવડ, ૨૩. આલ્યાપુરો, ૨૪. બુદરી, ૨૫. ચોલી, ૨૬. ઢળગાંવ, ૨૭. ગોગાઉં, ૨૮. વૈમાંવ, ૨૯. આસતર્યો, ૩૦. કુંબ્યો, ૩૧. કરતગાંવ, ૩૨. વડનેરો, આ બત્રીસ ગામો બહુ મોટાં અને વધારે આબાદ છે. તેમનું એક મોટું ત્રીજું પંચપરગણું નિમાયેલું છે.

(૪) નર્મદાના ઉત્તર તીરે પશ્ચિમ ભાગમાં - ૧. ખલ, ૨. મોરગડી, ૩. વૈંગણદો, ૪. જળકોટી, ૫. ખાર્યો, ૬. માતમૂર, ૭. ઈયવદી, ૮. વઢાં, ૯. મહેતવાડો, ૧૦. કરોલી, ૧૧. સમસ્તપુરો, ૧૨. કાકર્યાં, ૧૩. મિરજાપુર, ૧૪. પળાસ્યો, ૧૫. ગુલઝરો, ૧૬. પન્નાણ્યો, ૧૭. વિખણુંદ, ૧૮. પટલાવદ, ૧૯. મયગાંવ, ૨૦. ડોંગરગાંવ, ૨૧. લુહારી, ૨૨. ચંદાવડ, ૨૩. ધેગદો, ૨૪. પેડમી, ૨૫. બગડીપુરો, ૨૬. સુંદરેલ, ૨૭. ઝાકરડુ એ સત્તાવીશ ગામોનું ચોથું પંચપરગણું કહેવાય છે.

**પંચનું બંધારણ :** એ રીતે નિમાડમાં કુલ ૮૨ ગામોમાં કણબી વસેલા છે. તેમનાં ઉપર પ્રમાણે જુદાં જુદાં ચાર પંચપરગણાં છે. સાધારણ નાનાં કામોનો નિકાલ તો પોતપોતાના પંચમાં જ સહુ કરી લે છે, પરંતુ મોટું કામ હોય તો તે કામનો વિચાર પોતાની નર્મદાની હદમાં વસતા પરગણા સુધીનું પંચ કરે છે. મોટામાં મોટું કામ પડે અથવા માતાજીને માનેલું કે અન્ય લહાણું વહેંચે ત્યારે, ચારે પરગણાંઓનું ભેગું પંચ મળે છે. લહાણું કોઈ પરગણાને છોડીને કરાતું નથી અને લહાણું થાય ત્યારે ચારે પરગણાં સિવાય થતું નથી.

**પંગત (જમણ) :** જ્ઞાતિંની નાની-મોટી પંગત હોય ત્યારે ધાન લાવી વીણવા સાફસૂફીથી લઈને દાળ, ભાત, લાડુ, બાટ (કંસાર) વગેરે રાંધી, પીરસવા સુદ્ધાંનું કામ અમુક અમુક માણસોમાં નિયમસર હોય છે.

મોટું જમણ હોય તો દરેક કામ ગામદીઠ સોંપે છે. માતાજીના માંડવાના દિવસે સહુ લોકો ગાડાં દોડાવે છે. જે કોઈ પરગણાવાળાનું ગાડું મંડપમાં પહેલું આવી પહોંચે છે તેને વધાવી લઈ પાઘડી, દુપટ્ટા (ખેસ) વગેરે આપી શાબાશી આપે છે.

**લગ્નપ્રથા :** જેમ ગુજરાતમાંથી કડવા આવી અહીં વસ્યા છે તેમ લેઉવા પણ વસ્યા છે. તેઓ બંનેની લગ્નપ્રથા અલગ અલગ પ્રકારની, ગુજરાતના જેવી હોવાથી, તેમનામાં પરસ્પર ખાનપાનાદિ વ્યવહાર છે પરંતુ લગ્નનો વ્યવહાર નથી. તેમની બોલચાલ કડવા કરતાં ગુજરાતને વધારે મળતી છે. માલવીય કૂર્મીઓમાં પણ લેઉવાની માફક વરકન્યાની વયના પ્રમાણમાં દર વર્ષે લગ્ન થાય છે. તેમનું કહેવું છે કે 'અમે પણ બે લગ્ન તો ગુજરાતની પેઠે બારવર્ષીય કર્યાં હતાં, પણ અગવડ પડવાથી માતાજીની આજ્ઞા લઈ આવ્યા અને હવે મરજી પ્રમાણે લગ્ન કરીએ છીએ.' આમ છે છતાં બારવર્ષીય લગ્નવાળા નિમાડી અને માલવીય ગુજરાતીઓ સાથે તેઓનાં સંતાનોના લગ્નસંબંધ થાય છે, જેમાં પુત્રીના પિતાની પદ્ધતિ પ્રમાણે લગ્ન થાય છે. કન્યાનો બાપ જો બારવર્ષીય લગ્નવાળો હોય છે તો, જ્યારે ગુજરાતથી શ્રી ઉમિયા માતાજીનાં નવ કે અગિયાર વર્ષે લગ્ન આવે ત્યારે તે લગ્ન થાય છે, અને જો કન્યાનો પિતા મુક્ત મુદતી લગ્નવાળો હોય છે તો, સામાવાળો માણસ પોતાના પુત્રને ગમે ત્યારે મુહૂર્ત પ્રમાણે યોગ્ય વયમાં પરણાવે છે. એ રીતે બાર વર્ષીય લગ્નવાળા બાર વર્ષનો રિવાજ પુત્રીના લગ્નમાં લાગુ પાડે છે, પણ પુત્રના લગ્નમાં તે રિવાજ તોડી નાખે છે. બાકીના બધા નિમાડી અને ગુજરાતી સંજ્ઞાધારક કડવા કણબીઓ ગુજરાતમાંથી નવ કે અગિયાર વર્ષે લગ્ન આવે ત્યારે ગુજરાતની રીતે જ બાળલગ્ન કરે છે. લગનિયાનું આવાગમન તેમનું પૂજન, લગ્ન વધાવવાં અને વાંચવા, માંડવ રાત્રી વગેરે સહુ ગુજરાતની જ પદ્ધતિઓ હોય છે. વરનો બાપ એક રૂપિયો અને શ્રીફળ, જ્યારે કન્યાનો બાપ ચાર આના અને શ્રીફળ માતાજીનાં તેમને આપે છે. પ્રજાપતિના ત્યાંથી માટી લાવી ગણેશ સ્થાપન કરે છે. લગ્નના દિવસે ભણ્યા ન-ભણ્યા બ્રાહ્મણ આવી ચૉરીમાં "બ્રહ્મા મુરારિ, ત્રિપુરાંતકારિ, ભાનુશશી ભોમ બુધ ગુરુ શુક્ર શનિ રાહુ કેતુ સર્વે ગ્રહા શાંતિકરાઃ ભવંતુ" એ મંત્ર ભણી તલના દાણા અને ઘીનો હોમ કરી લગ્ન પરિપૂર્ણ કરે છે. સિવાય બાળકો પરણાવવાની પીડા, કજોડાં, રાંડવું વગેરે અપલક્ષણો ગુજરાતથી જરા પણ ઓછાં નથી. સગાઈ થયા પછી નિમાડી

કણબીઓમાં વરનો બાપ સારા મિજવાનોની સાથે સુખડું (મીઠાઈ) લઈ કન્યાને ત્યાં જાય છે, જ્યારે ગુજરાતીઓમાં વરનો બાપ કન્યાને વજનવાણું ચઢાવે છે, જેમાં રૂપાની ચૂડીઓ, સાંકળીઓ, તોડા, કડીઓ, બાઉઠીઆ વગેરે હોય છે.



**નાતરું :** નિમાડી કણબીઓમાં આ બહુ કઢંગો રિવાજ છે. કોઈ રાંડીરાંડનો વારસો ચુકાવતાં પૈસા ખાઈ ફના કરે છે, કોઈ નાતરાનો સંબંધ થયા પછી તૂટફૂટ થાય છે અને કોઈકવાર જાણ્યે-અજાણ્યે, જીવતા ધણીએ પણ નાતરું કરવાના બનાવ બને છે, તો પંચ બંને પક્ષનો દંડ કરી ૪૦૦ રૂપિયા પંચમાં તથા ૧,૦૦૦ રૂપિયા જૂના ધણીને અપાવે છે. કોઈ વાર કોર્ટે પણ કામ જાય છે. નાતરામાં કન્યાવિક્રય ગજબ ચાલે છે. ઓછામા ઓછા રૂ. ૫૦૦ થી રૂ. ૧,૫૦૦-૨,૦૦૦ સુધી અપાય-લેવાય છે. કાચા-પાકા નાતરામાં તાગલી પહેરાવવાની રીત છે. તાગલી પહેર્યા પછી તે બાઈ બીજે કઈ શકે નહિ; પરંતુ મંગળવાર કે રવિવાર આવે અને માતા પૂજાઈ સ્થાપના થઈ જાય ત્યાં સુધી ઘણા પ્રપંચો થાય છે. માતા પૂજાઈ સ્થાપના થાય ત્યારે નાતરાનું પુનર્લગ્ન પરિપૂર્ણ થયું મનાય છે.

**મરણ નિમિત્તે જમણ :** ગમે તેટલી નાની ઉંમરમાં મરણ થયું હોય તો પણ, તે ગયા વિવાહમાં જ પરણેલ બાળક હોય તો પણ તેના શબને ગામ બહાર વિસામે લાવ્યા એટલે રોકકળ કરનારા ભલે કરતા હોય, પણ પાષાણ હૃદયના જ્ઞાતિજનો સુખડી કરવાની ચર્ચા કરે છે. અર્ધા ત્યાંથી પાછા વળી મરનારના ઘેર આવી, જો તેના ઘરમાં ઘઉં હોય તો સારુ, નહિ તો મૂલ્ય આપી ખરીદી લાવી, ભરડાવીને ઘીગોળની સુખડી કરે છે. શબને બાળી ઘેર આવી બૈરાંઓ હોસલા કૂટે છે (નિમાડીઓમાંથી કૂટવાનો રિવાજ હવે બંધ થઈ ગયો છે); અને જ્ઞાતિના સહુ પુરુષો ભેગા થઈ સુખડી જમે છે. આ મોટો હૃદયભેદક અપ્રાસંગિક રિવાજ છે.

**માતાજીનું મંદિર :** નિમાડમાં કણબી આવી વસ્યા ત્યારે, ઉમિયા માતાનું દેવળ તો જોઈએ જ, તેથી તેમણે ધામણુંદમાં માતાજીનું મંદિર કર્યું. ત્યાં ઘણા કણબીઓ રહે છે. ત્યાં માતાજીનું મંદિર થવાથી બીજા પણ ત્યાં જઈ વસ્યા. આઠ વર્ષ પહેલાં ચારે પરગણાંના પંચાતિયાઓએ બે-ત્રણ હજાર રૂપિયા ખર્ચ કરી મોટું મંદિર બાંધ્યું છે.

**નામાંકિત નરો : (૧) દશરથ :** સુંદરેલ ગામ મુકુંદ મુકાતી અને જીવજીણ મુકાતીએ વસાવ્યું. તેમાં કણબીઓનાં મોટાં મોટાં ગૃહસ્થ કુટુંબો

વસે છે. તે ગામમાં સંવત ૧૯૧૯માં દશરથ નામે એક સૂર્ય સમાન તેજસ્વી અને કર્ણસમાન દાનેશ્વરી પુરુષ થયો. તે દરેક યાચકની ઈચ્છાનુસાર દાન આપતો. ઘણીવાર પોતાની શીલવતી સ્ત્રીના દાગીના પણ માગનારને દાન કરતો. તે ૩૬ વર્ષની ભરયુવાન વયે મોક્ષપદ પામ્યો. તેની સતી સ્ત્રી તેના શબ પાછળ સોળે શૃંગાર સજી જવા લાગી, પણ લોકોએ તેને પકડીને પૂરી રાખી. રાત્રી સમય સુધી શાંત રહી, સહુના શાંત થયા પછી, છૂપી રીતે તે ચાલી ગઈ અને પતિની ચિતામાં પડી તેણે પ્રાણ તજ્યા. તે સ્થાને હાલ પણ સતી અને પતિનું દેવળ મોજૂદ છે.

**(૨) દેવાજી મુકાતી :** સુંદરેલની પશ્ચિમ દિશામાં ધેંગદ ગામ દેવાજીએ વસાવ્યું છે. તેઓ મોટા નામાંકિત અને જ્ઞાતિમાં સુજ્ઞ તથા પરોપકારી ગણાય છે. સારી રીતે ધન પ્રાપ્ત કરી જ્ઞાતિમાં ઉત્તમ રીતે ખર્ચ કરે છે. હાલ તેમની વય ચાલીસ વર્ષની હશે.

જેવા દેવાજી મુકાતી તેવા જ કસારાવાદમાં કેશવ ઊકાજી પરોપકારી, સુજ્ઞ અને વિચારવાન પુરુષ છે. ધરગાંવમાં બેચરજી ખાલપ્યા, સુળગાંવમાં ધનાજી અને કુવાંમાં હીરાજી ચોબલા અને હીરાજી મુકાતી, સાટકુરમાં દેવાજી રોંસાત વગેરે છે. કુવાં ગામ હીરાજી મુકાતીના પિતા અમરાજી તથા નાનાજી, કાનાજી અને નારાયણજી એ ચાર મુકાતીઓએ માલગુજારો ખરીદી અરણ્યને હળ લગાડી સુંદરેલથી આવીને વસાવ્યું છે. હાલ ત્યાં ઘણી વસ્તી થઈ ગઈ છે. મહેશ્વરની ઉત્તરે બડવેલ ગામ કોંરજીરામ મુકાતીએ વસાવ્યું છે. તેઓ ભાગ્યશાળી અને નામાંકિત મનુષ્ય છે.

એ સિવાય દરેક ગામે ઘણા એક વૈભવી તથા ભાગ્યશાળી કણબીઓ વસે છે. તેઓના આચાર-વિચાર પવિત્ર છે. તમાકુનું બિલકુલ વ્યસન નથી. જ્ઞાતિનો તે માટે પ્રતિબંધ છે.



## પ્રકરણ-૨

## કચ્છમાં કણબીઓનો વિસ્તાર

કણબીઓ પોતાના અસલ સ્થાનમાંથી ગુજરાતમાં આવી વસ્યા તે વગેરે હકીકત આપણે આગળનાં પ્રકરણોમાં બરાબર જોઈ ગયા છીએ. હવે, ગુજરાતમાંથી કેટલોક ભાગ કચ્છ પ્રદેશમાં કેવી રીતે અને ક્યારે ગયો તે નીચેની હકીકત પરથી બરાબર સમજમાં આવશે.

સને ૧૪૪૯માં એક ઈમામશાહ નામનો સૈયદ, ઈરાનથી હિંદમાં મુસાફરી કરતો કરતો ગુજરાતમાં આવી અમદાવાદ નજીકના ગીરમથા ગામની સીમમાં મુકામ કરીને રહ્યો.[1] ત્રણ વર્ષથી વરસાદ નહિ વરસેલ હોવાથી તેને ફકીર જાણી સહુ કણબીઓ તેને પૂછવા ગયા. તેના કહેવા પ્રમાણે વરસાદ થયો, તેથી લોકોને શ્રદ્ધા બેસી અને તેની ઈચ્છાનુસાર ઝૂંપડી બાંધી આપી ત્યાં રાખ્યો, તેનો અજ્ઞાન લોકોમાં તો સારો વક્કર (પ્રભાવ) હતો જ; પરંતુ તેવામાં અમદાવાદનો સુલતાન મહંમદ બીજો (ઈ. ૧૪૫૧) નજીકમાં શિકારે આવેલો તે જ્યારે ત્યાં આવ્યો ત્યારે તેને પણ અજાયબ થવા જેવો પરચો તેણે બતાવ્યો. તેથી સુલતાને પોતાની શાહજાદી તેને પરણાવી. આમ થવાથી ઈમામશાહની એક મહાત્મા તરીકે સારી ખ્યાતિ થઈ. એવામાં કાશી તરફથી યાત્રા કરીને પાછા વળતા, સુરત-નવસારીના ગામડાંના કેટલાક લેઉવા કણબીઓનો ત્યાં (ગીરમથા) મુકામ થયો. તેમને પણ પીર ઈમામશાહે ચમત્કાર બતાવ્યો. એટલે તેઓ સઘળા તેના શિષ્ય થયા. દિન-પ્રતિદિન તેની માનતા ચાલવા લાગી અને નજીકના તેમ જ દૂર દૂરના ઘણા લોકો તેના શિષ્ય થવા લાગ્યા. એ જ પ્રમાણે, કચ્છમાં વાસ કરી રહેલા કણબીઓના પૂર્વજો પણ પરચો જોઈ તેના શિષ્ય થયા. તેમને અત્રેની જ્ઞાતિ તરફથી વિટંબણા પડવા માંડી એટલે તેઓ સઘળા ત્યાં જઈ વસ્યા, તેની સવિસ્તર હકીકત નીચે પ્રમાણે છે.

**ગામ માનકવા-શાખે વેલાણી** : તેમના પૂર્વજ પરબત પટેલ ચાંપાનેરમાં પટેલાઈ કરતા. ત્યાં પઢિયાર સાથે વિગ્રહ થવાથી તેઓ ત્યાંથી



૧. 'ગુજરાત સર્વસંગ્રહ' - પાન ૧૩૭, ૧૫૪, ૪૨૮

(વિરમગામ પાસે) માંહેના છનીઆર ગામે આવી રહ્યા. તેઓ ગીરમથા યાત્રાએ ગયા અને કબીર દીનનો ધર્મ સ્વીકાર્યો. પીર ઈમામશાહના હુકમથી સં. ૧૫૮૦માં વેલા પટેલ તથા નાકર પટેલે વાગડમાં આવી શીકરું ગામ વસાવ્યું અને ત્યાં વેલાસર તળાવ બંધાવ્યું. આ બંને પટેલો પોતાનાં સંતાનોને એકબીજાને ત્યાં પરણાવીને વેવાઈ થયા. વેલા પટેલના વંશમાં હરભમજી, તેનો મેગજી, તેનો સવજી, તેનો જશાજી અને તેના પાંચ પુત્રો નામે દાતાર, જુજાર, અને ભગત વગેરે સં. ૧૬૮૦ના અરસામાં થયા. તેમનામાંથી ગોપાલના વંશનો વાલો પટેલ સં. ૧૭૦૨માં માનકવા આવ્યો, જેને ત્યાંના ગરાશિયાઓ સાથે યુદ્ધ થયું. તેમાં પશ્ચિમ દિશાએ જેસિંહ, વાલો અને ભાણેજ ડોસો મરાયા. ત્યાં હાલ પણ તેમના પાળિયા છે. તેમનો પરિવાર હાલ આ ગામમાં આબાદ સ્થિતિમાં પટેલાઈ કરે છે.

**માનકવા-શાખે ગોગારી :** તેમના પૂર્વજો અસલ અડાલજ (અમદાવાદ પાસે)માં રહેતા. ત્યાંથી મહુધા ગયેલા અને પછી સાતે ભાઈ જુદા પડી નડિયાદ, ઉમરેઠ, બોરસદ, ડાકોર, ખોલેસર, વસો, ઈટોલા વગેરે ગામે ગયા. તેમનો વંશ ગોગામાં આવી વસ્યો અને ત્યાં અજા પટેલે પીરાણાનો પંથ સ્વીકાર્યો અને તેથી શીકરું ગામે આવ્યા. ત્યાંથી કેટલાક વખત પછી માનકવા આવ્યા. હાલ પણ તેમના વંશજો આ સ્થળે આબાદ સ્થિતિમાં રહે છે.

**માનકવા-શાખે ચવાણ :** આ શાખના મૂળ પુરુષ રાયસંગ ધોળકા તાલુકામાં સાબરમતી નદીના તીરે બરોડા ગામમાં ગરાસ હતો માટે ત્યાં રહેતા હતા. તેમાંના સારંગજીએ પીરાણાનો પંથ સ્વીકાર્યો એટલે શીકરું ગામે આવી વેલા પટેલ તથા નાકર પટેલના પ્રથમ આવી વસેલા વંશજો ભેગા રહ્યા અને આબાદ થયા.

**માનકવા-હલપાણી :** એમના પૂર્વજ અમદાવાદમાં રહેતા. ત્યાંથી પછી બારેજા ગયા અને પીરાણાનો ધર્મ સ્વીકાર્યો એટલે શીકરું આવી વસ્યા. ત્યાંથી માનકવા આવ્યા. ત્યાં હાલ તેઓ ઠાકરાણી, ડોસાણી, ભાદાણી અને સોમાણી એવી ચાર શાખોથી ઓળખાય છે.

**ગામ ભડલી-ઠાકરાણી :** એમના પૂર્વજ બારેજા (અમદાવાદ પાસે)માં રહેતા. ત્યાંથી ગીરમથા ગયા અને પીરાણાનો પંથ કબૂલ કર્યો એટલે શીકરું આવ્યા. ત્યાંથી કેટલાંક વર્ષો પછી રાજો પટેલ તથા પુત્ર દેવસિંહ પટેલ બંને ખેડોઈ આવ્યા. પછી ત્યાંથી સં. ૧૬૮૨માં ભડલી

ગામે આવી રહ્યા. બીજા ગોવો પટેલ મૂળ અમદાવાદ પાસે વસાઈ ટીંબામાં રહેતા, પણ પીરાણાનો ધર્મ સ્વીકારવાથી તેઓ પણ શીકરું આવેલા. ત્યાંથી તેઓ સં. ૧૬૯૦માં ભડલીમાં આવી રહ્યા.



**ગામ વિરાણી-નાકરણી :** આ શાખના નાકર પટેલના પૂર્વજ સોમા પટેલ મૂળ ઊંઝામાં રહેતા હતા. ત્યાંથી તેઓ લાલી (મહેમદાવાદ તાલુકો) આવી રહ્યા. સં. ૧૬૫૦માં પીરાણાનો ધર્મ સ્વીકાર્યો એટલે શીકરું આવ્યા. ત્યાંથી તેમના નાકર સમાણાં દાગાનો દીકરો સંગો અને પહેચાણનો પુત્ર ભીમજી વિરાણીમાં આવી રહ્યા. હાલ તેમનો પરિવાર આબાદ સ્થિતિમાં તે ગામમાં પટેલાઈ કરે છે.

**ગામ વિરાણી-દિવાણી :** એમના પૂર્વજ અસલ અડાલજમાં (અમદાવાદ પાસે) રહેતા. ત્યાંથી ચાર ભાઈઓ મામાને ત્યાં ગીરમથા ગામે આવ્યા અને પીરાણાપંથી થયા એટલે શીકરું ગયા. કેટલાંક વર્ષે ત્યાંથી દૂધઈ આવ્યા અને ત્યાંથી સં. ૧૮૦૫માં આણંદજી પટેલ વિરાણી ગામે આવી વસ્યા.

**ગામ વિરાણી-ગોગારી :** એમના પૂર્વજ ભાલેજ (આણંદ પાસે)માં રહેતા અને દેસાઈ કહેવાતા. જેસિંહ દેસાઈને ત્રણ પુત્રો હતા. તે પૈકીના બે ઉમરેઠ તથા કંબોઈ (પાટણવાડા)માં વસ્યા અને ત્રીજો ભાઈ પીરાણાપંથી થવાથી શીકરું આવ્યો. તેના વંશમાં મૂળજી પટેલ થયો. તેના જસોજી, હરગોવિંદ અને ભીમજી એ ત્રણ ભાઈઓ સં. ૧૮૧૩માં વિરાણી ગામે આવી વસ્યા અને તેમનો પરિવાર આબાદ થયો.

**ગામ અંગીઆ-ચોપડા :** મૂળ પુરુષ દેવજી પટેલ ઊંઝામાં રહેતા. ત્યાંથી મેળામાં ગીરમથા ગયા અને પીરનો ધર્મ પાળ્યો તેથી શીકરું ગયા. ત્યાંથી કેટલાંક વર્ષ પછી તેમનો પુત્ર જસોજી સં. ૧૭૬૮માં અંગીઆ ગામે આવી વસ્યો.

**ગામ કોટડા-છ ભઈયા :** આ કણબીઓ અસલ અમદાવાદના વાસી હતા. પરંતુ ગીરમથા ગયા અને પીરાણાનો પંથ સ્વીકારવાથી સં. ૧૭૬૫માં ગામ શીકરું આવ્યા. પછી ત્યાંથી કેટલાંક વર્ષો પછી દૂધઈ ગયા. ત્યાંથી પણ સં. ૧૮૨૩માં માધો પટેલ તથા જીવો પટેલ કોટડા આવી વસ્યા. તેઓની અસલ શાખ પારેખની હતી; પરંતુ છ ભાઈઓનો વંશ અને એક પુત્રથી જ છ પેઢી સુધી ચાલ્યો તેથી તેઓ છ ભઈયા કહેવાય છે.

**ગામ નખત્રાણા-પોકાર** : એમના અસલ પુરુષો મહેસાણામાં રહેતા. ત્યાંથી નીકળી કાનમમાં આવ્યા. સં. ૧૭૧૯માં પીરનો ધર્મ પાળ્યો, એટલે પુંજો પટેલ શીકરું આવી વસ્યા. પછી ત્યાંથી દૂધઈ આવ્યા અને ત્યાંથી પણ અબજી, જસો અને હરજી પટેલ એ ત્રણ ભાઈઓ સં. ૧૮૨૮માં નખત્રાણા આવી રહ્યા.

**ગામ નખત્રાણા-રામાણી** : એમના પૂર્વજો મૂળ ભાલેજ (આણંદ પાસે)થી સં. ૧૫૯૨ના કારતક સુદ-૨ ના રોજ પીરના ધર્મમાં આવ્યા અને ગુજરાત છોડી શીકરું ગામે વસ્યા. કેટલાક કાળે તેમના વંશજો નખત્રાણા આવ્યા. તેમાંના કેશરાના વંશનો ખેતો, તેનો નારાયણ, તેનો ગોપાલ, કે જે રામાણી તે જેરાજ લીંબાણીની પુત્રી સાથે પરણ્યો. તેમનો વંશ હજુ નખત્રાણામાં છે.

**ગામ નેત્રા-સાંખલા** : તેઓ અસલ ઊંઝામાં રહેતા. પછી ત્યાંથી આણંદ ગયા ત્યાં પટેલાઈ કરી. તેમાંથી એક પુરુષ માળવા, એક નારદીપુર (કલોલ તાલુકો) અને એક શીકરું જઈ રહ્યા. તેમના વંશજ માણેકવાડા અને ત્યાંથી બઢારમોર આવ્યા. વાસણનો વંશ ભાદરણ (તા. આણંદ) ગયો અને તેના બીજા પિત્રાઈ બાવળા (તા. ધોળકા) રહ્યા. અબજીના પુત્ર ધનજી, રતનો અને લાલજી શીકરું ગામેથી નેત્રા આવ્યા. હાલ તેમનો તથા રતનાનો વંશ વેકરા ગયો છે.

**ગામ વિથોણ-સુરાણી** : એમના વડવા સુણાવ (ચરોતર)માં રહેતા. પીરનો ધર્મ સ્વીકારવાથી શીકરું આવવું પડ્યું. ત્યાંથી તેઓ માનકવા ગયા. ત્યાં ગરાસિયાઓ સાથે લડાઈ થઈ તેમાં ગોપાલ મરાયો, જેની દેરી પશ્ચિમ ભણી હાલ પણ છે, એટલે ગોપાલના પુત્ર મનજી તથા વિશરામ સં. ૧૮૦૧માં વિથોણ આવી રહ્યા, જેમનો પરિવાર હાલ પણ ત્યાં વસે છે.

**ગામ કરબોઈ-ભાવાણી** : અસલમાં વસો (ચરોતર)થી બાવા પટેલ શીકરું આવ્યા. ત્યાંથી કાળે કરી તેમના વંશજો માણેકવાડ ગયા. ત્યાંથી તેમનો વંશ ધમડકા ગામે વસ્યો. ત્યાંથી હરજી પટેલનો પરિવાર કરબોઈ આવ્યો અને કૂવો બંધાવ્યો, જ્ઞાતિ જમાડી, બારોટને સં. ૧૮૩૧માં ઘોડીનું દાન આપ્યું અને પટેલાઈ કરી.

**ગામ નખત્રાણા-લીંબાણી** : એમના ઘરડા અડાલજ (તા. અમદાવાદ)માં રહેતા. ત્યાંથી નડિયાદ ગયા. તેમના વંશજ ગોવા પટેલને જેરાજ, જીવો અને વાસણ નામે ત્રણ પુત્રો હતા. તેમાંથી એક માળવા,

બીજો કંબોઈ અને ત્રીજો ગીરમથા ગયો. બીજાએ અને ત્રીજાએ પીરાણાનો ધર્મ અંગીકાર કર્યો, તેથી સં. ૧૭૬૫માં તેઓ શીકરું આવ્યા. જીવાનો પરિવાર રામજી, ધનજી અને ગોરો ત્રણ ભાઈઓએ સં. ૧૭૯૮માં નખત્રાણા આવ્યા. ગોરાનો પુત્ર અણદો, તેનો પેથો, તેનો કેશરો પટેલ અને તેનો ભોજા પટેલ થયા. ભોજા પટેલ નખત્રાણાથી સં. ૧૯૦૩ની સાલમાં માતૃપક્ષમાં વિરાણી આવી રહ્યા. તેમના રામજી, તેમના નારણજી તથા વાલજી અને વાલજીના જીવરાજ તથા વેલજી બે પુત્રો છે.

**ગામ મથલ-પોકાર :** એમના વડવાઓ નડિયાદમાં રહેતા. ત્યાંથી મગન પટેલ કાનમમાં વસ્યા. ત્યાંથી તેના પુત્ર હંસરાજ અને મોહન ગીરમથા આવ્યા. સં. ૧૭૧૦માં પીરાણાનો ધર્મ લીધો તેથી શીકરું આવી રહ્યા. ત્યાંથી હંસરાજના પુત્ર દેવસિંહ તથા મેઘજી સં. ૧૭૪૨ જેઠ વદ-૧૨ના દિવસે મથલ આવ્યા. ત્યાંના ગરાસિયાએ તેમને પટેલાઈ આપી. મેઘલજીનો પુત્ર હરભમ, તેનો શિવજી વગેરે પરિવાર આજે મથલમાં છે.

**ગામ ગડાણી-લીંબાણી :** મૂળ ઊંઝા ગામે રહેતા. ત્યાંથી બાવળા આવી વસ્યા. ત્યાંથી ગોવિંદ પટેલનો વંશ આણંદ આવ્યો. ત્યાંથી તેના વંશજ અરજણના પુત્રો છગન, હરગોવિંદ અને ગોવિંદ ગામ લાલી (તા. મહેમદાવાદ) આવ્યા અને ત્યાંથી અમદાવાદ આવ્યા. પીરાણાનો પંથ કબૂલ કર્યો તેથી સં. ૧૭૮૨માં કાનજી તથા નારણ બંને ભાઈ માણેકવાડા આવ્યા. ત્યાંથી ભડલી ગયા અને ત્યાંથી સં. ૧૮૧૩માં કાનજીના વંશજ ખેતો અને અબજી એ બે ભાઈઓ તથા બહેન જસુ અને ભાણેજ નથુ ગડાણી આવી વસ્યા.

**ગામ ખોંભડી-પોકાર :** અસલ ઘરડાઓ ધોળકા રહેતા હતા. ત્યાંથી પચાણ પટેલ સં. ૧૬૮૩માં ગીરમથા આવ્યા અને પીરનો ધર્મ પાળ્યો તેથી તેઓ શીકરું આવ્યા. ત્યાંથી વેલાણીમાં વસ્યા. પચાણ પટેલના વાલજી, રતનો અને મેઘજી ત્રણ પુત્રો હતા. તેમનો પરિવાર સં. ૧૭૦૪માં ખોંભડીમાં આવી રહ્યો. મેઘજીનો પુત્ર માધો થયો. તેના અબજી અને પાંચો થયા. પાંચાના પુત્રો મનજી, રામો અને વિશરામ થયા.

**ગામ મગવાણા-ચોપડા :** અસલમાં તેમના પૂર્વજ નાગજી પટેલ ઊંઝાથી નીકળી સાણંદ વસ્યાં. ત્યાંથી અમદાવાદ આવી પીરનો ધર્મ માન્યો તેથી સં. ૧૬૭૧માં શીકરું આવ્યાં. ત્યાંથી તેમના વંશજ જસો અને જીવરાજ અંગીઆ ગામે આવ્યા. ત્યાંથી સં. ૧૮૧૮માં જીવરાજના પુત્ર

ધનજી તથા પૌત્રો ગોરો અને કચરો ગામ મગવાણા આવ્યા અને ત્યાં પટેલાઈ કરી આગેવાન ગણાયા.

**ગામ દર્શડી-પોકાર (હાલ બાથાણી) :** મૂળ ગામ ધોળકાથી હાલા પટેલ સારંગ ચોહાણ સાથે ગીરમથા ગામે આવ્યા. પીરનો ધર્મ સ્વીકાર્યો તેથી સં. ૧૫૯૮માં શીકરું આવી નાકર તથા વેલા પટેલના કુટુંબમાં રહ્યા. સં. ૧૬૬૪માં હાલાના પુત્રો રામજી તથા જેસિંહ ખેડાઈ આવ્યા. એક ભાઈનો નિર્વંશ ગયો. જેસિંહના અરજણ અને દેવસિંહ થયા. દેવસિંહનો પુત્ર મનજી સં. ૧૭૦૪માં માનકવા ગામે વસ્યો. મનજીને રતનો અને લખુ બે પુત્ર થયા. લખુનો પુત્ર અબજી સં. ૧૭૮૪માં દર્શડી આવી વસ્યો અને પટેલાઈ કરી. તેણે ગામમાં પીરાણા ધર્મનું સ્થાનક બાંધી જ્ઞાતિ જમાડી. અબજીને ડુંગર, ગોપાલ, લક્ષ્મણ અને કરસન એમ ચાર પુત્રો થયા. કરસનને બે પુત્રો સેવજી અને ભાણજી થયા. લક્ષ્મણને પુત્ર વાલજી તથા પુત્રી હીરબાઈ, ગોપાલને બે પુત્ર દેવસિંહ તથા રતનો, જ્યારે ડુંગરને પુત્ર ભાણજી તથા બે પુત્રીઓ રતનબાઈ અને માનબાઈ થયાં. એ વગેરે અબજી પોકારનો વંશ છે.

આ પ્રમાણે વિક્રમના પંદરમા તથા સોળમાં સૈકામાં આ લોકોએ પોતાનો અસલ હિંદુ ધર્મ બદલી મુસલમાનને ગુરુ કર્યા, તેથી તેમને કુટુંબ, જ્ઞાતિ અને ગામ સાથે પણ કલહ થાય તે સ્વાભાવિક હતું. તેથી ધાર્મિક અગવડને લીધે સઘળા પીરાણાપંથી કણબીઓ ક્રમે ક્રમે ગુજરાતના ભિન્ન ભિન્ન ભાગોમાંથી નીકળી વાગડ (કચ્છ)માં શીકરું ગામે આવ્યા; અને ત્યા પોતાના સહોદર સમાન સ્વધર્મીઓ સાથે મળી જુદી જ્ઞાતિ કરી. કચ્છનો પ્રદેશ વર્ષો થયાં ખેતીવાડીમાં પછાત હતો તેથી ગુજરાતના કાબેલ ખેડૂતો કચ્છના રાવને અનાયાસે મળવાથી, તેણે તેમનો સારો સત્કાર કરી જમીનો આપી. પાછળથી તેથી શીકરુંથી સહુ સવડે જુદાં જુદાં ગામોએ જઈ રહ્યા અને આબાદ થયા. જોકે, તેમણે મુસલમાનને ગુરુ કર્યા હતા તો પણ તેમની સઘળા પ્રકારની રીતભાત હિંદુની જ હતી. તેઓ માત્ર વાર્ષિક ભેટ પીરાણે મોકલતા; અન્યથા, મુસલમાનનું એક પણ વર્તન તેમનામાં નહોતું. આ પ્રમાણે કેટલાક કાળ પર્યંત ચાલ્યું. તેમની વસ્તી વધી પ્રથમનાં ૧૨-૧૩ ગામોનાં પછી ૨૫-૩૦ ગામો થયાં. તેવામાં તેમને ત્યાં એકાદ વિવાહ પ્રસંગે પીરાણા પંથનો ધર્મગુરુ પ્રાગજીકાકો, જે મહાકાબેલ હતો તે આવ્યો અને તેણે તેમને હિંદુથી નિરાળા કરી શુદ્ધ

પીરના અનુયાયી બનાવવા ખટપટ કરી અને વહીવંચા તથા ગોર સાથે તકરાર પડાવી, તેનો મર્મ ન સમજતાં બિચારા અંધશ્રદ્ધાળુ કણબીઓએ તે પ્રાગજીકાકાની સલાહ પ્રમાણે નખત્રાણા ગામે મળી, ગોર તથા વહીવંચાને સદાને માટે તજી દેવાનો ઠરાવ કર્યો, જે નીચે પ્રમાણે છે.



### ઠરાવ

"સં. ૧૮૩૨ના પોષ વદ-૧૩ને દિને ગામ શ્રી નખત્રાણા મધે જ્ઞાતિ પંચ ભેળા થઈ બારોટ ગવરીદાસ શામદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે. આજ દિવસ પછીથી બારોટ પાસે વહીવંચો લખાવવો નહીં, તેમ બારોટને કાંઈ પણ આપવું નહીં, તેમ જ ગોર દયાશંકર ભગવાનજીના વંશજ તેમ જ કોઈ પણ બ્રાહ્મણ પાસે ચોરી તથા લગ્ન પ્રસંગે પણ કાંઈ કર્મ કરાવવું નહીં; અને જે કોઈ ભાટ તથા બ્રાહ્મણને માનશે તે નાતનો ગુનેગાર છે. બાબા ઈમામશાહના ધર્મને માનનારા આપણા કણબી ભાઈઓ કે જેમણે સં. ૧૫૯૨ના કારતક સુદ-૨ શુક્રવારે બાવાનો ધર્મ અંગીકાર કરેલ છે તે ભાઈઓએ આજ દિવસ સુધી વહીવંચો લખાવ્યો છે અને બ્રાહ્મણો પાસે સૂતકકર્મ, મરણની ક્રિયા તથા લગ્નની ક્રિયા કરાવી છે; પણ હવેથી આપણા ગુરુ ઈમામશાહના ધર્મનો ખરો રસ્તો બાવા ઈમામશાહના વંશના શહીદો તથા હાલમાં જે પીરાણાની ગાદી ઉપર ટિલાયત કાકા પ્રાગજીના હુકમથી અને ધર્મને સમજીને બ્રાહ્મણ તથા ભાટને નહીં માનવા. નીચે મુજબ ગામના પટેલોના પંચે ભેગા થઈ ઠરાવ કર્યો છે તે આપણી આખી નાતને કબૂલમંજૂર છે.

૧. ગામ શ્રી નેત્રાના પટેલ લખમણ સૂત નારણ નાકરાણી, પટેલ નારણ આબજીઆણી તથા પા. સામા ભાવાણી.

૨. ગામ શ્રી વીરાણીના પા. માંડણ તથા રૈયા નાકરાણી, પટેલ પાંચા પાંચાણી, લાધા દીવાણી તથા માના બાથાણી.

૩. ગામ શ્રી વિથોણના પા. દેવજી, ભગત કાનજી, ગણેશ સેંધાણી, વાલા નાંધાણી તથા વિશરામ સુરાણી.

૪. ગામ શ્રી નખત્રાણાના પા. ભોજા માનાણી, પા. સુરા, પા. નાથા સેંધા, ગોરાવાલા, દેવરાજ તથા કમા સુરાણી.

૫. ગામ મથલના પા. હરભમ પોકાર, મેઘા નાનજીઆણી તથા રતના ચોધરી.

૬. ગામ શ્રી ગડાણીના પા. કેસરા, નીરજી તથા પેથા પોકાર.
૭. ગામ શ્રી ખોંભડીના પાંચા તથા અબજી પોકાર.
૮. ગામ શ્રી અંગીઆના પા. અખઈ, મેઘા, માના તથા કાનજી પારસિયા.
૯. ગામ શ્રી ડોઝાપરના પા. મનજી સોમજાણી, પા. સુરા, મુખી જીવા તથા ભીમા રઈયાણી.
૧૦. ગામ શ્રી દર્શડીના પા. ડુંગર ગોપાલ, લખમણ, કરસન પોકાર, દેવજી સેંધાણી, ખેતા પુંજાણી તથા હરભમ.
૧૧. ગામ શ્રી સરવાના પા. કેસરા તથા કરસન હરજી પબાણી.
૧૨. ગામ શ્રી કરબોઈના પા. દેવસી તથા મૂળા.
૧૩. ગામ શ્રી મગવાણાના પા. ગોરા ચોપડા તથા કચરા.
૧૪. ગામ શ્રી ભડલીના પા. ગોવા ઠાકરાણી તથા માંડણ ભોજાણી.
૧૫. ગામ શ્રી માનકવાના પા. કરમસી, સુત ભીમજી, ધનજી, રામજી તથા કરસન.

નાત સમસ્ત મળી ખાનામાં ગામ શ્રી નખત્રાણામાં, બાવાના પાટ આગળ, ધૂપદીવો કરી ઈમામશાહના ધર્મના માટે નક્કી કરી, ગોર દયાશંકર ભગવાનજી તથા બારોટ ગવરીદાસ શામદાસને રજા દીધી છે. આખી નાતે મળીને કહ્યું, કે સં. ૧૫૯૨ના કારતક સુદ-૨ શુક્રવારના દહાડાથી ઈમામશાહનો ધર્મ લીધો છે તે આજ દિન સુધી ભાટ તથા ગોરની પાસે પોતાની વહીવંચાગીરી તથા ધાર્મિક ક્રિયા કરાવી, પણ હવેથી નહીં કરાવવા દાનકી સંવત ૧૮૩૨ના વર્ષે પોષ વદ-૧૩ને દિવસે રજા દીધી છે. તે માટે આજ દિન પછી બ્રાહ્મણ કે ભાટને લાવે તો ઊભા રહેવાની આંટ નહીં, આજ દિવસ પછી ગોર તથા ભાટને માનશે તે નાતનો ગુનુગાર થશે, બાવા ઈમામશાહના ઘરથી નાત બહાર છે. તે ગામ શ્રી નખત્રાણાના ખાનામાં બાવાના પાટ આગળ ધૂપ કરીને આખી નાત મળીને લખત (લખાણ) કીધું છે અને કાકા પ્રાગજીના તથા બાવા ઈમામશાહના વંશના સૈયદ વલીમિયાંની રૂબરૂ પ્રતિજ્ઞા કરી છે, તે આખી નાતને વંશપરંપરા કબૂલમંજૂર છે. આ લખતનો મુસદ્દો ગામ વીરાણીના કણબી માંડણ અખીઆણી તથા વીરજી વેલાણી તથા નાત સમસ્ત મળી પહોર દિવસ ચડ્યે કર્યો છે."

આ બનાવ પછી બારોટ અને બ્રાહ્મણોની તદ્દન ગેરહાજરીમાં તેઓને પોતાની અસલ સ્થિતિનો ઈતિહાસ બિલકુલ વિસ્મૃત થઈ ગયો, તે એટલે સુધી કે, તેઓ અસલ 'ચોરી અને ચિતા' એ ચડતા હતા તે વાત માનવી પણ તેમને મુશ્કેલ થઈ પડી. વખત જતાં તેમનું વર્તન તદ્દન જુદા જ પ્રકારનું થઈ ગયું. સઘળી શુભ અને અશુભ ક્રિયાઓ પીરાણાના પ્રતિનિધિ તરીકે ગામનો મુખ્ય પટેલ કરાવવા લાગ્યો. હાલ ધર્મમાં તેઓ 'શિવોહં શિવોહં' એ મંત્રની માળા ફેરવે છે.[૧] ઈમામશાહની બનાવેલી શિક્ષાપત્રી વાંચે છે. બારે માસની હરેક બીજે અને દર ગુરુવારે ઉપવાસ કરે છે. રોજા મહિનો પાળે છે પણ તાબૂત કાઢતા નથી, સુન્નત કરાવતા નથી, દાઢી રખાવતા નથી, બ્રાહ્મણ પાસે કોઈ ક્રિયા કરાવતા નથી. મઠના ગુરુ જેઓ કણબીકાકા કહેવાય છે તેમને દાટે છે, જ્યારે શિષ્યોનાં મડદાંને બાળી તેનાં વધેલાં હાડકાં પીરાણે દટાવે છે. આ પ્રમાણે ઘણા કચ્છી કણબીઓનું વર્તન છે, છતાં હજુ સુધી કોઈ પ્રકારનો ખાન-પાનાદિનો ભ્રષ્ટાચાર થયો નથી, તેમ થતો પણ નથી. આ ધર્મના કેટલાક કણબી અનુયાયીઓ અમદાવાદ તળમાં તથા ગુજરાતનાં અન્ય ગામોમાં પણ છે.

પીરાણા-પંથીઓ આ પ્રમાણે એક જ લાકડીએ ગામ હાંકતા હતા. તેવામાં સ્વામીનારાયણ ધર્મના સાધુઓના ઉપદેશથી ગામ રેવાપરના કેશરા પટેલને કાંઈક ભાન થયું અને તેને પોતાના પૂર્વજોની થયેલ ગંભીર ભૂલ જણાઈ આવી. તેથી તે ડાહ્યા, દૃઢ મનના અને ધર્મસુધારક વીર નરે તરત જ વધારે મોડું થઈ જાય તે પહેલાં ભૂલ સુધારીને પીરાણાના પંથને પગે લાગી (તજી દઈ) સ્વામીનારાયણ પંથ સ્વીકાર્યો. કચ્છી કણબીઓમાં હાહાકાર થઈ ગયો. સઘળાએ એકઠા થઈ તેનો સર્વાંશે બહિષ્કાર (નાતબહાર) કર્યો; એટલું જ નહિ પણ એ અજ્ઞાન દશાવશ કણબીઓએ પોતાનો વાડો કુદાવી બહાર જનારા કેશરા ભક્ત પર અનેક પ્રકારના અત્યાચાર ગુજાર્યા, તે જેણે શાંતિથી સહન કર્યા અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખી પોતાના અન્ય બંધુઓને પણ સદુપદેશ દેવો ચાલુ જ રાખ્યો. તેના સત્સંગથી વખત જતાં કેટલાકે જુદા પડી સ્વામીનારાયણનો સંપ્રદાય સ્વીકાર્યો. ધીમે ધીમે તેમની સંખ્યા વધવા લાગી. હાલ તેઓ બારસો જણ થઈ ગયા છે. કચ્છના કણબીઓની આવી દયાજનક દશા સુધારવા એક દયાળુ, પરોપકારી પરમહંસ સ્વામી જ્ઞાનાનંદજીએ ગઢશીશાના પ્રખ્યાત પંડિત પીતાંબરજી ('વિચારસાગર'ના ટીકાકાર)ની સલાહથી કેટલાક સમય પછી



૧. 'ગુજરાત સર્વસંગ્રહ' - પાન ૧૩૭, ૪૨૮.

પ્રયાસ કરવા માંડ્યો, જેના પરિણામે એક પછી એક ગામો પીરાણા પંથની સાંકળમાંથી અંકોડાની માફક છૂટાં પડવા લાગ્યાં અને સહુએ વેદધર્મ અંગીકાર કરી ઉપવીત ધારણ કર્યાં.

સ્વામીજીના પરદેશ ગયા પછી કણબી આગેવાનોએ વેદધર્માનુયાયી સ્વામીજીના સઘળા શિષ્યોને દંડી દંડી, જુલ્મ કરી કંઠી અને ઉપવીત ઉતરાવી નાખી, પાછું ચાલતું હતું તેમ જ પીરાણા પંથનું જોર ચલાવ્યું. ઝીંઝાઈ ગામના વૃદ્ધ પટેલ માનાભાઈએ અનેક સિતમો થવા છતાં લીધેલો ધર્મ ન બદલ્યો, પણ આખરે સં. ૧૯૫૨-૫૩માં પોતાની માતાના મરણ વખતે, કોઈએ મડદું ન ઉઠાવ્યું તેથી નાસીપાસ થઈ, કંટાળી, દંડ આપી પાછો પીરાણા પંથીઓમાં પેઠો અને ચાલતું હતું તેમ ચાલવા લાગ્યું. પરંતુ ચારસો વર્ષ વીતતાં જમાનો હવે બદલાયો હતો. ભાગ્યદેવીએ પણ કણબીઓ પ્રતિ કરુણાદૃષ્ટિ કરી હતી, તેથી માત્ર ખેતીવાડીમાં જ જીવન ગાળનારા કણબી પુત્રો હુન્નર-ઉદ્યોગ માટે દેશ છોડી પરદેશ જવા લાગ્યા. ત્યાં દેશાટનથી જ્ઞાન વધે છે, તે સિદ્ધાંત તેમને યથાર્થ ફળદાયી બન્યો. પરદેશમાં જુદી જુદી હિંદુ કોમો સાથે પરિચયમાં આવતાં તેમની આંખ ઊઘડી અને પોતે સ્વીકારેલા ધર્મ પ્રત્યે, એક સાચા હિંદુ તરીકે તિરસ્કાર આવવા લાગ્યો. સ્થિતિમાં સુધારો કરવા કેટલાકની ઊર્મિઓ ઊછળવા લાગી, પણ પોતાના પહેલાં આવો પરમાર્થ કરનારાએ વારંવાર વેઠવો પડેલો ત્રાસ મનમાં તાજો (યાદ) હોવાથી કેટલાક આરંભશૂરાઓની ઊછળતી ઊર્મિઓ ઊંડી દબાઈ ગઈ; પરંતુ કેટલાક સાચા શૂરા માટે તો "ક્ષણમપિ સજ્જનસંગતિરેકા ભવતિ ભવાર્ણવતરણે નૌકા" - એટલે કે એક ક્ષણ માટે પણ કરેલો સજ્જનનો સત્સંગ સંસારસમુદ્ર તરવાને નૌકા થઈ પડે છે. ઉદ્ધારક લાગણી વિટંબણાના ડરથી ઊંડી ન જતી રહેતાં વિશેષ તીવ્ર બની અને આખરે કોઈ પણ કુટુંબીની, જ્ઞાતિજનની કે માતાપિતાની સલાહ લીધા વિના જ માત્ર સાત જણે પીરાણાપંથ વિરુદ્ધ ધર્મધ્વજ ખડો કરી વિગ્રહ આરંભ્યો, જે સવિસ્તર બિના નીચે પ્રમાણેના મિસ્ત્રી નારણજીભાઈના જીવનવૃત્તાંત પરથી સમજાયા સિવાય રહેશે નહીં.

### રા. નારાયણજી રામજીભાઈ મિસ્ત્રી (મુંબઈ)

(જીવનવૃત્તાંત)



આ હિંમતવાન યુવાનના પિતાજી રામજીભાઈ ભોજાભાઈ લીંબાણી, કચ્છ દેશના નખત્રાણા તાલુકાના વિરાણી ગામના રહેવાસી છે.

Narayan Ramji's age = 13 when passed 5th

તેઓ કેળવાયેલા, પરોપકારી અને બુદ્ધિશાળી શિલ્પશાસ્ત્રી હોવાથી, તેમણે રાજ્યના ઈજનેરી ખાતામાં મિસ્ત્રી તરીકે માન સાથે નોકરી કરી છે. તેથી તેઓ માત્ર પોતાની જ્ઞાતિમાં જ નહિ, પણ કચ્છના ઘણા ભાગમાં પ્રસિદ્ધ છે. તેમને ત્યાં સંવત ૧૯૩૯ના વૈશાખ સુદ ૧૫ ભોમ (મંગળ)વાર (તા. ૨૨-૫-૧૮૮૩)ના શુભ દિવસે રા. નારાયણજીનો જન્મ થયો હતો. બાળવયની બાળલીલા પરિપૂર્ણ થતા નવ વર્ષની વયે તેમને વિરાણીની ગ્રામશાળામાં વિદ્યાભ્યાસ માટે મૂકવામાં આવ્યા. ત્યાં પાંચ વર્ષ સુધી અભ્યાસ કરી, ૧૩ વર્ષની મુગ્ધ વયે ગુજરાતી પાંચમી ચોપડીની પરીક્ષા ઊંડા નંબરે શાબાશી સાથે પાસ કરી. ગ્રામશાળામાં એ કરતાં વિશેષ વિદ્યાભ્યાસની જોગવાઈ ન હોવાથી તથા આગળ અભ્યાસ કરવા દૂરના શહેરમાં બાળકને મોકલવાની અગવડ હોવાથી, રા. રામજીભાઈએ પુત્રનો અભ્યાસ એટલેથી જ દિલગીરી સાથે પતાવ્યો અને એટલી નાની વયથી જ તેને શિલ્પશાસ્ત્રનો સ્વાનુભવી અભ્યાસ કરાવવા એક કારીગર તરીકે પોતાની દેખરેખ નીચે કામે લગાડ્યો. જેમ ઉત્તમ હીરો ઉત્તમ ઝવેરીના હાથે સરાણ પર ચઢતાં અજાયબી પમાડે તેવું નૂર પ્રકાશી દીપી ઊઠે છે તેમ આ બાળક પોતાના પિતાના ધંધામાં પૂર્ણતા પામ્યો. એટલું જ નહિ, પણ નકશીદાર રૂપકામ પણ ઉત્તમ રીતે શીખ્યો. કેટલીક વાર તો મકાનો અને પુલોની કમાનો વગેરેના ગૂંચવાડાભરેલા શિલ્પશાસ્ત્રના ગૂઢ ઉકેલોથી પોતાના પિતાને પણ વિસ્મય પમાડતો. એ વિદ્યા પ્રતિ તેની આવી અભિરુચિ જોઈ, તેની વિનંતી પરથી તેને એ કળામાં પારંગત કરવા મુંબઈ રવાના કર્યો.

દુનિયાના પૂર્વ-પશ્ચિમના દેશોની કારીગરીના ખજાના રૂપ મુમ્બાપુરીમાં આવતાં જ, યુવાન નારાયણજીને જાણે કોઈ નવીન સૃષ્ટિમાં પગ દેતો હોય તેમ લાગ્યું. પોતાની મતિ પણ મૂંઝાઈ જાય તેવાં શિલ્પશાસ્ત્રનાં એકબીજાથી ચઢી જાય તેવાં અપાર કામો અને કારીગરી જોઈ તે મોહ પામી ગયો. લગભગ એકબે માસ તો તેણે શિલ્પકલાના નમૂનારૂપ ગણાતા ઘણા મહાલયો બારીકીથી જોવામાં જ વિતાવ્યા. જેમ પોતાની શક્તિના અભાવે એક નિર્માલ્ય નર, મુશ્કેલીઓ જોતાં નિસાસા નાખી નાસીપાસ થાય છે, તેમ ન થતાં, સર્વશોભાના સમુદ્રરૂપ મુમ્બાપુરીમાં, પ્રકૃતિદેવીએ બહોળા હાથે પાથરેલી કારીગરી અને વૈભવનો, કુદરતના એક પરા પૂરુષાર્થી પુત્ર તરીકે પોતાનો, પુરુષાર્થના

પ્રમાણમાં તે સઘળું પ્રાપ્ત કરવાનો અબાધિત હક છે તેમ તે સમજવા લાગ્યો; અને દિન-પ્રતિદિન નવીન નવીન જોવાથી તેની નસોમાં આશાભરેલું નવીન લોહી ઉમંગભેર દોડવા લાગ્યું. આવા વિશાળ શહેરમાં કોઈની પિછાન ન હોવાથી, એક બાહોશ કૉન્ટ્રાક્ટરને ત્યાં હાથે કારીગરી કરવા પગારદાર તરીકે જોડાઈ તેણે પોતાનું પ્રારબ્ધ અજમાવવા પુરુષાર્થ શરૂ કર્યો. વખતના વહેવા સાથો તેણે પોતાના કામથી પોતાના ઉપરીનું મન જીતી લીધું. હથિયાર છોડાવી દઈ તેને નકશી-ટાંકણાં સોંપાયાં તો એ રૂપકામમાં પણ તે પાસ થયો. એ પ્રમાણે એક વર્ષમાં તો મુંબઈના ઈજનેરી ખાતાની સંપૂર્ણ માહિતી મેળવી તરત જ તેણે સ્વતંત્ર રીતે મકાનો બાંધવાનું સાહસ કર્યું. વડગાદી પર શેઠ કેશવજી દામજીનો પ્રથમ માળો બાંધ્યો, પછી માંડવીબંદરના પણ બીજા કેટલાક બાંધ્યા અને તેથી મ્યુનિસિપાલિટીમાં, ઈજનેરોમાં, શેઠિયા વર્ગમાં અને કોન્ટ્રાક્ટર, કારીગરવર્ગ વગેરેમાં તે એક નામાંકિત નર તરીકે પિછાણાયો. સારા સારા સદ્‌ગૃહસ્થોમાં જતો-આવતો થતાં, જાહેર પેપરો વાંચવાના શોખથી તેની વાંચન તરફ રુચિ વધતી ગઈ, જેના વડે તે ગુજરાતી પાંચ ચોપડી ભણેલો વિદ્યાર્થી સાહિત્યનો સમજદાર શોખીન બન્યો. દેશના ઈતિહાસો, નામાંકિત નરો, સુધારકો, ઉદ્ધારકો વગેરેનાં પુસ્તકો વાંચતાં, તે લાગણીવાળાને રોમાંચ થતો હતો. ધર્મગ્રંથો પ્રતિ પણ તેણે તેવું જ લક્ષ આપ્યું. એક ગુજરાતી કણબીનો મેળાપ થતાં તેને કચ્છના અને ગુજરાતના કણબીઓ વચ્ચેનો પડી ગયેલો જમીન-આસમાન જેટલો તફાવત પ્રત્યક્ષ થયો. એટલે વધારે લાગણીથી તપાસ કરતાં તેને કચ્છીઓ કરતાં ગુજરાતી જ્ઞાતિબંધુઓની સ્થિતિ સર્વ વાતે ઉન્નત માલૂમ પડી. વળી, તેઓ તરફથી તેમની જ્ઞાતિનું નીકળતું 'કડવા વિજય' પત્ર વાંચવા મળ્યું. પોતે તેનો કાયમી ગ્રાહક થયો; અને તેનું બારીકાઈથી અવલોકન કરવા માંડ્યું. હૃદયમાં કોઈ નવીન જાગૃતિ આવી હોય તેમ, તેને પોતાના દેશની-જ્ઞાતિની દશા, સૃષ્ટિની રંગભૂમિ પર પ્રત્યક્ષ રીતે દયાજનક દેખાવા લાગી. તેઓની વ્યાવહારિક અવનતિ ધાર્મિક વિચારોની સંકડાશને લીધે થઈ છે અને તે જોઈ શક્યો. તેણે નિસાસો નાખ્યો. પોતાનું કુટુંબ પીરાણા ધર્મને અનુસરનારું હોવાથી 'ન હિંદુ ન મુસલમાન' જેવી સ્થિતિ વારંવાર તેની સમક્ષ ખડી થતી અને મુંબઈ શહેરનાં ગૃહસ્થ કુટુંબો સાથે પોતાનો પરિચય થતાં, તે મનથી, છૂપો છૂપો સંકોચાવા લાગ્યો. પીરાણાના ધર્મ પ્રતિ તેને તિરસ્કાર આવવા લાગ્યો અને છેવટે તે ધર્મ તજી, ઉત્તમ એવા શુદ્ધ વેદ-

ધર્મને સ્વીકારવા અને સઘળા જ્ઞાતિબંધુઓને સુધારી દેવાના હવાઈ વિચારોની એક્સપ્રેસ ટ્રેનો તેના વિશુદ્ધ મગજમાં દોડવા લાગી. જોકે પોતાના આ વિચારોને તે તાત્કાલિક અમલમાં મૂકી શક્યો નહિ, તો પણ તેમને કદી પણ તે પોતાના હૃદયમાંથી દૂર કરી શક્યો નહિ. ગુજરાતની જ્ઞાતિ સાથે એક જ ધર્મ અને આચાર-વિચારથી શી રીતે સંમિલિત થવાય તે વિચારે તેના હૃદયપ્રદેશ પર મજબૂત ઘેરો ઘાલ્યો. વારંવારના વિચારોથી તેનું મન આખરે પોતાના ખાનગી પુરુષાર્થ પ્રતિ વિરાગી બનવા લાગ્યું. તેથી શાંતિ મેળવવા જૂજ સમય માટે તે ધંધો છોડી પોતાના પિતા-માતા પાસે દેશમાં ગયો. પરંતુ -

*ચાતક ચકવા ચતુર નર નિત નિત ફરત ઉદાસ;*
*ઘુવડ ઔર ખર મૂરખ નર સુખે સૂએ નિજ વાસ.*

તદ્નુસાર, જેના માટે શાંતિ નિર્મી જ નથી તેને તે ક્યાંથી મળે ? તે દેશમાં ફરવા ગયો. ત્યાં એક હૃદયભેદક કરુણ બનાવ દૃષ્ટિએ પડતાં બળી બળતામાં ઘી હોમાયું. એક વૃદ્ધ કણબી પોતાના ખળામાંના અનાજનો રાજભાગ આપી, બાકીનું અનાજ પોતાના લેણદાર વણિકને આપવા એકઠું કરતો હતો. તેની, સ્ત્રી અને પુત્ર-પુત્રવધૂની, મુગ્ધ બાલુડાંની કંગાલ દશા જોઈ તેનું હૃદય દયાથી પીગળી ગયું. ત્યાં તો લેણદારે આવી દાણે દાણો ભરી લેવા માંડ્યો. વૃદ્ધ પટેલે કહ્યું કે, 'શેઠ ! મારી સ્ત્રી, મારા પુત્રો, તેમની વહુઓ અને બાળકો કહે છે કે, બધું અનાજ ભલે લઈ જાઓ, પણ આ નવું ધાન બે દિવસ ચાલે તેટલું ખાવા આપો તો સારું.' પરંતુ તેની આ દયાજનક વિનંતી પર તે પાષાણ દિલના લેણદારે દાદ ન દીધી. તે સઘળું સમેટીને લઈ ગયો. ક્ષણભર સહુ સૂનમૂન થઈ ગયાં. ડોસો-ડોસી કાંઈ પણ ન બોલ્યાં, આંખમાંથી ડળક ડળક અશ્રુ ખરવા લાગ્યાં. એટલે પુત્રો, પુત્રવધૂઓ અને બાળકોએ પણ પિતાજીના પગલે ચાલી રોવા માંડ્યું. મૌન ક્રંદન શરૂ થયું. કયા પાષાણહૃદયના માનવીનું કાળજું આ કારમી કથાથી કકડા કકડા ન થઈ જાય ? આ દશા જોઈ નારાયણજી પણ પ્રારબ્ધ પ્રમાણે બે આંસુડાં પાડી મ્લાન વદને ઘેર આવ્યો અને સઘળું વૃત્તાંત પિતાજીને સંભળાવ્યું. વધારામાં બોલ્યો કે, 'પિતાજી ! દેશમાંથી કણબીઓ લાખો કોરી દર વર્ષે પીરાણા સ્થાનકે મોકલે છે, તે ન મોકલતાં આવા ગરીબોને ઓછા વ્યાજે ધીરે તો તેમણે સાચા-ખોટા દેવામાં વંશ-પરંપરા દટાઈ મરવું ન પડે. માટે મારો વિચાર તો, આ વાત પટેલોને

કહેવામાં છે. પીરાણાના સૈયદો અને કાકાઓ કાંઈ ભૂખે મરતા નથી, પણ આ બિચારા તો હવે આવી રહ્યા છે. માટે ગમે તેમ કરી તે પૈસા ત્યાં જતા અટકાવી, આવા દેવાદારોને ધીરવા અને વધેલા પૈસા બાળકોને ભણાવવામાં વપરાવા જોઈએ.' આ વાત સાંભળી પિતાજીએ પટેલોની સત્તાનો ડર બતાવી, તેમની સામે થવામાં અને પીરાણા વિરુદ્ધ બોલવામાં સમાયેલું સંકટ સમજાવ્યું. પરંતુ તેથી લેશ પણ ન ડરતાં નારાયણજી વધુ ને વધુ આવેશમાં આવી આગળ પગલાં ભરવા નક્કી કરવા લાગ્યો.

આગેવાનો એવા અંધસ્વાર્થ પરાયણ હતા કે, દેશના ગરીબ કણબીઓએ ઉત્તેજન આપવું તો બાજુ પર રહ્યું, પણ જો ગરીબ કણબી વાર્ષિક ધર્માદા રકમ ન ભરી શકે તો તેને જ્ઞાતિની બહાર કરી દેવામાં આવતો. આવો અનર્થ થતો અટકાવવા તેણે નિશ્ચય કર્યો અને ખિન્ન વદને માતાપિતાની રજા લઈ મુંબઈ આવ્યો. અહીં આવી તેણે પીરાણા પંથનો બારીક અભ્યાસ કર્યો, તો તેને તેમાં તદ્દન પોલ માલૂમ પડ્યું. બીજી તરફ સનાતન ધર્મનાં પુસ્તકો વાંચવાથી તથા પ્રતિદિનના સત્સંગથી તેની તેમાં અભિરુચિ વધવા લાગી, તેમ તેમ પોતાના પુરાણા પીરાણા પંથ પ્રતિ પુષ્કળ તિરસ્કાર આવવા લાગ્યો. પોતે ગુજરાતના કણબીઓ જેવો શી રીતે થઈ શકે ? તેને ઉપવીત કોણ આપે ? - વગેરે વિચારો તેને નિશદિન આવવા લાગ્યા. પ્રભુકૃપાએ અનુમોદન આપનારા તેને કેટલાક મિત્રો મળ્યા. પ્રાયશ્ચિત કરી શુદ્ધ થવાય છે તથા ઉત્તમ કર્મો કરવાથી ઉન્નત થવાય છે, તેમ તેને વાલ્મીકિ વગેરે મહર્ષિનાં દૃષ્ટાંતોથી પ્રતીત થવા લાગ્યું. એટલે તેને આનંદ આપવા લાગ્યો. પણ પોતાના દેશની જ્ઞાતિ પરની સખતાઈ-જુલ્મનું ચિત્ર દૃષ્ટિ સમીપે તરવરવા લાગતાં તેને મહાવિઘ્નો જણાયાં અને વિષાદશોક થયો. એ પ્રમાણે હર્ષ અને શોક વચ્ચેની અર્ધદગ્ધ દશામાં તે ડૂબકાં ખાતો દુભાવા લાગ્યો. પરંતુ લાંબા વખતના પશ્ચાત્તાપથી હવે તેનું હૃદય પાવન થઈ વિશુદ્ધ કાંચનમય બન્યું હતું. પરમાત્માએ તેના હૃદયમાં અપૂર્વ શૌર્ય ઉત્પન્ન કર્યું. હવે તે કહેવા લાગ્યો કે, 'મારી સાથે સંમત થઈ દીક્ષા લેનાર જ મારું સર્વસ્વ છે, નહિ તો હું એકલો જ છું, એકલો જ આવ્યો હતો અને એકલો જ જઈશ.' એવા અણીના પ્રસંગે તેને પ્રભુની કૃપા વડે રાજકોટ નજીક ઢોલરાના મહાનુભાવ જ્યોતિષી રામેશ્વર મોરારજીનો સમાગમ થયો. તેમણે તેને પ્રતિદિન પ્રોત્સાહન આપવા માંડ્યું અને કોઈ મહાત્માની આજ્ઞા લીધા

પછી તેને દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત કરાવીને ઉપવીત ધારણ કરાવવા ખાતરી આપી સંતોષ્યા. કેટલાક સમયે આ બંને પુરુષો કાઠીઆવાડમાં બિલખા ગામે આવી, મહાત્મા શ્રી નથુરામ શર્માને મળ્યા અને અથઈતિ સહુ વિગત વિદિત કરી. તે પરથી મહાત્માશ્રીએ મનુ, યાજ્ઞવલ્ક્ય, પારાશર આદિ સ્મૃતિઓ અને ધર્મસિંધુ વગેરે ગ્રંથો જોઈ દેહશુદ્ધિના પ્રાયશ્ચિત પછી યજ્ઞોપવીત લેવામાં વાંધો આવશે નહિ એમ ખુશીથી જણાવ્યું, પરંતુ કચ્છના કણબી આગેવાનોના કેર (જુલ્મ)નો તેમને કાંઈક ખ્યાલ હોવાથી, એકલા પડેલા યુવાને એવું મોટું સાહસ ખેડવા કરતાં, પાંચ-સાત જણ સાથે દીક્ષા લે તો ઉત્તમ થાય એમ તેમણે સૂચવ્યું. રા. નારાયણજી તથા વિદ્વાન રામેશ્વરજી બંને મુંબઈ આવ્યા. ત્યાં એ યુવાને પોતાનો સત્-સંકલ્પ સહુ સ્નેહીઓને સમજાવી દીધો. પોતાની સાથે દેહશુદ્ધિ કરી પાવન થઈ ઉપનયન સંસ્કાર કરાવવા અને કાં તો હંમેશને માટે છૂટા પડવાનું કહ્યું. સહુ મિત્રો દેશના આગેવાનોના અમલના અચ્છા જ્ઞાતા હતા છતાં પણ ધર્મને યથાર્થ સમજનારા હોવાથી, આવા પવિત્ર કાર્યમાં ઉમંગભેર સામેલ થયા. એટલે શ્રીયુત્ રામેશ્વરજી પંડિત સાથે રા. રામજીભાઈ જેઠાભાઈ (ગઢશીશા), રા. નારાયણજી રામજીભાઈ (વિરાણી), રા. રતનસિંહ કરસન (રાજપર), રા. વિશરામ દેવજી (વિરાણી), રા. કરસન ભાણજી (વિરાણી), રા. હરજી લધ્ધા (લોડવા) અને રા. નાયા સેવજી (વિરાણી) - એ સાત જણાઓએ સહકુટુંબ નાસિક જઈ, ત્યાંના વિદ્વાન બ્રાહ્મણોના હસ્તે શ્રી ત્ર્યંબકેશ્વર ક્ષેત્રમાં ગોદાવરીના પવિત્ર તટ પર પ્રાયશ્ચિત કરીને ઉપવીત ધારણ કર્યાં. આ વાતની મુંબઈમાં રહેતા અન્ય કચ્છી કણબીઓને જાણ થતાં, તેમણે તાર મારફત દેશના આગેવાનોને આ સઘળા સમાચાર ઠામ ઠામ મોકલી આપ્યા; અને તેથી દેશમાં એક જબર હિલચાલ શરૂ થઈ. સાતે જણના પિતૃપક્ષ, માતૃપક્ષ અને શ્વશુરપક્ષાદિ સગાં-સંબંધીઓને જ્ઞાતિ બહાર કરી "પાડાના વાંકે પખાલીને પણ ડામ" દીધા. આવા પરાક્રમનાં જાહેરનામાં તેમણે દેશ-પરદેશ રહેનારા સઘળા કણબીઓને પણ મોકલી આપ્યાં. તેમના આવા છેલ્લા પુરુષાર્થથી દેશમાં જ્ઞાતિ બહાર થયેલ સગાંવહાલાં તો કંપી ઊઠ્યાં. પણ આ સાત વીરપુરુષોનાં સપ્તસમુદ્ર સમાન હૃદયો પર જરા પણ અસર થઈ નહીં. તેઓ લેશ પણ ક્ષોભ પામ્યા નહિ, બલકે વધુ ઉત્સાહમાં આવી, આગેવાનોને તેમની ભૂલ, પીરાણાનું પોલ તથા સત્યપંથનો રાહ જણાવવા, અને છેવટે જો તેઓ શાસ્ત્રાર્થ કરવા

 તૈયાર હોય તો તેને માટે પણ જાહેર પેપરોમાં આમંત્રણ આપવા લાગ્યા. પરંતુ આ અંધાધૂંધીમાં જવાબ દેવા કોણ મેદાનમાં આવે ? આ દ્વિજ બનેલાઓ આગેવાનોથી રજ પણ ડરતા નથી એવું લાગ્યું ત્યારે આગેવાનોએ તેમણે આ લોકોનાં દેશમાં રહેતાં સગાં-સંબંધીઓને હેરાન કરવામાં કચાશ રાખી નહીં. પણ આ લોકો કશાથી ડગ્યા નહિ. સઘળાં સગાંવહાલાં અશ્રુપૂર્ણ નયને, 'આ ધર્મવીર - હઠીલા, ટેકીલા, સત્યાગ્રહીઓને વીનવી વીનવી, ઉપવીત ઉતારી તાબેદારી કબૂલવા અને પોતાના ભેગા જમવા કાલાવાલા કરવા લાગ્યાં. પિતામાતા, ભગિની, ભાઈ વગેરેના અશ્રુપાતથી કોનું હૃદય કંપી ના ઊઠે ? પણ અહીં તો પોતાના પુત્રની અચળ શ્રદ્ધા જોઈ રા. રામજીભાઈ ભોજાભાઈ મનમાં ઘણા પ્રસન્ન થયા. દેશ-પરદેશ રહેનારા કેટલાક સમજુ, પણ બીકણ હૃદયના ભીરુઓ અંતઃકરણથી અભિનંદનો આપવા લાગ્યા, પરંતુ ખુલ્લા પડી શક્યા નહિ.

આવો મામલો મચી રહ્યો હતો તેવામાં રા. રામજીભાઈએ એક નવો માર્ગ શોધ્યો. ૫૦-૬૦ વર્ષથી જે બંધુઓ સ્વામીનારાયણ પંથના અનુયાયી બન્યા હતા તેઓ ઘણું કરી પોતાનાં સંતાનોના લગ્નસંબંધ માંહોમાંહે જ કરતાં, અને વળી પીરાણાપંથીઓમાંયે કરતાં, ઉપરાંત ભોજનાદિ વ્યવહાર પણ ચાલુ જ રાખી રહ્યા હતા. રા. રામજીભાઈએ તેમને પીરાણાપંથીઓથી તદ્દન અલગ થઈ પોતાના પુત્ર સાથે ભળી જવા પ્રેર્યા. તેથી તેઓના આગેવાન પુરુષો જીવરાજ ખેતસિંહ, નારાયણ ધર્મસિંહ (ગડાણી) રવાપર અને નેત્રાના પટેલો સાથે તેમના ધર્મધામ અમદાવાદ આવ્યા અને મુંબઈથી સાત જણના સ્વધર્મવર્ધક મંડળને પણ તેડાવ્યું. સ્વામીનારાયણના સાધુ-મહાત્માઓને સઘળી બિના વિદિત કરી. તે પરથી તેઓએ ઘણી ખુશીથી એવો નિર્ણય કર્યો કે અમુક વખત પછી આચાર્યશ્રી મહારાજ કચ્છમાં પધારે ત્યારે ત્યાંના સઘળા સ્વામીનારાયણી કણબીઓને યજ્ઞવિધિથી પ્રાયશ્ચિત કરાવી પાવન કરવા અને પીરાણાપંથીઓ સાથેનો સઘળો સંબંધ બંધ કરાવી દેવો. એ ઠરાવ પ્રમાણે અલ્પ સમયમાં આચાર્યશ્રી મહારાજ તથા સાધુ-મહાત્માઓ કચ્છમાં પધાર્યા અને સં. ૧૯૬૭ના ફાગણ વદ-૫ ને દિવસે ગડાણી મુકામે મોટો યજ્ઞ કરી, સઘળા સ્વામીનારાયણ-પંથી કણબીઓને સહકુટુંબ દેશશુદ્ધિ-પ્રાયશ્ચિત કરાવ્યું. માત્ર સાત જ જણામાંથી આ રીતે હવે સત્તરસોની મોટી સંખ્યા થઈ અને તેથી પીરાણા-પંથી પટેલિયાઓનાં મોઢાં સદાને માટે મ્લાન થયાં.

19-Mar-1911

આ પ્રમાણે સનાતન ધર્મીઓની એકત્ર થયેલી મોટી જ્ઞાતિએ, પોતાના પૂર્વજોએ પીરાણાનો પંથ ક્યારે અને કયા કારણથી સ્વીકાર્યો, પોતાનાં અસલ વસવાટનાં સ્થાન, તે છોડી કચ્છમાં આવવાનાં કારણ અને સમય - વગેરે અગત્યની બાબતોનું જ્ઞાન સંપાદન કરવા વહીવંચાની શોધ કરવા માંડી. તેમના આગેવાનો અને સ્વધર્મવર્ધક મંડલના ઉત્સાહપૂર્ણ વિજયી સભાસદો ગુજરાતમાં આવ્યા. 'કડવા વિજય'ના તંત્રી રા. પુરુષોત્તમદાસને મળ્યા. તેમના ભલામણપત્રો લઈ અમદાવાદ તથા ધોળકામાં શોધ કરી. પરંતુ પત્તો લાગ્યો નહિ, તેથી કંટાળી ગયા. પણ સ્વધર્મવર્ધક મંડળના નેતા, આવી આવી ઘણી વિપત્તિઓના વેઠનારા હોવાથી થાક્યા નહિ. અમદાવાદમાં અને જે જે ગામે વહીવંચા વસે છે ત્યાં જુદી જુદી તપાસ કરવા માંડી. તેમાં પોતાના ધનનો પણ છૂટથી ઉપયોગ કરવા માંડ્યો. છેવટે રા. નારાયણભાઈ પોતે ગુજરાતમાં આવ્યા, ગુપ્ત વેશે પીરાણા સ્થાનકે ગયા અને ત્યાંની હૃદયભંગ સ્થિતિ જોઈ આવ્યા. અમદાવાદમાં વહીવંચાની બારીક શોધ કરતાં કેટલાક દિવસે તેમને શાહપુર વિભાગમાં બારોટ રામસિંહ દોલજીની મુલાકાત થઈ. પરંતુ બારોટ અને બ્રાહ્મણોના મૂળ સ્વભાવ પ્રમાણે તેમને સહેલાઈથી હકીકત મળી નહિ. પુષ્કળ યુક્તિ-પ્રયુક્તિથી અને છૂટા હાથે ધનનો ઉપયોગ કરવાથી આખરે બારોટજીનું આશાપૂર્ણ હૃદય પીગળ્યું. એક વાર ફરીથી કચ્છી કણબી કોમને પોતાનું કલ્પવૃક્ષ બનાવવાની લાલચે યથાવત્ હકીકત આપી - લખાવી, જેની સત્યતાની પૂર્ણપ્રતીતિ નખત્રાણા મધ્યે થયેલ ઠરાવની નકલ મળી આવવાથી થઈ. તે હકીકત આપણે ગામ અને કુટુંબવાર આગળ વાંચી ગયા છીએ. આ સઘળા ઉપરથી આપણને ખાતરી થાય છે કે માનવજીવનની ઉત્કૃષ્ટતા, તેના આત્માનું ઉચ્ચગામીપણું, તેનું હૃદયબળાદિ ઉચ્ચગુણોની પરીક્ષા આવી પડતી વિપત્તિઓ જ કરાવી આપે છે. ભાગ્યદેવી પણ તેવા જ વીર નરને વિજયમાળા આરોપે છે. આખી આલમ આપત્તિમય બની જવા છતાં પણ, જેમ જેમ કાંચનને વધુ ને વધુ તપાવી ટીપવામાં આવે છે તેમ તેમ તે વધુ ને વધુ પ્રકાશિત બને છે. આ રીતે તે વીર નર સંકટ સમયે નિરાશ ન થતાં વધુ ને વધુ દેદીપ્યવાન બન્યો છે, જેનાં ઉત્તમ ફળરૂપે આજે કચ્છના કણબીઓની સ્થિતિનું શાંત પરિવર્તન આપણી સમક્ષ મોજૂદ છે. હજુ પણ તેમનો અને તેના સ્વધર્મવર્ધક મંડળના બાહોશ પ્રેસિડેન્ટ રામજીભાઈ જેઠાભાઈ વગેરે ઉપવીતધારી યુવાનોનો જ્ઞાતિ-સુધારણાર્થે પુરુષાર્થ ચાલુ જ છે. અમને આશા છે કે તેમની પ્રગતિ

President of Swadharm Vardhak Mandal = Ramji Jetha of Gadhshisha

પ્રતિદિન ચાલુ રહી અજ્ઞાનદશાવશ કણબીઓ જલદી સત્ય સમજી સિદ્ધિપંથે પ્રયાણ કરશે.

ઉપર પ્રમાણે રા. નારાયણભાઈ તથા સ્વધર્મવર્ધક મંડળના ઉપવીત ધારણ કરનારા સઘળા સભાસદોના શાંત પ્રયાસોથી આજે કચ્છ દેશમાં કણબી આગેવાનોનો જુલ્મી જમાનો જતો રહ્યો છે. તેમના પંથનું પોલ ખુલ્લું પડ્યું છે. પંથની સામે થનારાને કાંઈ પણ નસિયત નહીં કરી શકાતાં, સહુ ઉપરનાં તેમનાં બંધનો અને અંધશ્રદ્ધા મંદ પડી ગયાં છે. હવે આગેવાનો અને સઘળા કણબી ભાઈઓ પોતાની ભૂલ અને સત્ય વાત સારી રીતે સમજી ગયા છે, પણ પોતાની હઠ છોડવાનું હૃદયબળ-હિંમત ચાલતી નથી, તેથી જાણી-સમજીને પેટમાં પસ્તાવો કરી રહ્યા છે. પ્રભો ! તેમને સત્ય વાત ગ્રહણ કરવાનું યોગ્ય હૃદયબળ આપો, તેવી અમારી તેઓ સારુ દયાળુ પ્રતિ પ્રાર્થના છે.

❋ ❋ ❋

## પ્રકરણ-૩
## જામળિયા કુટુંબની ઉત્પત્તિ

આગળ પાન પપ પર આપણે જોઈ ગયા તે પ્રમાણે, જે કુટુંબ પોતાની સ્વતંત્રતા જાળવી રાખવા માટે જામળા મુકામે જઈ વસ્યું તેનું ગોત્ર વીરેશ્વર અને શાખ દાણી હતાં. સંગાજી પટેલે બંધાવેલું સંગાસર તળાવ, વાવ અને શિવાલય અદ્યાપિપર્યંત જામળા ગામમાં હયાત ને સુવિખ્યાત છે. તેમનાં વંશજો ૪૪૩ વર્ષ, એટલે કે સં. ૧૨૩૫ સુધી જામળામાં જ રહ્યા. પરંતુ ઈડરના રાવ સાથે અણબનાવ થવાની વીરજી પટેલ અને તેમના છ ભાઈઓ જામળાથી ગુજરાત તરફ પ્રયાણ કરી આવ્યા; એટલે જયાં જયાં તેઓ વસ્યા ત્યાં ત્યાં તેઓ જામળિયા સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા.

રસ્તામાં ચાલતાં સરઢવ (તા. કલોલ)થી દોઢ ગાઉ ઉપર વીરજી પટેલનું ગાડું ભાંગી પડ્યું, જેથી તેમણે ધાર્યું કે અહીં જ મારું પ્રારબ્ધ નિર્માણ થયું જણાય છે. આમ, વીરજી પટેલ સરઢવ રહ્યા, જયારે બાકીના ભાઈઓએ જુદા જુદા સ્થળે જઈ વાસ કર્યો. વીરજી પટેલ પોતાના યુદ્ધ-કૌશલથી આસપાસ વસતા ભીલો પર સારો દાબ બેસાડી, પોતાની ખેતીવાડીમાં આબાદ થતા ગયા. પરંતુ સરઢવ, કે જે પોતાની નજીકનું મોટું ગામ હતું તેના પર નજીકના આદરજ ગામના ભીલ લોકો વારંવાર ચડી આવી, તેમને લૂંટફાટથી હેરાન કરતા, તેથી સરઢવના લોકોએ નજીક વસતા આ બહાદુર પુરુષોને પોતાના ગામમાં આગ્રહ કરી વસાવ્યા અને ગામતળની તથા સીમની જમીનનો સારો ભાગ તેમને આપી માન-મરતબો વધાર્યો. ત્યાર પછી તેમણે ભીલોથી વારંવાર સરઢવ ગામનું રક્ષણ કર્યું. આ પ્રમાણે, આદરજ અને સરઢવને લડાઈ થતી અને ઘણા જણનાં મૃત્યુ થયાં, છતાં પણ ખેતીવાડીમાં કે ગામમાં કોઈ સ્થળે ભીલોને ફાવવા દીધા નહીં. આખરે જયારે રાજયમાં સર્વત્ર શાંતિ ફેલાઈ અને બંદોબસ્ત થયો ત્યારે આ તોફાન શાંત થયું. આ વીરજીના વંશજો સરઢવ ગામમાં હજુ પણ જામળિયા સંજ્ઞાથી ઓળખાય છે.

બીજા ભાઈ વેણીભાઈ પ્રયાણ કરતા, હાલ જ્યાં જેતલપુરનું તળાવ છે. તેની પશ્ચિમની પાળ પર નેદરડા ગામમાં આવી વસ્યા અને સ્વતંત્ર રહેવા લાગ્યા. જેતલપુરમાં તે વખતે ઝારોળા વાણિયાની પટેલાઈ હતી. પ્રસંગોપાત્ત કાંઈક વાંધો પડવાથી નેદરડાથી જેતલપુર પર સવારી કરી, ઝારોળાઓનો નાશ કરી ગામ કબજે કર્યું અને ત્યાં જઈ વાસ કર્યો. મુખ્ય પુરુષને બે પુત્રો હતા. તેમના વંશજો હાલ પણ જેતલપુરમાં મોટી ખડકી અને નાની ખડકીના નામથી જુદા જુદા રહે છે. જેતલપુર કબજે કર્યા પછી ઘણા સમય સુધી તેમણે સ્વતંત્ર રીતે તેનો ઉપયોગ કર્યો છે. જ્યારે તેમના પર મોટી સત્તાનો અમલ થયો ત્યારે પણ તેઓ માત્ર વાર્ષિક અમુક રકમ જ આપતા, પરંતુ જ્યારથી નામદાર સરકારે અમદાવાદ સર કર્યું ત્યાર પછીથી કંપની સરકારના અમલમાં પણ તેઓ ગામ આંકડે લાવતા. પણ લાંબા સમયે સરવે (માપણી) થતાં તેઓનો ખેડૂત કરતાં વધારે હક સ્વીકારવામાં આવ્યો નહિ.

ત્રીજા હાથી પટેલ સરખેજમાં, ચોથા હીરજી પટેલ ગોધાવીમાં, પાંચમા વાલજી પટેલ કાઠીઆવાડના કાલુવડ ગામે અને છઠ્ઠા નાનજી પટેલ માળવાના ખરસોદ પરગણામાં જઈને વસ્યા છે, જેઓની સવિસ્તર હકીકત મળી આવી નથી. સાતમા ભાઈ નાયા પટેલ, જેઓ આનંદપુર પાટણમાં આવી વસ્યા, જે સ્થાનનો હાલ નાશ થયો છે પરંતુ તેની નજીક સાણંદ ગામ છે અને ત્યાં તેમના વંશજો ૨૩૬ વર્ષ રહ્યા. પછી સં. ૧૩૮૧ના ચૈત્ર સુદ-૩ના દિવસે પા. વાસણજીએ સાણંદવાળા કુટુંબ સાથે ત્યાં વાસ કર્યો. સં. ૧૪૭૨માં પા. ભુલદાસે ભુલાસર તળાવ બંધાવ્યું. સં. ૧૪૮૪માં શવસી પટેલે નીલકંઠ મહાદેવનું ધામ બંધાવ્યું. બાદ સરધારથી આવેલ વાઘેલા ઠાકોરે સાણંદ લેવા વિચાર કરી વાસણ ગામે પડાવ નાખ્યો. તે વેળા ગોપીદાસ પટેલને ખબર મળતાં પોતે ચડાઈ કરી ત્યાં ગયા. ઠાકોરે પોતાનો વિચાર જણાવ્યો તેથી વાસણથી આવતાં જમણા હાથની જમીન ઠાકોરને આપી અને ડાબા હાથની પોતાના કુટુંબમાં રહી. ગામમાં વસવા સારુ પટેલે ઠાકોરને બાર ઓરડાં કાઢી આપ્યા. સં. ૧૭૪૦માં કુંવરજી પટેલ થયા. તેમણે દ્વારિકાની યાત્રા કરી ગામસરવણી કરી હતી. સં. ૧૭૬૫માં કુંવરજી પટેલના પુત્ર ગંગાદાસ તથા જોધાભાઈએ સમસ્ત  જ્ઞાતિ તેડાવી હતી. તેમાં દંઢાવ્ય, ભાલ, ચરોતર, હવેલી પરગણું તથા ઝાલાવાડ વગેરે વિભાગનાં ઘણાં ગામોના પાટીદારો આવ્યા હતા. હાલ

આ પાટીદારોના વંશજો સાણંદમાં વિસ્તરી આબાદ થયા છે અને પરમાત્માની કૃપા વડે તેમના વડીલનાં યશ-આબરૂ જાળવી રહ્યા છે.



સં. ૧૭૯૨ના મહા સુદ પાંચમે વસનદાસ પટેલ અને તેમનાં ધર્મપત્ની ધોળીબાઈ (બાવળાના પટેલ વાઘજીભાઈની દીકરી) તથા વનમાળીદાસ અને તેમનાં ધર્મપત્ની બાઈ અવલ (બાવળાના પા. માલજી વાઘજીની પુત્રી) સાણંદથી નીકળી બાવળા વસ્યાં. તેમનો પરિવાર હાલ બાવળામાં વિસ્તરી આબાદ થયો છે.

### કડી-ગોજારીઆના અમીન*

આ કુટુંબના મૂળ પુરુષ નંદલાલ પ્રેમજીભાઈ અમદાવાદના વજીપરામાં રહેતા હતા, પરંતુ વેપાર-રોજગાર અર્થે તેમનું કડી કસ્બામાં રહેવાનું થતું. સંવત ૧૮૦૦માં પોતે દ્વારિકાની યાત્રાએ ગયા હતા. ત્યાં કોઈ મહાત્માના જણાવ્યા મુજબ, ગોમતી સરોવરમાં સ્નાન કરતાં શિવલિંગ મળ્યું હતું, તેની સ્થાપના તેમણે ગોજારીઆમાં કરી શિવાલય બંધાવ્યું. (સં. ૧૮૦૨). ત્યારથી તેમની સ્થિતિએ નવું સ્વરૂપ ધારણ કર્યું હતું, એવું તેમના વંશજો માને છે. આ વખતે કડીમાં રાધનપુરના નવાબના પૂર્વજોનું રાજ્ય હતું અને બાબી સરકારના નામથી તે ઓળખાતા; કારણ કે દિલ્હીની પાદશાહી સત્તા તે વખતે નબળી પડી ગઈ હતી. ગુજરાતની રાજધાની પાટણ હતું, તે બદલાઈને અમદાવાદ શહેર થયું હતું અને બાબી સરકાર તરફથી નૂરખાનને કડી કસ્બા ઉપર નીમવામાં આવ્યો હતો. આ સમયે નંદલાલભાઈની વાણિજ્ય-સ્થિતિ જાહોજલાલીવાળી હોવાને લીધે આસપાસના મુલકમાં તેમની લાગવગ ઘણી સારી હતી. સંવત ૧૮૦૩માં કડી કસ્બાના લોકોએ નૂરખાન સામે બળવો કર્યો હતો, જેથી તે છુપાઈને સરકારવાડામાં ભરાઈ ગયો, ત્યારે અમદાવાદના અન્વરખાન બાબીએ તેના રક્ષણ માટે, કસ્બાના લોકોનું હુલ્લડ બેસાડી દેવા માટે લશ્કર મોકલ્યું. બળવાખોરો જોર પર આવેલા હોવાને લીધે સમયસૂચક આગેવાનની તે પ્રસંગે ઘણી જરૂર હતી, જે ગરજ નંદલાલભાઈથી પૂરી પડી હતી. તેમણે વિરમગામ, વિજાપુર વગેરે સ્થળોના પોતાના લાગવગવાળા મેવાસીઓને તેડાવી, પ્રાણ જતાં સુધી પણ બળવો બેસાડી દેવાની આજ્ઞા કરી. તેથી તેઓ કસ્બાતીઓની સાથે



* કડીવાળા અમીન રા. ચતુરભાઈ તરફથી જે હકીકત પૂરી પાડવામાં આવી છે તેનો સારાંશ અત્રે આપવામાં આવ્યો છે.

કેડ ભાંગી નાખ્યા  અને તેમને તાબે કર્યા. આ પ્રમાણે કડીનું અને નૂરખાનનું રક્ષણ થયું. આવા અણીના પ્રસંગે બાબી સરકારને નંદલાલભાઈએ જે મદદ કરી તેની કદર કરવા માટે એક દરબાર ભરી, તેમને ખેરવા ગામ ઈનામમાં આપ્યું, ઉપરાંત કડી કસ્બામાં ચાર હળની જમીન આપી, તેમ જ 'અમીન'નો ઈલ્કાબ એનાયત કરીને સનંદ કરી આપી. તે સમયથી નંદલાલભાઈનું વાણિજ્યજીવન રાજદ્વારી તરીકે બદલાઈ ગયું અને પોતે રાજકાજમાં ભાગ લેવા લાગ્યા. બાબી સરકારે તેમની કાર્યકુશળતા જોઈ તેમને મુલકગીરીનું કામ સોંપ્યું અને વાર્ષિક રૂ. ૧,૦૦૦ની નિમણૂક બાંધી આપી; તેમ જ છત્રી-મશાલનું માન બક્ષ્યું અને તેના ખર્ચ માટે હાડવી ગામ કાઢી આપ્યું (સંવત ૧૮૦૫).

સંવત ૧૮૦૯ની સાલમાં અમદાવાદનું સંપૂર્ણ રાજ્ય રાઘોબા પેશ્વા અને દામાજીરાવ ગાયકવાડના હાથમાં આવ્યું, કારણ કે તેમણે બાબી જવાંમર્દ ખાનને હરાવી નસાડ્યો હતો. તે વખતે પેશ્વા અને ગાયકવાડ વચ્ચે મુલકગીરીની વહેંચણી થઈ અને કડી તરફની મુલકગીરી ગાયકવાડને ભાગે આવી. તેથી દામાજીરાવે કડી કસ્બાની કુમાવીસદારી હરબાજીરાવને આપી. રાજ્યની આવી ઊથલપાથલને લીધે નંદલાલભાઈની સ્થિતિ કઢંગી થઈ પડી હતી. બાબી સરકારના વખતમાં મળેલાં ગામ-ગરાસ જતાં રહ્યાં, જેથી પોતાનો અસલ રોજગાર કરવાની જરૂર જણાઈ હતી. પાછળથી ગાયકવાડ તરફથી નિમાયેલા હરબાજીરાવ સાથે નંદલાલભાઈનો સંબંધ ધીમે ધીમે જોડાવા લાગ્યો અને તેઓ રાજ્યમાં મદદગાર થઈ પડ્યા. રાજ્યમાં જ્યારે શાતિ ફેલાયેલી હતી અને વેપાર રોજગાર, ખેતીવાડી વગેરે સારાં ચાલતાં હતાં ત્યારે હરબાજીરાવે નંદલાલભાઈ માટે દામાજીરાવ ગાયકવાડ તરફથી લખી મોકલ્યું, જે ઉપરથી બાબી સરકારે આપેલું ખેરવા ગામ કાયમ રાખ્યું, પણ હાડવી ગામ આપ્યું નહિ અને ચાર હળની જમીનને બદલે એક હળની જમીન આપી; પરંતુ રૂ. ૧,૦૦૦ની જે નિમણૂક હતી તેને બદલે રૂ. ૧,૨૦૦ કરી આપ્યા. આ પ્રમાણે રાજ્યની ઊથલપાથલમાં ખોયેલી સંપત્તિ પ્રાપ્ત થવાથી પોતે સંતુષ્ટ થયા. પોતે ધાર્મિક વૃત્તિના અને શંકરના ભક્ત હતા, જેથી તેમણે બંધાવેલ શિવમંદિરની જીવાઈ તરીકે ખેડવા ગામની ઊપજનો ચોથો ભાગ કાઢી  આપ્યો છે, જે અત્યાર સુધી આપવામાં આવે છે. સંવત ૧૮૧૩ના અષાઢ માસમાં આ મહાપુરુષનો સ્વર્ગવાસ થયો.

નંદલાલભાઈને બે સ્ત્રીઓ હતી. પહેલીના પુત્ર કલ્યાણજી, જ્યારે બીજીને ચાર પુત્રો હતા. કલ્યાણજીભાઈમાં તેમના પિતાના ગુણો ઊતર્યા હતા. ભાઈઓ સાથે ક્લેશ થવાથી પોતે જુદા પડ્યા હતા. તેમણે રાજદ્વારી જીવન ગાળવાનું પસંદ કર્યું હતું. જ્યારે અન્ય ભાઈઓ વેપાર વગેરે ધંધો પસંદ કરી ગોજારીઆ ગામે આવીને રહ્યા હતા, જેમના વિષે વધારે હકીકત મળી શકતી નથી. કલ્યાણજીભાઈ રાજકારભારમાં પડ્યા હતા; પરંતુ સં. ૧૮૧૫માં કડીના કુમાવીસદાર તરીકે રામનાયક નિમાઈ આવ્યા, જેને ત્યાંના દેસાઈઓએ પોતાના પક્ષમાં લઈ કલ્યાણજીભાઈ વિરુદ્ધ ભંભેર્યા તેથી કલ્યાણજીભાઈ ઉપર નાણાં ઉચાપત કરવાનો ચાર્જ મૂકી, મિલકત જપ્ત કરી અને હજુરમાં લખી મોકલ્યું. શ્રીમંત સરકારના હુકમથી કલ્યાણજીભાઈને વડોદરા જવું પડ્યું. તેમના વહીવટની તપાસ કરવા માટે શિવરામ ભાસ્કર તથા દાદાજી નરહરની નિમણૂક થઈ. તેમણે રિપોર્ટ કર્યો કે તેમના વખતમાં નાણાં સારાં જમા થયાં છે. આના પરિણામે, તેમની મિલકત પાછી સોંપવામાં આવી. થોડા વખત પછી કુમાવીસદાર તરીકે બચ્ચાજી પંડિત નિમાઈને આવ્યા. તેમણે પણ કલ્યાણજીભાઈનાં મકાન અને જમીન વગેરે જપ્ત કર્યું. આ પ્રમાણે થવાથી કલ્યાણજીભાઈ કંટાળીને રાધનપુરના નવાબ પાસે જવા નીકળ્યા, પરંતુ શ્રીમંત સરકાર તે વખતે નડિયાદ હોવાથી તેમને ત્યાં ખબર પડી એટલે તેમણે તેમને બોલાવ્યા અને પાસે રાખી સંતોષ્યા. ત્યાર પછી તેઓ નડિયાદ રહીને કડીનો કારભાર ચલાવતા હતા; અને તેમની મિલકતમાંથી જે ઉત્પન્ન આવે તે તેમને મળે તેવો શ્રીમંતે બંદોબસ્ત કરી આપ્યો હતો. (સં. ૧૮૨૫). થોડા વખત પછી તેઓ કડી આવીને રહ્યા અને પોતાની જ્ઞાતિના માથે લગ્નની ચૉરી દીઠ જે સવા-બે રૂપિયાનો કર હતો તે સરકારની કૃપા મેળવીને કાઢી નંખાવ્યો.

બચ્ચાજી પંડિત તથા કલ્યાણજીભાઈ મુલકગીરીમાં ગયેલા, તે વખતે સં. ૧૮૩૬માં મલ્હારરાવે કડીનો કબજો કર્યો અને પોતાનાં થાણાં બેસાડ્યાં. કલ્યાણજીભાઈને અનેક પ્રકારની લાલચો આપી તેણે તેમને ફોડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ રાજભક્ત કલ્યાણજીભાઈ તેની સાથે મળી ગયા નહિ. તેથી મલ્હારરાવે તેમને મારી નાખવાની પેરવી કરી. પરંતુ કલ્યાણજીભાઈ ત્યાંથી વડસમા નાસી ગયા. દશ વર્ષ તેઓ છૂપા રહ્યા. પરંતુ મલ્હારરાવને તેમની જાણ થવાથી લશ્કર મોકલ્યું, જેથી તેઓ ત્યાંથી નીકળીને આગલોડમાં જઈને ભરાયા. ત્યાં દરેક પ્રકારના સંજોગો અનુકૂળ

હોવાને લીધે, રાજવીર કલ્યાણજીભાઈએ મહીકાંઠાના ભીલ લોકોનું લશ્કર તૈયાર કરી, શ્રીમંત સરકારને મદદ કરવાની પેરવી કરી. પોતે શ્રીમંત આણંદરાવ સરકાર પાસે વડોદરા ગયા અને સર્વે હકીકત જણાવી. તેથી શ્રીમંત સરકારે મામા ગોવિંદ પંથને લશ્કર આપી મોકલ્યા અને કલ્યાણજીભાઈને તેમની મદદે રહેવાની આજ્ઞા કરી. લશ્કરે આવી કડીને ઘેરો ઘાલ્યો અને કલ્યાણજીભાઈની સલાહ મુજબ શ્રીમંતે ના. અંગ્રેજ સરકારની મદદ માગેલી તે સૈન્ય પણ મે. ડન્કન સાહેબની સરદારી નીચે આવી પહોંચ્યું. મલ્હારરાવે પણ વખત મળવાથી સારી તૈયારી કરી રાખી હતી. ફિરંગી ગોલંદાજ અને તોપોથી રક્ષિત રહેતો કડીનો કિલ્લો તે વખતે સર કરવાનું કામ જેવું તેવું નહોતું. કલ્યાણજીભાઈએ તે વખતે કિલ્લો લેવાની યોજના ઘડી વ્યૂહરચના ગોઠવી, જેથી ડન્કન સાહેબ ખુશ થઈ ગયા અને કડીનો કિલ્લો સર કર્યો. તેથી મલ્હારરાવ સુરંગ દ્વારા નાસી ગયો. આ પ્રમાણે કડીનો કિલ્લો લેવામાં કલ્યાણજીભાઈએ મુખ્ય ભાગ લઈ એક શૂરવીર યોદ્ધા તરીકે પોતાની કીર્તિ ફેલાવી હતી. તેમની વફાદારીની કદર કરી ના. શ્રીમંત સરકારે તેમને મળેલું ખેરવા ગામ તથા રૂ. ૧,૨૦૦ની નિમણૂક વગેરે આપવા ઉપરાંત અડાણીમાં પસાયતાં આપી, અમીન હક્ક દસ્તુરી બદલ કડી પરગણાનાં કેટલાંક ગામો ઉપર લાગતો કરી આપી; અને જણાવ્યું કે, તમે જેવી રાજભક્તિ દાખવી છે તે જ પ્રમાણે કારભાર પણ કરો. ત્યારબાદ તેઓ આગલોડમાં પોતાની મિલકત લેવા ગયેલા ત્યારે ત્યાં ભાદ્રપદ માસમાં સ્વર્ગે સિધાવ્યા.

કલ્યાણજીભાઈને ખુશાલદાસ, નાગરદાસ અને પ્રાણદાસ એમ ત્રણ પુત્રો હતા. ખુશાલદાસ વડોદરા ખાતે રહી સરકારમાં સેવા કરતા હતા. ગોજારીઆના અમીન પથાભાઈ, મોરલીધર, જસુભાઈ વગેરે ખુશાલદાસનો પુત્રપરિવાર છે. નાગરદાસ ઘરનો તમામ કારભાર કરતા હતા. ગોજારીઓના કસીઆભાઈ, શીવુભાઈ વગેરે કલ્યાણજીભાઈના આ બીજા પુત્ર નાગરદાસના વંશજ છે. છેલ્લા પુત્ર પ્રાણદાસે પણ પિતાની માફક રાજદ્વારી જીવન પસંદ કર્યું અને પોતે ધીમે ધીમે કારભારમાં હોશિયાર થયા. તેમની પહેલાંના વખતમાં મુલકગીરીનો રિવાજ હતો, જે રૈયત તેમજ સરકાર બેઉંને નુકસાનકારક હોવાથી, તેમણે મુલકગીરી કાઢી નંખાવીને ભાગ લેવાનો વહીવટ દાખલ કર્યો. આ રિવાજથી રાજા અને પ્રજા એમ બેઉની આબાદી થઈ. તેમણે કેટલાક પાટીદારોને બોલાવી જમીનો આપી

અને રહેવા સુદ્ધાંનાં સાધનો કરાવી આપી, ખેતીવાડી કરાવવા તરફ સારું લક્ષ આપ્યું, તેમ જ કેટલાકને ગામની આગેવાનીઓ ઠરાવી આપી. પોતાને ત્યાં લગ્ન હતાં ત્યારે શ્રીમંત સરકારને આમંત્રણ કરેલું, તેથી દીવાન સાહેબ બાબાજી આપાજી પધાર્યા હતા. તેમણે પહેરામણીમાં એ જ માગ્યું કે, અમારી જ્ઞાતિમાંથી લગ્ન દીઠ સવા રૂપિયો લેવાય છે તે માફ કરો. તેથી સદાને માટે તે માફ થયો. પોતે ધર્મનિષ્ઠ હોવાને લીધે તેઓ સાધુ-અભ્યાગતનો સત્કાર કરતા, તેમ જ ઢોર-ઢાંખરને માટે ઘાસ-પાણી આદિનાં સાધનો બનાવી આપવામાં ઊલટથી ભાગ લેતા. તેમને જયસિંહભાઈ નામે એક પુત્ર હતા, જેથી તદ્દન વિરક્ત રહી કલોલમાં એક ભક્ત બાઈ સાથે ભજન-કીર્તનમાં જ વખત ગાળતા. તેમને સદુપદેશ આપી, તે ભક્ત બાઈની મદદથી, જયસિંહભાઈને ગૃહસ્થાશ્રમ સ્વીકારાવ્યો અને તેમને કારભારમાં ભાગ લેતા પણ કર્યા હતા. ત્યારબાદ પોતે શાંત જિંદગી ગુજારી પ્રાણદાસ સંવત ૧૮૪૮માં સ્વર્ગવાસી થયા.

જયસિંહભાઈના વખતમાં ભાગ-પ્રથાએ વહીવટ ચાલતો હતો પરંતુ પાછળથી ઊચક રકમો લેવાનું ઠરાવી કડી પરગણું તેમને સોંપવામાં આવ્યું, જેથી લોકોનું કલ્યાણ કરવાની તેમને સારી તક મળી. આ અનુકૂળતાનો લાભ લઈ તેમણે ઘણાં ધાર્મિક કાર્યો કર્યાં અને નિરાધાર માણસોને સાધનો પૂરાં પાડ્યાં. તેથી કડી પરગણામાં તેમની કીર્તિ સર્વત્ર ફેલાઈ હતી. તેમણે પોતાના કુટુંબ તરફ પણ સારું લક્ષ આપ્યું. કલ્યાણજીભાઈના ભાઈ રાઘવદાસના વંશજ આડેઅવળે રહેતા હતા, તેમને બોલાવી ધંધે વળગાડ્યા. રાજ્યનો વહીવટ કરવામાં કુશળ નીવડવાથી તેઓ એક સ્વતંત્ર કારભારી થઈ પડ્યા હતા. તેમના વખતમાં મહીકાંઠાના ભીલ વગેરે લોકોનો ત્રાસ હતો, જેમને દાબી દેવામાં તેઓ સફળ નીવડ્યા હતા. પોતાની આવી લોકપ્રિયતાને લીધે તેઓ સારી સંપત્તિ મેળવી શક્યા હતા. કડીમાં પોતે બંધાવેલા સીતારામજીના મંદિરના ખર્ચ માટે તેમણે સરકારમાંથી રૂ. ૩૦૦ની વાર્ષિક નિમણૂક બંધાવી આપી, તેમ જ રૂ. ૧,૦૦૦નું ઉત્પન્ન આવી શકે તેટલી જમીન પોતાની મિલકતોમાંથી કાઢી આપી. આ નામાંકિત પુરુષ સંવત ૧૯૦૯ના વૈશાખ સુદ-૨ ના દિવસે દેવલોક પામ્યા. તેમની પાછળ તેમના પુત્ર ત્રિકમભાઈ વગેરેએ ઉત્તમ પ્રકારની ધાર્મિક ક્રિયાઓ કરી તેમની કીર્તિ પ્રમાણે પરગણાનાં સારાં સારાં ગામોના સંબંધીઓને તેડાવ્યા હતા તથા જ્ઞાતિ-પરજ્ઞાતિના લોકોને

જમાડ્યા હતા. તેમના એક પુત્ર નારાયણભાઈ પિતાની પહેલાં ગુજરી ગયા હતા, જેમને હરિલાલ અને રાધાભાઈ નામે બે પુત્રો હતા. ત્રિકમભાઈએ, પોતે ધર્મનિષ્ઠ પુરુષ હોવાને લીધે, કારભારની ખટપટ પસંદ કરી નહી, તો પણ તેમની માતા હેતભાભુની ઈચ્છા હોવાથી ઈશ્વરભાઈ એડીવાળાને રાખી તેમણે સરકારી કારભારમાં પોતાનો હાથ કાયમ રાખ્યો હતો. ત્રિકમભાઈને કેશવલાલ અને પસુભાઈ નામે, પિતાના નામને દીપાવે તેવા બે પુત્રો હતા. નારાયણભાઈના પુત્ર હરિલાલ ઉંમરલાયક થવાથી સં. ૧૯૧૯માં કડી પરગણાનો કારભાર કરતા થયા, પરંતુ સં. ૧૯૨૦માં શ્રીમંત સરકારે ઈજારાવહીવટ બંધ કર્યો એટલે કડી પરગણું હરિલાલના હાથમાં રહ્યું નહિ. આ વખતે શ્રીમંત સરકાર તરફથી અમીનોને રૂ. ૧,૨૦૦ મળતા હતા તે વધારીને રૂ. ૩,૨૦૦ કરી આપ્યા. હરિલાલના વખતમાં તેમના કુટુંબીઓ સાથે વારસામિલકત સંબંધી કજિયા ચાલ્યા. ઘણા કેસોમાં તેઓ હાર્યા, છતાં અંદરોઅંદરની તકરારોમાં તેમણે પુષ્કળ પૈસા ખર્ચ કર્યાનું કહેવાય છે. સં. ૧૯૬૦માં પોતાની પાછળ એક પુત્ર મૂકી તેઓ ગુજરી ગયા. હરિલાલના ભાઈ રાધાભાઈ એક ધર્મનિષ્ઠ પુરુષ હતા, જેઓ સં. ૧૯૪૦માં પોતાની પાછળ ચતુરભાઈ, પરભુલાલ અને માણેકલાલ નામના ત્રણ પુત્રો મૂકી દેવલોક પામ્યા હતા.

**૨૧. ચતુરભાઈ અમીન :** બાલ્યાવસ્થાથી જ તેમનો વિદ્યાભ્યાસ સારો હોવાને લીધે અંગ્રેજી જ્ઞાન પણ સારી રીતે પ્રાપ્ત કરી શક્યા છે, પરંતુ તેમના કાકા હરિલાલભાઈને પોતાના વહીવટના કામમાં ચતુરભાઈની જરૂર હોવાથી તેમને વિદ્યાભ્યાસ છોડી દેવાની જરૂર પડી હતી. આ પ્રમાણે તેમનો વિદ્યાભ્યાસ છોડાવી દેવાની હરિલાલભાઈએ કરેલી ભૂલ કઢંગી સ્થિતિમાં મુકાયેલા ચતુરભાઈથી સુધરી શકી નહીં, તો પણ વડીલોના રાજદ્વારી સંસ્કારો તેમનામાં ઊતરી આવેલા હોવાને લીધે, તે તરફ તેમનું દુર્લક્ષ નહોતું. હરિલાલભાઈએ તેમના ઉપર નાખેલો વહીવટ કામનો બોજો સહન કરી, પ્રસંગોપાત્ત રાજકાજનો અભ્યાસ જારી રાખ્યો. પરિણામે તેમણે જૂજ વખતમાં કેટલીક રાજખાતાની પરીક્ષાઓ પસાર કરી. ઘરકામનો વહીવટ હરિલાલભાઈને સોંપી દઈ પોતે વિસનગર અને મહેસાણા તાલુકાની નોકરીમાં જોડાયા અને હાલમાં તેઓ શ્રીમંતના રાજ્યમાં સારા હોદ્દેદાર છે. તેઓ દેશાટનના શોખીન હોવાને લીધે યાત્રાના નિમિત્તે હિંદુસ્થાનની મુસાફરીએ નીકળી, કેટલાંક વેપારી મથકો વિષે પણ ઊંડું

જ્ઞાન મેળવ્યું છે. તેમની મનોવૃત્તિ ચંચળ હોવાને લીધે સં. ૧૯૫૭માં તેમણે વેપાર નિમિત્તે જાપાનની મુસાફરીએ જવાની સઘળી તૈયારીઓ કરી હતી. પરંતુ હરિલાલભાઈને તેની ખબર પડવાથી તેમને ત્યાં જતા અટકાવવા વિઘ્ન નાખ્યું અને મઝિયારો વહેંચવાની ગરબડમાં તેમનાથી જાપાન જઈ શકાયું નહિ. પોતાના કાકાથી સં. ૧૯૫૯માં જુદા થયા પછી, તેમનું મન વેપાર પ્રતિ વિશેષ રોકાયેલું હોવાને લીધે તેમણે સં. ૧૯૬૨માં સિદ્ધપુરના સુપ્રસિદ્ધ શ્રેષ્ઠ મુલ્લાં મહમદઅલી સાહેબ સાથે મળી તેમના ભાગમાં એક ઓઈલ મિલ સ્થાપી.

આ શેઠની આફ્રિકાના ડિજ્યુબુટીમાં મોટી પેઢી છે તેના મૅનેજર ચતુરભાઈના ભાઈ પરભુલાલ અમીન છે.

પોતાના વડીલોએ પ્રાપ્ત કરેલા ખેરવા ગામના વહીવટ સંબંધી માંહોમાંહે ક્લેશ થયેલો, તેમ જ શ્રીમંત સરકાર તરફથી કેટલાક અગત્યના ફેરફારો થયેલા, જે કારણે તેમના હકોને નુકસાન થયેલું. પણ શ્રીમંતની કૃપા મેળવી પોતાની અડચણોનું નિવેદન કરી તેઓ તે દૂર કરાવી શક્યા છે. રાજ્યના અમલદારો સાથે હળીમળીને નેક બુદ્ધિથી શ્રીમંત સરકારની નોકરી કરવાના ઉત્તમ ગુણોએ કરીને રાજ્યના અમલદારોની તેઓ સારી લાગવગ મેળવી શક્યા છે અને તેના પરિણામે પોતાના જ્ઞાતિબંધુઓને આવતી મુશ્કેલીઓ દૂર કરવા પ્રસંગોપાત્ત પ્રયાસ કરે છે. ના. શ્રીમંત સરકારે પસાર કરેલ બાળલગ્નના કાયદાથી જ્ઞાતિબંધુઓ દંડાઈ ન જાય તે ખાતર તેમણે કાળજી રાખી સારો પ્રયાસ કર્યો છે. વળી, તેઓ ઉમિયા માતાની કમિટીમાં હોઈ તેમ જ જ્ઞાતિના આગેવાનો સાથે પણ સારો સંબંધ હોવાને લીધે સં. ૧૯૬૭ના વિવાહપ્રસંગે તેમણે જ્ઞાતિની ઉત્તમ સેવા બજાવી હતી, જે માટે તેમને ખાસ ધન્યવાદ ઘટે છે. તદુપરાંત, પોતાના કનિષ્ઠ બંધુ માણેકલાલને પણ પ્રસંગોપાત્ત જ્ઞાતિહિતનાં કાર્યોમાં ભાગ લેતા કરીને 'કડી પ્રાંત ખેડૂત સમાજ' અને ઉમિયા માતાના મેળાની સ્થાપના કરવામાં આગેવાનીભર્યો ભાગ લીધો છે. કડી પ્રાંતના કૃષિકારો લાભ લઈ શકે તે ઈરાદે તેમણે ખેતીવાડીને લગતું 'મોડેલ ફાર્મ' જગુદણ ગામે ઉઘડાવ્યું છે.

### શ્રી ઉમિયા માતાજી સંસ્થાન

ભાટ-વહીવંચાદિ એવી વાતો કરે છે કે પ્રાચીનકાળમાં શંકર ભગવાને સ્વહસ્તે, હાલ જ્યાં ઊંઝા છે ત્યા પોતાના પટરાણી દેવી

શ્રી ઉમિયાજીની સ્થાપના કરી હતી અને તેથી તે સ્થાન કેટલાક કાળ સુધી ઉમિયાપુરીના નામથી પિછાણાતું હતું. પરંતુ કાળના વહન સાથે ધીમે ધીમે તે નામનો અપભ્રંશ થયો અને તેને બદલે તે ઊંઝા કહેવાવા લાગ્યું. બીજો આધારવાળો એવો ઉલ્લેખ છે કે, ઈ.સ. ૧૫૬-સંવત ૨૧૨માં દેસાઈ પટેલોના પૂર્વજ વ્રજપાલજી માધાવતીના રાજવી હતા. તેઓ પોતાનું રાજય ગુમાવી બેઠા હતા. શ્રીસ્થળમાં તેઓ માતૃગયા કરવા આવ્યા હતા, ત્યાંથી પાછા ફરતાં તેમને પોતાના ઘણા કૂર્મીભાઈઓ મળ્યા. તેઓના અતિ આગ્રહથી પોતે ત્યા રહેવાનો નિર્ણય કર્યો અને સઘળાઓને ત્યાં વસાવી શ્રી ઉમિયાજીની સ્થાપના કરી. તે પરથી તેનું ઉમાપુર અને પછી ઊંઝા નામ પડ્યું. જે વખતે માતાજીની સ્થાપના થઈ ત્યારે દેવળની શી સ્થિતિ હતી તે વિશે વધારે કાંઈ જાણવામાં આવ્યું નથી. અહીં આસપાસ વસતા સઘળા કૂર્મીઓ દેવીશ્રીને કુળદેવી માની ત્યાં વારંવાર દર્શન, બાધા, પૂજન, અર્ચન, નૈવેદ્ય વગેરે કરવા આવતા. તેઓનો પુરોહિત નાગર ગોર દેવીશ્રીની પૂજા કરતો હતો, તેથી જ્ઞાતિબંધુઓનો તેના પ્રતિ ઘણો પૂજ્યભાવ હતો. તે નાગર દ્વારા વનરાજના સમયમાં પ્રધાન ચાંપરાજે આપણી લગ્નપદ્ધતિમાં ફેરફાર કરાવ્યો હતો તેવી ગાથાઓ સાંભળવા મળે છે. ત્યારથી લગ્નનિર્માણ કરવાનું સ્થાન ઉમિયા માતાજીનું મંદિર બન્યું અને તેના મહિમામાં વૃદ્ધિ થતી ચાલી. આ પ્રમાણે અણહીલપુરના રાજઅમલમાં એટલે કે સંવત ૮૦૦ - ઈ.સ. ૭૪૬થી સં. ૧૩૫૩ - ઈ.સ. ૧૨૯૭ સુધી, અર્થાત્ ગુજરાતમાં મુસલમાની રાજઅમલ થયો ત્યાં સુધી કણબીઓની ચડતી હતી. એટલે દેવીશ્રીના ધામની પણ પૂર્વ સ્થિતિ ઘણી પ્રશંસનીય હતી. ત્યાર પછીથી દેવસ્થાનો વગેરે માથે વિટંબણાઓ આવી, તેમાં આપણી કુળદેવીનું ધામ પણ જોખમાયું હોય તેમ મનાય છે. પાછળથી તે દેવળ, જ્ઞાતિબંધુઓએ ઈંટ-ચૂનાથી બંધાવ્યું હતું. તે તે જ સ્થિતિમાં છેક ઈ.સ. ૧૮૪૦-૧૮૫૦ સુધી રહ્યું. જયારથી ના. અંગ્રેજ સરકારનું રાજય આવ્યું અને દેશમાં લૂંટારા વગેરેનો દોર તદ્દન દફે થઈ ગયો અને સર્વત્ર શાંતિ વ્યાપી રહી ત્યારથી લોકોનો દેશ-પરદેશ સાથેનો સંબંધ વધતો થયો, તેમ તેમ યાત્રાદિ પ્રવૃત્તિ વધવા લાગી. આપણી કુળદેવીના આ ધામની પણ કૂર્મી ભાઈઓએ યાત્રાઓ શરૂ કરી. જર્જરિત થઈ ગયેલા દેવળનો જીર્ણોદ્ધાર કરાવવા સહુ યાત્રાળુઓને ઈચ્છા થતી. પણ જયાં સુધી આગળ પડી કોઈ કરનાર ન મળે ત્યાં સુધી આવાં કોઈ પણ સાર્વજનિક કામ થઈ શકતાં નથી. તે જ ન્યાયે, દેવળને સમરાવવા જ્ઞાતિબંધુઓમાં

ઊપડેલી તીવ્ર ઈચ્છા ઈ.સ. ૧૮૬૦ સુધી તૃપ્ત થઈ નહિ. પણ હવે આ સમયમાં અમદાવાદના રા. રા. રામચંદ્ર મનસુખરામ નામના જ્ઞાતિબંધુના હૃદયમાં કુળદેવીએ પ્રેરણા કરી અને તેથી તેમણે જ્ઞાતિબંધુઓની એક સભા બોલાવી. સભામાં આખી જ્ઞાતિમાંથી ઉઘરાણું કરવા સર્વાનુમતે ઠરાવ થયો. તે મુજબ પાટડી, વિરમગામ, અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, કડી પ્રાંત, દક્ષિણમાં વરાડ અને ખાનદેશ તથા નિમાડ, કાઠીઆવાડ વગેરે જે જે ભાગોમાં કણબીઓની વસ્તી છે તે તે ભાગમાં ઉઘરાણું કરાવ્યું અને માતાજીની કૃપાથી લગભગ એક લાખ રૂપિયા એકઠા થયા. તેમ થતાં જ્ઞાતિના સદ્‌ગૃહસ્થોએ મળી પથ્થરનું દેવાલય બાંધવા ઠરાવ કર્યો અને તે કામ માતાજીના પરમ ભક્ત રા. રામચંદ્ર મનસુખરામ અમદાવાદવાળાને સોંપ્યું (ઈ.સ. ૧૮૬૫).

ઈંટ-ચૂનાના દેવળની જગાએ પથ્થરનું નવું દેવળ, ઈંટ-ચૂનાના ઘુમ્મટવાળી ચોકીઓ, મંડપ, નીચે ભોંયરું વગેરે તૈયાર થયાં, પરંતુ કેટલુંક કામ અપૂર્ણ રહ્યું. રા. બ. લશ્કરી શેઠે તે પૂર્ણ કરવા તથા બીજું નવું કામ કરવા પણ ધારણા કરી. આ હેતુ બર લાવવા જ્યારે ના. સર સયાજીરાવ ગાયકવાડ ઈ.સ. ૧૮૮૨માં કડી પ્રાંતમાં પધાર્યા ત્યારે તેમના ખાનગી કારભારી તથા કડી પ્રાંતના સૂબા સાહેબ રાવબહાદુર લક્ષ્મણરાવ જગન્નાથ દ્વારા, નજીકનું ઉમિયાદેવીનું ધામ જોવાને તથા અપૂર્વ કામ પૂરું કરવામાં તથા ધર્મશાળા બાંધવામાં યોગ્ય મદદ આપવાને તેઓશ્રીને વિનંતી કરાવી. તે મુજબ, ના. ગાયકવાડ સરકાર પધાર્યા, પણ ત્યાં કોઈ આગળ પડતો નર ન હોવાથી દ્રવ્ય સંબંધી કોઈએ કશી માગણી કરી નહિ. પરંતુ તે સંબંધે સૂબાસાહેબનો રા. બા. બહેચરદાસ લશ્કરી પર પત્ર હતો, જેમાં જણાવ્યું હતું કે, 'જો તમે યોગ્ય રકમ એકઠી કરશો તો શ્રીમંત મહારાજા સાહેબ પણ બહોળે હાથે મદદ કરશે.'[૧]

આ પ્રમાણેની સૂચના મળવાથી રા. બ. બહેચરદાસ લશ્કરી શેઠે તા. ૧૮-૧-૧૮૮૩ના દિવસે, માતાજીના અપૂર્ણ દેવળને પૂરું કરવા અને તેને અંગે એક સારી ધર્મશાળા બંધાવવા વિશે વિચાર કરવા મોટાં મોટાં બાસઠ ગામોના પાટીદારોને પોતાને ત્યાં તેડાવી એક અઠવાડિયા સુધી રાખ્યા અને યોગ્ય સેવાચાકરી કરી. તે ગામોના લગભગ ચારસો પ્રતિનિધિઓ આવ્યા હતા. તેમને માતાજીના દેવળ વિશે, ધર્મશાળા વિશે

૧. 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા' - તા. ૧૩-૧-૧૮૮૩.

તથા સૂબાસાહેબના પત્ર વિશે એમ સઘળા કામની સમજણ પાડી કે તરત જ સહુએ મળી ત્યાં જ રૂ. ૫,૨૮૬ ભરી આપ્યા. ત્યારબાદ આ ધર્મકાર્યમાં રૂ. ૧,૦૦૧ પાટડીના ના. દરબારશ્રીએ તથા રૂ. ૧,૦૦૦ રા. બ. બહેચરદાસ શેઠે, જ્યારે રૂ. ૨,૦૦૪ બીજાં પરચૂરણ ગામોએ ભરી આપ્યા. એટલે કુલ રૂ. ૯,૨૯૧ થયા. આ પ્રમાણે ભરાયેલી રકમ વિશે તથા નેક નામદાર ગાયકવાડ સરકાર તરફથી યોગ્ય મદદ મેળવવા શેઠજીએ કડી પ્રાંતના સૂબાસાહેબ રા. બ. લક્ષ્મણરાવને પત્ર લખ્યો (તા. ૧૪-૧૦-૧૮૮૩). તે ઉપરથી સૂબાસાહેબે હજૂરમાં લખાણ કર્યું (તા. ૪-૧૨-૧૮૮૩), જેના પ્રત્યુત્તરમાં મહારાજા સાહેબે આ કામમાં રૂ. ૧,૫૦૦ સિક્કાઈ આપવા તા. ૨૬-૧૨-૧૯૮૩ના રોજ હુકમ કર્યો અને એ રીતે શેઠને તે રકમ મળી.

સને ૧૮૮૪ના જાન્યુઆરીની ૨૪મી તારીખે, ઊંઝા સ્વસ્થાનમાં કેટલાક આગેવાનોની કમિટી મળી અને તેમાં, આખા દેશમાં જ્યાં જ્યાં કડવા કણબીઓ વસતા હોય ત્યાંથી ઘર દીઠ એક એક રૂપિયો ઉઘરાવવા ઠરાવ કર્યો; અને વિશ્વાસપાત્ર માણસો રાખી ઉઘરાણું શરૂ કરાવ્યું. બીજી તરફથી તા. ૨૫-૧-૧૮૮૫ના દિવસે લશ્કરી શેઠે મકાનો અને ધર્મશાળાનાં કામોના નમૂના તથા ખર્ચનો અડસટેલો આંકડો રૂ. ૧૩,૦૫૧ વગેરેનાં કાગળિયાં મીટિંગમાં મૂક્યાં, જે સહુને ગમ્યાં; અને તે પ્રમાણે કામ કરાવવા અને નજરમાં આવે તો યોગ્ય સુધારાવધારા સાથે તે કામ પૂરું કરવાની સત્તા તેમને આપી. જુદાં જુદાં ગામોનું ઉઘરાણું આવ્યા બાદ સને ૧૮૮૬ના ઓક્ટોબર સુધીમાં કુલ રૂ. ૨૫,૦૬૮ થયા. તે ઉપરથી, ઠરાવ કરવામાં આવ્યા પ્રમાણે, સને ૧૮૬૫માં રા. રા. રામચંદ્ર મનસુખરામભાઈના હાથથી અપૂર્ણ રહેલું દેવળનું કામ તથા માતાજીના પથ્થરના ભવ્ય અને નકશીદાર દેવાલયને ફરતી ૨૫ ફૂટ જગાની છૂટ રાખી, યાત્રાળુઓના ઉપયોગ સારુ પથ્થર તથા ચૂનાથી વિશાળ ધર્મશાળા બાંધવાના કામમાં રૂા. ૧૭,૫૩૮ ખર્ચ થયા. તે વિશાળ ધર્મશાળા પૂર્વ-પશ્ચિમ ૧૮૫ ફૂટ લાંબી છે તથા ઉત્તરે ૧૬૦ ફૂટ તથા દક્ષિણે ૧૪૮ ફૂટ છે. તેમાં ૬૧ વિભાગ છે. તે ખંડને મહેરાબદાર દરવાજા છે. થાંભલા, કમાનોનાં મથાળાં અને ભોંયતળિયાની કિનારીમાં સઘળે પથ્થરો વાપર્યા છે; અને ધર્મશાળા ઉપર છોબંધ મજબૂત ધાબું બનાવી ચોગરદમ ફરતી અગાસી કરી છે. ધર્મશાળાના ચારે ખૂણે ચાર ઘુમ્મટ છે, જે દૂરથી તેની શોભા

અને ભવ્યતામાં ઓર વધારો કરે છે. આ ઘુમ્મટની નીચે સગવડવાળા બારીઓ સાથેના અને ઝરૂખેદાર ઓરડાઓ છે, જેમાં યાત્રાળુઓ કુટુંબ સાથે રહી શકે છે. ખંડોમાં તમામ ઠેકાણે ભોંયતળિયે ચોરસાં જડી લીધેલાં છે. ધર્મશાળાની ઘણી બાજુએ અંદર ઓટલા છે, તેના પર લોખંડના થાંભલા ઊભા કરી જસતનાં પતરાં જડી દીધાં છે, જેથી ચોમાસામાં વાવાઝોડા વેળા અંદર વાછાંટ આવી શકે નહિ. પૂર્વ બાજુના પ્રવેશવાના દરવાજે ૨૨ ફૂટ લાંબી અને ૧૧ ફૂટ પહોળી ઓરડી ગવૈયાને રહેવા સારુ કરી છે, તેમ જ દક્ષિણ ભણી ગવૈયા સારુ એવી એક ઓરડી કરી છે. આ વિશાળ ધર્મશાળામાં ત્રણ હજાર યાત્રાળુઓની સગવડ ખુશીથી થઈ શકે તેવી ગોઠવણ છે. આ ધર્મશાળાની ઉત્તર તરફના દરવાજા ઉપર ઘુમ્મટ તથા પથ્થરની નકશીદાર ખૂબસુરત કમાનો છે. દેવળમાં રંગબેરંગી આરસપહાણની શોભાયમાન ફરસબંધી કરી છે. મંડપની નીચે એક ભોંયરું બનાવ્યું છે અને તેનું તળિયું ખૂબ મજબૂત કર્યું છે. મંડપને પણ ત્રણે તરફ બારીક નકશીકામની કમાનો બનાવી છે. તે જોતાં હિંદુસ્થાનની પ્રાચીન શિલ્પકલાની તારીફ કર્યા વિના કોઈ પણ પ્રેક્ષકને ચાલે તેમ નથી.

માતાજીના દેવળને લગતી ધાબાબંધ મુખ્ય ધર્મશાળા ઉપરાંત બીજી ૧૨૫ ફૂટ લાંબી અને ૧૦૨ ફૂટ પહોળી નાની ધર્મશાળા બાંધવામાં આવી છે, જેમાં રૂ. ૩,૪૭૬ ખર્ચવામાં આવ્યા છે. તેમાં પ્રવેશવા ગામ તરફ દ્વાર છે. ત્યાં લાકડાનો એક દરવાજો બનાવ્યો છે. પૂર્વ-પશ્ચિમ દિશાએ પડાળીઓ છે. તે ઉપરાંત ઉત્તર બાજુ સાત ખંડ છે. ભોંયતળિયાના પાંચ ઓરડાઓ દુકાનો તરીકે વપરાય છે અને બાકીના બે ઓરડાઓને મેડા તથા ધાબાં છે, તેમાં પૂજારી તથા માતાજીના સ્વસ્થાનના વહીવટદાર રહે છે. આ ધર્મશાળામાં પણ ૫૦૦ માણસોની સગવડ છે. આ પ્રમાણે ખર્ચ થવા ઉપરાંત રૂ. ૩,૨૬૨ માતાજીના દેવળમાં આરસપહાણ માટે તથા રૂ. ૧,૫૩૭ નોકરોના પગાર વગેરેના મળી કુલ ખર્ચ રૂ. ૨૫,૮૧૨ થયા; જયારે કુલ ઊપજ રૂ. ૨૫,૦૬૮ થઈ હતી.

ઊંઝાના પટેલ ત્રિકમદાસ બેચરદાસ રૂંસાતે માતાજીના દેવળની નજીકમાં પોતાની જમીનનો એક ટુકડો હતો તે દેવીશ્રીના કમ્પાઉન્ડની બહાર ધર્મશાળા બંધાવવા સારુ વિના મૂલ્યે માતાજીના સ્વસ્થાનને અર્પણ કર્યો છે. એ બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

 સને ૧૯૮૭માં દેવળ, ધર્મશાળાઓ વગેરે કામો પરિપૂર્ણ થયાં. મા ઉમાદેવીના સ્વસ્થાનની કમિટીના સભાસદો તેને ખુલ્લાં મૂકવાની વિધિ કરવા ના. ગાયકવાડ સરકારને આમંત્રિત કરવા ગયા, તેથી તેમણે પોતાના વતી કડી પ્રાંતના સૂબાસાહેબને તે વિધિ કરવા હુકમ કર્યો. આઠ-દશ હજાર માણસો એકઠા થયા અને તા. ૬-૨-૧૮૮૭ના દિવસે આ (ઉદ્‌ઘાટન) વિધિ થઈ. ના. ગાયકવાડ, સરકાર તરફથી માતાજીને કીમતી પોશાક ભેટ ધરાયો તથા આવા લોકહિતના કાર્યમાં તન, મન અને ધનથી ભાગ લેવા માટે શેઠ બહેચરદાસ લશ્કરીને સરકારશ્રી તરફથી શાલ, જોટો તથા પાઘડી ભેટ મળ્યાં; જ્યારે કમિટીના મેમ્બરોએ તેમનો આભાર માન્યો. માતાજીના દેવળ પર શિખર ચડાવવાની ભેટ રૂા. ૨,૦૦૦ પા. નાગરદાસ ઉગરદાસ તથા કશળદાસ કિશોરદાસે આપ્યા હતા.

દેવળ તથા ધર્મશાળાઓ વગેરેનું કામ થઈ ગયા પછી, આવા એક જબરજસ્ત ધામમાં અથવા આસપાસમાં મીઠા પાણીની કાંઈ પણ સગવડ ન હોવાથી યાત્રાળુઓને ભારે વિટંબણા પડતી હતી તે પ્રશ્ન કમિટીએ હાથ પર લીધો અને સંવત ૧૯૪૩ના ચૈત્ર સુદ-૮ - ઈ.સ. ૧૮૮૭ની પહેલી એપ્રિલે એક જળાશય બંધાવવા ઠરાવ કર્યો. આ વખતે મોટો મેળો ભરાયેલો હોવાથી, દેશદેશમાંથી જ્ઞાતિના બાર હજારથી પંદર હજાર માણસોએ હાજરી આપી હતી. તેમની સમક્ષમાં અને કડી પ્રાંતના સૂબા રા. બ. રામચંદ્ર ગોપાળરાવ હરિ દેશમુખના હસ્તે તે જળાશયના પાયામાં, તે જ દિવસે પથ્થર મુકાવી ખાતમુહૂર્ત કર્યું. તે પછી આવા એક જળાશય માટે જોઈતા બાહોશ કારીગરો, શેઠ બહેચરદાસે પોતાને ત્યાંથી મોકલી કામ શરૂ કરાવ્યું. માનસરોવરમાં પાણી નિર્મળ રાખવા સારુ તેની નજીકમાં જ એક ઊંડો કૂવો કરાવ્યો અને તેના તળિયેથી તે માનસરોવરના મધ્યના કૂવાના તળિયા સુધી, નીચે પથ્થરની ગટર (સુરંગ) બંધાવી બંનેનો સંબંધ જોડી દીધો, કે જેથી પાણી અસ્વચ્છ થાય ત્યારે તેને તદ્દન ઉલેચી શકાય. આ કૂવામાંથી માતાજીની વાડીને પાણી પવાય છે. જળાશયનું નામ માનસરોવર રાખ્યું છે. તે ૧૨૦ ફૂટ લાંબુ, ૧૨૦ ફૂટ પહોળું અને ૫૬ ફૂટ ઊંડું છે. તેમાં ચારે બાજુથી ઊતરવા પથ્થરનાં પગથિયાં છે. તે બંધાતું હતું ત્યારે કમિટીને ઘણા માણસો તરફથી અંદર એક શિવાલય બનાવવા  સૂચન કરવામાં આવ્યું હતું. તેથી એક નાનું પણ સુંદર શિવાલય બંધાવ્યું છે, જે ૯ ફૂટ પહોળું તથા ૨૮ ફૂટ ઊંચું છે. માનસરોવર કૂવો, શિવાલય

વગેરેમાં એકંદરે ૧૨,૦૦૦ રૂપિયાનું ખર્ચ થયું હતું. તે તૈયાર થઈ રહ્યું ત્યારે જ શેઠ બહેચરદાસ સ્વર્ગવાસી થયા હતા, તેથી તેમના પુત્ર શેઠ શંભુપ્રસાદભાઈએ કમિટીની સલાહ મુજબ ગામેગામ આ પ્રસંગની પત્રિકાઓ મોકલી સં. ૧૯૫૧ના મહા વદ-૪, બુધવાર, તા. ૧૩-૨-૧૮૯૫ના દિવસે યોગ્ય વિધિ કરાવી જળાશય ખુલ્લું મુકાવ્યું.



ઉપર પ્રમાણે ઊંઝામાં માતાજીના દેવળની અને તેને ફરતાં બાંધકામોની સ્થિતિ છે, પરંતુ સમારકામ કરાવવાનો પ્રસંગ આવી લાગ્યો છે અને જો અત્યારથી તે કામ હાથ પર લેવામાં નહિ આવે તો ભવિષ્યમાં વધારે ખર્ચ કરવાની જરૂર પડશે. અમારા ધારવા પ્રમાણે બે હજારથી ત્રણ હજાર રૂપિયા સમારકામમાં થાય તેમ છે. આ ખર્ચ જ્ઞાતિબંધુઓની અને માતાજીના સેવકોની સંખ્યાના પ્રમાણમાં નહિ જેવું જ છે. દર વૈશાખ સુદ પૂનમે મેળો ભરાય છે. તે વખતે દેશપરદેશના ઘણા બંધુઓ ત્યાં આવે છે. યાત્રાળુઓ માટે ઊતરવાની સગવડ છે. વાસણ-ગોદડાં સ્વસ્થાનમાંથી નિયમસર ભાડાની જૂજ રકમ લઈ આપવામાં આવે છે, જે રકમ તે જ કામના ઉપયોગમાં લેવાય છે. માતાજીની પાવડીપૂજા, ભયો, થાળ વગેરે પણ થાય છે, તે માટે ભેટની રકમ જૂજ રાખી છે, કે જેથી તમામ ભાઈઓ તેનો લાભ લઈ શકે.

વાગરા તાલુકાના સુત્રેલ ગામના પા. ઈશ્વરદાસ ઝવેરભાઈએ ટ્રસ્ટ કરી પોતાની મિલકતનો મોટો ભાગ માતાજીને અર્પણ કર્યો છે, જેમાં ૧૧૬ વીઘા જમીન અને ૬ ઘર છે, જેની કિંમત આશરે દસ હજારની છે અને તેની વાર્ષિક પેદાશ આશરે રૂ. ૪૦૦-૫૦૦ આવી શકે છે. ધન્ય છે આવા ભક્તોને ! બીજી પણ જે મિલકત તેમનાં પત્ની પાસે છે તે તેમના મરણ પછી માતાજીના સંસ્થાનને મળે તેવો વિલ (વસિયતનામા)માં હક્ક કર્યો છે.

માતાજીના સંસ્થાનમાં સદાવ્રત અપાય છે. પ્રથમ સદાવ્રત શરૂ કરતાં ઊંઝાવાસી કણબીઓએ દર સાલ હળ દીઠ અધમણ અનાજ આપવા કબૂલ કરેલું, પણ પાછળથી તેઓ ઘણા શિથિલ થઈ ગયા. છતાં પણ તે ખાતું ચાલે છે. જે કંઈ તેમાં ખૂટે છે તે માતાજીના ફંડમાંથી ઉમેરાય છે.

માતાજીનું સિંહાસન શેઠ શંભુપ્રસાદભાઈના વખતમાં થયેલું. જામદરખાનામાં માલૂમ પડતી ઘણી કીમતી ચીજો તથા માતાજીના દાગીના આદિ જ્ઞાતિબંધુઓની ભેટોના છે. માતાજીના સંસ્થાનનો વહીવટ કમિટી

દ્વારા થાય છે. હાલ તેના પ્રેસિડેન્ટ શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી છે. કારભારી તરીકે દવે ગણપતરામ લલ્લુરામ લગભગ ત્રીશ વર્ષથી કામ કરે છે, જેઓ અનુભવી અને જૂના માણસ છે.

## ઈન્ફન્ટિસાઈડ સ્કોલરશિપ

આપણે આગળ જોઈ ગયા તેમ, હિંદુસ્થાનની નામદાર સરકારે દેશના જુદા જુદા ભાગમાં ચાલતો બાળકી-હત્યાનો છૂપો પ્રસાર અટકાવવા, સને ૧૮૭૦માં ઍક્ટ પાસ કરી, જરૂર પ્રસંગે તેને લગતા કાયદા ઘડવા સ્થાનિક સરકારોને સત્તા આપી; ત્યારે મુંબઈ ઈલાકામાં વસતી લેઉવા કડવા કૂર્મી જ્ઞાતિ માટે પણ જુદા જુદા રિપોર્ટ થયેલ હોવાથી તથા સદરહુ લોકોની વસ્તીગણતરી થતાં, પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી ઓછી માલૂમ પડવાથી બાળાઓનો બચવા કરવા, તે કાયદાની રૂએ ના. મુંબઈ સરકારે જુદા કાયદા ઘડી, હિંદ સરકારની મંજૂરી મેળવી, સને ૧૮૭૧ની ૧૫મી એપ્રિલે તે કાયદા બહાર પાડ્યા. તે કાયદાઓની અમુક કલમો પ્રમાણે જ્ઞાતિમાં થતાં જન્મ, મરણ, વિવાહ, લગ્ન વગેરે ફી લઈને નોંધવામાં આવતાં હતાં. આવી રીતે એકઠી થયેલી ફીનાં નાણાંનું સને ૧૮૭૩માં ઈન્ફન્ટિસાઈડ ફંડ બનાવવામાં આવ્યું. આ પ્રમાણે દિન-પ્રતિદિન વૃદ્ધિ પામતું જતું ફંડ નામદાર સરકારમાં ઘણી લાંબી મુદત સુધી પડ્યું રહ્યું. જ્યારે આ જ્ઞાતિ માટે ના. મુંબઈ સરકારે કાયદા ઘડ્યા ત્યારે આ ફંડનો શો ઉપયોગ કરવો તે વિશે કાંઈ પણ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું નહિ હોવાથી અને ઘણા વખતથી આ ફંડ ઉપયોગમાં આવ્યા સિવાય પડી રહેલ હોવાથી સને ૧૮૮૯માં મુંબઈ લેજિસ્ટેલિવ કાઉન્સિલના ઓનરેબલ સભાસદ મિ. બર્ડવૂડે એક બિલ રજૂ કર્યું, જેની ભૂમિકા અને સાર નીચે પ્રમાણે છે.

આ ફંડમાં ખેડા જિલ્લામાંથી માત્ર રૂ. ૮,૭૩૬ થયા છે તથા અમદાવાદ જિલ્લામાંથી રૂ. ૬૨,૪૫૨ થયા છે. આ એકત્ર રકમ લગભગ વીશ વર્ષથી પડી રહી છે, છતાં તેને માટે કોઈ યોજના થયેલ નથી; તેમ લેઉવા કડવા બંને જ્ઞાતિઓ તરફથી એકઠું કરવામાં આવેલ આ ફંડ, માત્ર અમુક જ જ્ઞાતિમાં વપરાય એમ યોજના કરવી તે મુશ્કેલ છે; માટે આ રકમ તે જિલ્લાઓમાં પાણી પૂરું પાડવા, આરોગ્ય વધારવા, કેળવણી આપવા વગેરેમાં સ્વતંત્ર રીતે વાપરવા તે જિલ્લાનાં[1] લોકલ બોર્ડોને સોંપી દેવી.



૧. 'બૉમ્બે ગેઝેટ' - તા. ૧૮-૯-૧૮૮૬

આ પ્રમાણે આ ફંડ લોકલ બોર્ડને સોંપાવાની બિના જાહેરમાં આવતાં, આપણી જ્ઞાતિનાં જુદાં જુદાં ગામોની સહીઓ વાળી એક અરજી મુંબઈ સરકારમાં મોકલીને એવી માગણી કરી કે, અમારી જ્ઞાતિમાંથી એકઠાં કરવામાં આવેલ નાણાં અમારી જ્ઞાતિનાં બાળકોની કેળવણીમાં જ વપરાવાં જોઈએ; અને લેઉવા-કડવા વિભાગમાંથી આવેલ નાણાંના પ્રમાણમાં જ્ઞાતિના તે જુદા જુદા ભાગનાં બાળકોને લાભ મળવો જોઈએ.

આ અરજી પર નામદાર સરકારે રહેમદિલીથી વિચાર કરી નીચે પ્રમાણે ઠરાવો બહાર પાડ્યા.[૧]

## નિયમો

**અ.** (૧) અમદાવાદમાં મેઈલ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતા લેઉવા અથવા કડવા કણબી જ્ઞાતિના યોગ્ય વિદ્યાર્થીઓને ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની મારફતે રૂ. ૬ની એક એવી બે સ્કોલરશિપો દર મહિને આપવામાં આવશે.

જો કોઈ એવા વિદ્યાર્થીની સ્ત્રી કેળવાયેલ મહેતીજી (શિક્ષિકા) હશે અથવા તો ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતી હશે તો તેને સૌથી પહેલી પસંદ કરવામાં આવશે; એટલે તે સ્કૉલરશિપ મેળવનાર ઉમેદવારોમાં તેનો હક્ક પ્રથમ ગણાશે.

(૨) અમદાવાદમાં ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતી લેઉવા અથવા કડવા જ્ઞાતિની યોગ્ય સ્ત્રીઓને રૂ. ૮ની એક અને રૂ. ૭ની એક એવી બે સ્કૉલરશિપો ઉત્તર વિભાગના ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની મારફતે આપવામાં આવશે. તે સ્કૉલરશિપની ઉમેદવારોમાં જે સ્ત્રીનો પતિ કેળવાયેલ મહેતાજી હશે અથવા તો અમદાવાદ મેઈલ ટ્રેનિંગ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતો હશે તો તેનો હક્ક સૌથી પહેલો ગણાશે.

લોકલ બોર્ડના નિયમો અનુસાર કોઈ પણ સ્કૉલરશિપ મળતી હશે, તો તે ઉપરાંત પણ આ સ્કૉલરશિપો આપવામાં આવશે. જો વિદ્યાર્થી નિયમિત હાજર રહેશે, સારી વર્તણૂક રાખશે અને સંતોષકારક રીતે ભણશે તો આ સ્કૉલરશિપો જ્યાં સુધી તે કૉલેજમાં ભણશે ત્યાં સુધી આપવામાં આવશે.



૧. 'બૉમ્બે ગેઝેટ' - ભા. ૧, પાન ૫૧૨-૧૩, નં. ૨૨૨૦, તા. ૫-૫-૧૯૦૪

**ચ.** જિલ્લાના લોકલ બોર્ડની અને મ્યુનિસિપાલિટીની કન્યાશાળાઓમાં ભણતી લેઉવા તથા કડવા કણબી જ્ઞાતિની છોકરીઓને ઉત્તર વિભાગના ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની મારફત, ચાર આનાથી તે એક રૂપિયા સુધીની, ધોરણના પ્રમાણમાં સ્કૉલરશિપો આપવામાં આવશે.

આ સ્કૉલરશિપોનું ખર્ચ પૂરું પાડવા નીચે મુજબ રકમો આપવામાં આવશે :

| | |
|---|---|
| લોકલ બોર્ડ કન્યાશાળાઓ | રૂ. ૭૭૮ |
| મ્યુનિસિપલ પ્રાથમિક કન્યાશાળાઓ | રૂ. ૪૩૦ |

આ સ્કૉલરશિપો નિયમિત હાજરી, સારી વર્તણૂક અને સંતોષકારક અભ્યાસની શરતોથી આપવામાં આવશે; પણ જેટલા દિવસ નિશાળ ઉઘાડી હોય તેના ૨/૩ (બે-તૃતીયાંશ) દિવસો જે છોકરીની હાજરી નહિ હોય તે છોકરીને સ્કૉલરશિપ આપવામાં આવશે નહિ.

**ક.** ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતા લેઉવા અથવા કડવા કણબી જ્ઞાતિના કોઈ પણ વિદ્યાર્થીને, દર મહિને બાર રૂપિયાની સ્કૉલરશિપ ઉત્તર વિભાગના ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની મારફતે આપવામાં આવશે. આ સ્કૉલરશિપના ઉમેદવારોમાં, જે પ્રિવિયસની પરીક્ષા પસાર કર્યા બાદ પૂનાની સાયન્સ કૉલેજમાં (હુન્નરશાળામાં) ખેતીવાડીના સંપૂર્ણ જ્ઞાનના સર્ટિફીકેટને માટે અભ્યાસ કરવા ત્યાં જઈ તે શાળામાં દાખલ થવાનું કબૂલ કરશે તેનો આ સ્કૉલરશિપ મેળવવામાં સહુથી પહેલો હક્ક ગણાશે; અને આ સ્કૉલરશિપ તેને ત્યાં પણ આપવામાં આવશે. તે વિદ્યાર્થીને આ સ્કૉલરશિપ ચાર વર્ષ સુધી અથવા તો તે એ શાળાની છેલ્લી પરીક્ષા પસાર કરે ત્યાં સુધી આપવામાં આવશે. જો આવો કોઈ પણ ઉમેદવાર નહિ હોય તો ગુજરાત કૉલેજમાં છેલ્લી પરીક્ષા સુધી અભ્યાસ કરનાર વિદ્યાર્થીને તે સ્કૉલરશિપ આપવામાં આવશે અને ચાર વર્ષ અથવા ડિગ્રીની (સર્ટિફીકેટની) છેલ્લી પરીક્ષા પસાર કરે ત્યાં સુધી તે સ્કૉલરશિપ મળશે. નિયમિત હાજરી, સારી વર્તણૂક અને સંતોષકારક વિદ્યાભ્યાસની શરતે, ગયા વર્ષની મેટ્રિક્યુલેશનની પરીક્ષાના પરિણામના પ્રમાણમાં, કડવા અને લેઉવા કણબી જ્ઞાતિના યુવકોને વારાફરતી કોઈ પણ વર્ષના જાન્યુઆરી માસથી આ સ્કૉલરશિપ આપવામાં આવશે.

**ड.** હાઈસ્કૂલો તથા સ્પેશ્યલ સ્કૂલોમાં અપાતી સરકારી સ્કૉલરશિપોના નિયમોમાં સરકારે જે જે શરતો મૂકેલી (દર્શાવેલી) છે તે શરતોથી, હાઈસ્કૂલોમાં ભણતા લેઉવા અથવા કડવા જ્ઞાતિના વિદ્યાર્થીઓને ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની મારફતે દરેક મહિને રૂ. ૫ ની એવી ચાર સ્કૉલરશિપો આપવામાં આવશે. પાછલા વર્ગોને માટે જે ઉંમર નક્કી થયેલી છે તે ઉપરની હદ ધ્યાનમાં લઈને તે સ્કૉલરશિપો હાઈસ્કૂલમાં તે વિદ્યાર્થી ભણે ત્યાં સુધી આપવામાં આવશે.



**ઈ.** મિડલ અને અન્ય સ્પેશ્યલ સ્કૂલોમાં અપાતી સ્કૉલરશિપોના નિયમો અનુસાર, મિડલ સ્કૂલોમાં અભ્યાસ કરતા લેઉવા અથવા કડવા કણબી જ્ઞાતિના વિદ્યાર્થીઓને ઉત્તર વિભાગના ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની મારફતે દર મહિને રૂ. ૩ની એક એવી સાત સ્કૉલરશિપો આપવામાં આવશે. ઉંમરની હદ પાછલા વર્ગના વિદ્યાર્થીને માટે નિર્માણ થઈ છે તે સમજવી.

**ફ.** (૧) પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાભ્યાસ કરતા કડવા અથવા લેઉવા જ્ઞાતિના વિદ્યાર્થીઓને યોગ્ય ઈનામો આપવા માટે રૂ. ૧૫૦ ઉત્તર વિભાગના ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની દેખરેખ નીચે ખર્ચવામાં આવશે. ઈનામમાં આપવાની ચોપડીઓ ખેતીવાડીમાં સુધારો થવાના હેતુથી જ પસંદ કરવામાં આવશે.

(૨) દરેક વર્ષે અમદાવાદના ડેપ્યુટી ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ જોઈતી ચોપડીઓ અને બીજાં ઈનામોની એક ખાસ યાદી બનાવીને મંજૂરી માટે ઉત્તર વિભાગના ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ તરફ મોકલશે. આવાં ખાસ ઈનામો નિશાળોનાં ઉપલાં ધોરણોના જ વિદ્યાર્થીઓમાં વહેંચવામાં આવશે અને ચોથા ધોરણથી નીચેના ધોરણમાં વહેંચવામાં આવશે નહિ.



## પ્રકરણ-૪

## સ્વ. રા. બ. ઓ. શેઠ બહેચરદાસ લશ્કરી★

**સી.એસ.આઈ.** (અમદાવાદ)

આ સદ્‌ગૃહસ્થના પિતા શેઠ અમ્બાઈદાસ અમદાવાદ શહેરમાં એક નામાંકિત શરાફ તરીકે જાણીતા હતા. તેઓ પૂનાના પેશ્વા, વડોદરાના ગાયકવાડ અને કંપની સરકાર પાસે પોતાનો શરાફી વહીવટ ચલાવતા હતા. આ અરસામાં ગુજરાતમાં ગાયકવાડ અને પેશ્વાની સંયુક્ત સત્તા ચાલતી હોવાથી, દેશમાં અવ્યવસ્થા વ્યાપી રહી હતી. અલ્પ સમયમાં ના. ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ ગુજરાતનું રાજ્ય પોતાના સ્વાધીન લીધું, તેવા દેશના ઉદયકાળમાં જ સને ૧૮૧૮ - સં. ૧૮૭૪ના આસો વદ-૯ના દિવસે શેઠ બહેચરદાસનો જન્મ થયો. તે સમયને ઉપયોગી ગુજરાતી તેમ જ મરાઠી તથા ઉર્દુ ભાષાઓનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો. મુસલમાનોની સત્તાના સમયે પણ તેમના કુટુંબની રાજભક્તિથી પ્રસન્ન થઈ, તે સમયના સત્તાધીશે તેમને વોડસન અને ડેંગુચા બે ગામો બક્ષિસ આપ્યાં હતાં. સને ૧૮૪૫માં તેમણે ના. ઈસ્ટ ઈન્ડિયા કંપનીની લશ્કરી ખાતામા નોકરી સ્વીકારી અને સારું નામ કાઢ્યું હતું. પરંતુ અલ્પ સમયમાં જ ભાવિએ તેમને તે દિશામાંથી અન્ય દિશામાં દોર્યા. અચાનક જ તેમના પિતાજીનો સ્વર્ગવાસ થતાં, તેમને એવી માનભરી નોકરી છોડવાની અનિવાર્ય આવશ્યકતા આવી પડી. પોતાના પિતાજીની અમરેલી, રાજકોટ, ભુજ, ડીસા અને નિમચ વગેરેની જુદી જુદી પેઢીઓનો વહીવટ તેમણે હાથમાં લીધો; અને ઘણા અંગ્રેજ અધિકારીઓના વારંવારના પરિચયમાં આવવાથી, પોતાના મિલનસાર અને માયાળુ સ્વભાવથી, તેઓ અધિકારીવર્ગમાં ઘણા લોકપ્રિય થઈ પડ્યા. શરૂઆતમાં તેમણે અંગ્રેજી ભાષાનો બિલકુલ અભ્યાસ કરેલો નહોતો, તો પણ પાછળથી આવા

---

૧. "Representatives of India" ('હિન્દુસ્થાનના મહાન પુરુષો') નામક અંગ્રેજી પુસ્તક ઉપરથી તેમ જ મળી આવેલી વિગતો પ્રમાણે, આ જ્ઞાતિભક્ત વીરપુરુષના જીવનની હકીકત અત્રે આપવામાં આવી છે.

સંજોગોમાં મુકાતાં કેપ્ટન કૌલી સાહેબના તે એક કૃપાપાત્ર થયા અને તેમણે તેમને પોતાની પાસે રાખી, ખાસ કાળજીથી અંગ્રેજી ભાષાનો ઉમદા અભ્યાસ કરાવ્યો. પોતાની યુવાન વય છતાં, પિતાજીનો ચાલુ ધંધો ઘણી બાહોશી, દીર્ઘદૃષ્ટિ અને ઠરેલપણાથી ચલાવવા માંડ્યો. આવી વાણિજ્ય સ્થિતિમાં પણ, તેમણે પોતાની જ્ઞાતિ પ્રત્યેનો ધર્મ અદા કરવામાં ક્યારેય બેદરકારી બતાવી નથી. સને ૧૮૪૮માં અમદાવાદના કલેક્ટર મે. ફૉસેટ સાહેબે કણબી જ્ઞાતિની ઉન્નતિ અર્થે પ્રયાસ કરેલ હતો, તેમાં પણ આ જ્ઞાતિભક્તે ફરજ અદા કરવામાં કચાશ રાખી નથી.

જોકે, તેમણે સરકારી નોકરી છોડીને વ્યાવસાયિક જીવન ગાળવા માંડ્યું હતું, તો પણ દેશી સિપાઈઓના બળવા વખતે જ્યારે દેશ મહાભયંકર સ્થિતિમાંથી પસાર થતો હતો ત્યારે સને ૧૮૫૭માં પંજાબના શીખ વિગ્રહમાં તેમણે નામદાર સરકારની તન, મન અને ધનથી ઘણી અગત્યની સેવા બજાવી હતી; ઉપરાંત બળવાખોરોના ભયથી સંકટમાં આવી પડેલા અંગ્રેજોનું તેમણે રક્ષણ કર્યું હતું.

જ્યારે દેશમાં સર્વત્ર શાંતિ અને વ્યવસ્થા ફેલાઈ ત્યારે તેમણે એક્સપોર્ટ ઍન્ડ ઈમ્પોર્ટ (માલ પરદેશથી મંગાવવો અને મોકલવો)ની મુંબઈમાં મોટી પેઢી ખોલી, યુરોપની ઘણી ઘણી પેઢીઓ સાથે વેપાર ચલાવવા માંડ્યો; અને ધોલેરા, વઢવાણ, કુમટા, બારસી અને ભરૂચમાં તેની પેટાશાખાઓ ખોલી હતી. પોતાના આવા શુદ્ધ વ્યાપારી જીવનમાં પણ જ્ઞાતિને તેઓ વીસરી ગયા નહોતા. અમદાવાદની જ્ઞાતિમાં સ્વામીનારાયણના શિષ્યો સાથેની તકરારમાં બે તડ પડ્યાં હતાં, તે વખતે પણ તેમણે શ્રી મહાલક્ષ્મીજીનું મંદિર બંધાવ્યું ત્યારે સમસ્ત જ્ઞાતિને ભોજન આપી બંને પક્ષોમાં સંપ કરાવવા પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. (સં. ૧૯૧૬ - સને ૧૮૬૦), પરંતુ દુરાગ્રહીઓએ માન્યું નહિ. સને ૧૮૬૫માં તેમણે અમદાવાદમાં એક વીવિંગ ઍન્ડ સ્પિનિંગ (કાંતવા-વણવાની મિલ કરીને મિલ-ઉદ્યોગના સાહસને ઉત્તેજન આપ્યું હતું. વળી, આ ઉદાર સુખી ગૃહસ્થે લગભગ બે લાખ રૂપિયા જેટલી મોટી રકમ વિદ્યાવૃદ્ધિમાં તથા ધર્માદાખાતામાં વાપરી હતી, જેના થકી થયેલાં જાહેર લોકોપયોગી કામોમાં, મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજ (પોતાનાં પુત્રી મહાલક્ષ્મીબહેનના નામ પર), સંસ્કૃત સ્કૂલ, શેઠ બહેચરદાસ ડિસ્પેન્સરી (દવાખાનું), સદાવ્રત અને કાલુપુર દરવાજે રેલવેના મુસાફરો માટે

ધર્મશાળા એ મુખ્ય મુખ્ય છે. એ સિવાય શિવાલયો વગેરેમાં પણ યથાશક્તિ ધન ખરચ્યું હતું. સને ૧૮૬૨માં તેઓ મ્યુનિસિપલ કાઉન્સિલ તરીકે નિમાયા હતા, જે હોદ્દા પર જીવનપર્યંત રહી તેમણે શહેરની પ્રજાના હિતાર્થે સેવા કરી હતી. સને ૧૮૬૬માં લોકલ ફંડ કમિટીના સભાસદ નિમાયા હતા અને બે વર્ષ પછી તેમને ના. સરકારે ઑનરરી મેજિસ્ટ્રેટની સત્તા બક્ષી હતી. સને ૧૮૬૯ થી ૧૯૭૧ના વિવાહ સુધીનો સમય જ્ઞાતિમાં ઘણી અવ્યવસ્થાનો હતો. તે પ્રસંગે તેમણે જે અમૂલ્ય જ્ઞાતિસેવા બજાવી છે તેનું સવિસ્તર વર્ણન પ્રસ્તુત ગ્રંથમાં "આદ્ય સુધારક" નામે પ્રકરણમાં આપવામાં આવ્યું છે. સુરતની જ્ઞાતિમાં લાંબા વખતથી તડ પડ્યાં હતાં, તે આ સદ્‌ગૃહસ્થના સ્તુતિપાત્ર પ્રયત્નથી એકત્ર થયાં અને કુસંપ ટળી ગયો. જ્ઞાતિસેવાનાં તેમનાં ખરી લાગણીનાં કામોની ઉમદા કદર કરી સં. ૧૯૨૭ના વિવાહ પ્રસંગે મહા સુદ-૨ (તા. ૨૨-૧-૧૮૭૧)ને શનિવારે જ્યારે લગ્ન વધાવવા દાદા હરિની વાવે (અમદાવાદ) સઘળા જ્ઞાતિ ભાઈઓ મળ્યા ત્યારે તેમણે શેઠને માનપત્ર આપ્યું હતું, જેનો સાર એવો છે કે, "અમે સહુ તમને તિલક કરી જ્ઞાતિના અધિષ્ઠાતા ઠરાવીએ છીએ, તે અમે વંશપરંપરા તમને તમારી વંશપરંપરા સુધી માનીશું. વળી, ફૂલ નહિ અને ફૂલની પાંખડી તરીકે અમારા સહુના આશીર્વાદ સાથે આ શાલ, જોટો અને પાઘડીની નજીવી ભેટ સ્વીકારી ઉપકૃત કરશો." ના. સરકારે પણ તેમની જાહેર લોકસેવાની કદર કરી, સને ૧૮૭૫માં 'રાવબહાદુર'નો અને પછી તરત જ હિંદનાં કૃપાળુ મહારાણીશ્રીએ તેમને C.S.I. (સી.એસ.આઈ.)નો માનવંતો ઈલ્કાબ એનાયત કર્યો હતો. અમદાવાદ જિલ્લામાં તે વખતના પ્રમાણમાં આવું મોટું માન મેળવવાને તેઓ જ પ્રથમ ભાગ્યશાળી થયા હતા. તેઓ મુંબઈ સરકારની ધારાસભાના સેનેટ કમિટીના સભાસદ અને બૉમ્બે પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે નિમાયા હતા, જે વખતે તેમણે જનસમાજની સારી સેવા કરી હતી. આ પ્રમાણે પ્રતિદિન એક પછી એક પગથિયું ચઢતાં તેઓ ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચ્યા હતા, છતાં તેમનો નિરાભિમાની અને માયાળુ સ્વભાવ બાલપણના જેવો જ હતો. તેમણે પોતાની કારકિર્દીમાં જ્ઞાતિસેવાને પ્રાધાન્ય આપ્યું હતું. તેથી ફરી પણ સને ૧૮૮૦ના વિવાહ પ્રસંગે તેમણે જ્ઞાતિમાં સુધારો કરાવવા ના. સરકારની મદદ માગી હતી; જેનું સવિસ્તર વર્ણન આપણે અગાઉ જોઈ ગયા છીએ.

સને ૧૮૮૨-૮૩થી કડવા કણબી જ્ઞાતિની કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું ઊંઝામાં આવેલું હાલનું મંદિર બંધાવવા અને વ્યવસ્થાસર વહીવટ કરવા શ્રી લશ્કરી શેઠે ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નો કર્યા છે, જે "ઉમિયા માતાજી સંસ્થાન" એ મથાળા નીચે વિસ્તારપૂર્વક દર્શાવ્યા છે. માતાજીનું દેવળ અને ધર્મશાળા પૂરાં બંધાયાં ત્યારે સઘળાં ગામોના મોટા મોટા સંઘ ત્યાં યાત્રાએ આવ્યા ત્યારે તે સહુએ તેમની સેવાની પિછાન કરી; તદનુસાર જ્ઞાતિના જુદા જુદા વિભાગ તરફથી તા. ૭-૨-૧૮૮૭ના રોજ તેમને ઘણા પ્રશંસાપત્રો[1] મળ્યા, જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે :

(૧) અમદાવાદ જ્ઞાતિની જ્ઞાનવર્ધક સભાના જોઈન્ટ સેક્રેટરી અને શેઠ માધવલાલ છોટાલાલની સહીથી : "આપે તન, મન અને ધનથી મદદ કરી અમૂલ્ય વખતના ભોગે માતાજીના સંસ્થાનની અને જ્ઞાતિની સેવા કરી અનેક ઉપકાર કર્યા છે, જેનો યોગ્ય બદલો વાળવા આ સભા અશક્ત છે."

(૨) ના. પાટડી દરબારશ્રી તરફથી પણ એવા જ આશયયુક્ત લખાણનું માનપત્ર કિનખાબથી લપેટીને આપવામાં આવ્યું હતું.

(૩) ઊંઝાના માંડલોત શાખના મુખી પટેલ રામચંદ્ર બાજીદાસ તથા રૂંસાત પાટીના આગેવાનોએ મળી માનપત્ર આપ્યું : "માતાજીની તથા જ્ઞાતિ સમસ્તની સેવા કરી, તથા ગાયકવાડી, રાજ્યના કણબીઓ પાસેથી દર નાતરાના લગ્ન દીઠ જે પાંચ રૂપિયાનો કર લેવાતો હતો તે આપે આપની લાગવગ વાપરીને શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી બંધ કરાવ્યો, તે વગેરે અનેક ઉપકારથી દબાઈ, દર વિવાહે લગ્ન કાઢવા અને કુમકુમપત્રિકાઓ લખવા અમારી અહીંની કમિટી મળે છે તેમાં તમને વંશપરંપરા સામેલ રાખીશું અને અમે વંશપરંપરા અમદાવાદમાં જે પહેલી લગ્નપત્રિકા વધાવવા મોકલીએ છીએ તે હવેથી અમદાવાદમાં તમને વંશપરંપરા મોકલીશું તે તમો વંશપરંપરા વધાવી લેશો." એ પ્રમાણે વાંચી તિલક કરી માતાજીની ચૂંદડીએ વીંટી માનપત્ર આપ્યું હતું.

(૪) રૂપાલ, ચાણસ્મા આદિ ગામો તરફથી પણ એવા જ ભાવાર્થનું માનપત્ર અમદાવાદવાળા ડૉ. પીતાંબરદાસભાઈએ વાંચીને આપ્યું હતું.

(૫) જાહેર સેવાની કદર કરી ના. ગાયકવાડ સરકાર તરફથી મે. સૂબા સાહેબે શાલ-પાઘડી અને દીવાન સાહેબ મણીભાઈ જશભાઈ તરફથી પણ શેલું અને પાઘડી બક્ષવામાં આવ્યાં હતાં.



---

૧. 'પાટીદાર હિતેચ્છુ', તા. ૭-૨-૧૮૮૭

(૬) શ્રી ઉમિયા માતાજી સંસ્થાન કમિટીના સભાસદોએ અંદરોઅંદર ઉઘરાણું કરી શેઠની છબી માતાજીના મંદિરના ચોકમાં - ગોખમાં મૂકી તેમનું માન વધાર્યું હતું.

એ પ્રમાણે જાહેર સેવા અને ખાસ કરી જ્ઞાતિસેવાના બદલા તરીકે તેમને ના. સરકાર તથા જનસમાજ તરફથી બેહદ માન મળ્યું, તેમ તેમ તેઓ તે ક્ષેત્રમાં વધારે ઉમંગથી ભાગ લેવા લાગ્યા. હિંદના પ્રજાપ્રિય વાઈસરોય લૉર્ડ લિટરના રાજઅમલ દરમિયાન, દિલ્હીમાં મળેલા બાદશાહી દરબાર વેળા પોતાને આમંત્રણ હોવાથી તેમણે તેમાં હાજરી આપી હતી, જ્યાં તેમને ના. વાઈસરોયના હાથે ચાંદ આપવામાં આવ્યો હતો. પોતાની જ્ઞાતિની સ્થિતિ સુધારવા તેમણે સને ૧૮૮૯માં છેલ્લો પ્રયત્ન કર્યો છે, તેની અસર લાંબા વખત સુધી ચાલી અને તેનું જે શુભ પરિણામ આવ્યું છે તે પણ આપણે જોઈ ગયા છીએ. આ મહાપુરુષે હિન્દના જુદા જુદા ભાગોની મુસાફરી કરી જનસમાજનો અભ્યાસ કર્યો હતો અને સને ૧૮૪૫થી ૧૮૯૦ સુધી એટલે કે ૪૫ વર્ષ જેવા લાંબા સમય સુધી સતત પુરુષાર્થ આદર્યો હતો. આ મહાન જ્ઞાતિભક્ત વીર નર તા. ૨૦-૧૨-૧૯૮૯ના રોજ પંચત્વને પામવાથી અમદાવાદ શહેરની પ્રજા અત્યંત દિલગીર થઈ હતી, તેમ જ સમસ્ત કડવા કણબી જ્ઞાતિમાં મધ્યાહ્ન સમયે સૂર્ય રાહુથી ઘેરાય તેવો અંધકાર આચ્છાદિત થઈ ગયો હતો.

## સ્વ. શેઠ શંભુપ્રસાદ લશ્કરી

સ્વ. શેઠ શંભુપ્રસાદભાઈ લશ્કરીનો જન્મ તા. ૨૪-૨-૧૮૬૫ના દિવસે થયો હતો. પોતાના પિતાના શરાફી આડતના અને મિલના ધંધામાં તેમણે ઘણો સારો ભાગ લીધો હતો. બાળપણથી જ તેમને મુસાફરીનો અને વિદ્યાભ્યાસનો સારો શોખ હતો. તેમણે આખા હિંદુસ્થાનની અને લંકાની પણ મુસાફરી કરી હતી, જેનું ઉપયોગી વર્ણન તેમણે જાહેર પેપરોમાં પણ લખી મોકલ્યું હતું. અમદાવાદના કર ભરનારાઓમાં તેઓ ઘણા લોકપ્રિય હોવાથી તેમને મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકે પસંદ કરવામા આવ્યા હતા. મ્યુનિ. કાઉન્સિલમાં તેમણે અગત્યનો ભાગ ભજવ્યો હતો. કડવા જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિ માટે અને જ્ઞાતિના સુધારા માટે તેમણે કરેલી ઉદાર બક્ષિસોને લીધે તેઓ એક આગેવાન ગણાતા હતા.  વળી, તેઓ શ્રી ઉમિયા માતાજી સંસ્થાન કમિટીના પ્રમુખ હતા. તેમણે જ્ઞાતિસેવામાં અને સદરહુ સંસ્થાનની કમિટીમાં કેવી ઉમદા સેવા બજાવી

છે તે યથાર્થ રીતે "આદ્ય સુધારક" તથા "ઉમિયા માતાજી સંસ્થાન" મથાળાંઓ નીચે વર્ણવી છે. તેમનાં આવાં આવાં લોકોપયોગી જાહેર કામોની કદર કરીને ના. ગાયકવાડ સરકારે તેમને કીમતી ભેટો મોકલી હતી. તેમને વ્યાપારી લાઈનનું સારું જ્ઞાન હતું, ઉપરાંત દેશહિતના ઉત્પન્ન થતા જુદા જુદા સવાલોમાં પણ તેઓ સારું ધ્યાન આપતા હતા. તેમણે સરકારી હાઈસ્કૂલમાં ભણતા સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓને પુસ્તકો આપવા સારી એવી રકમ કાઢી હતી, ઉપરાંત કૉલેજમાં ભણતા સંખ્યાબંધ વિદ્યાર્થીઓને પોતાના પદરથી કેળવણી આપવામાં અને ભોજનાદિની સગવડ કરી આપવામાં પણ તેમણે ઉદારતા બતાવી હતી. તેઓ સંવત ૧૯૫૭ના વિવાહ સમયમાં જ પોતાની પાછળ શેઠ દુર્ગાપ્રસાદભાઈ તથા લક્ષ્મીપ્રસાદભાઈ નામે બે પુત્રો તથા રાધાબહેન, અનસૂયાબહેન અને કાંતાબહેન નામે ત્રણ પુત્રીઓ મૂકી સ્વર્ગવાસી થયા. અલ્પ સમય પહેલાં ભાઈશ્રી લક્ષ્મીપ્રસાદભાઈ, પોતાની બાળવયમાં જ સ્વર્ગવાસી થયા છે અને હાલ દુર્ગાપ્રસાદભાઈ તથા તેમના ફૂવા શેઠ કેશવલાલભાઈ ધંધાનો વહીવટ કરે છે. તે બંને ગૃહસ્થોએ પોતાના ખાનદાનના પગલે ચાલી ઉમદા પ્રકારની જ્ઞાતિસેવા બજાવવા જાહેર હિંમત કરી છે. સ્વ. શેઠ બહેચરદાસનો, ટૂંકી ટૂંકી અર્થાત્ પાંચ વર્ષની લગ્નમુદ્દત કરવાનો જે અંતિમ હેતુ હતો તે આ બન્ને ગૃહસ્થોએ ઘણાં જોખમો વચ્ચે ગત વિવાહ પ્રસંગે અમલમાં મૂક્યો છે અને તે પગલાને જ્ઞાતિના મોટા ભાગે સંપૂર્ણ આવકાર વચ્ચે વધાવી લીધું છે. તેમનાં સુધરેલી ઢબનાં પંચવર્ષીય લગ્ન હવે સંવત ૧૯૭૧ના વૈશાખ માસમાં આવશે. તેઓ જ્ઞાતિસુધારાનાં તમામ કામોમાં જિગરથી આગળ પડતો ભાગ લે છે. 'શ્રી ક. પા. શુભેચ્છક સમાજ'માં શરૂઆતથી જ ઉમંગભર્યો ભાગ લઈ, ખાનગી લાભોનો મોટો ભોગ આપી, પાંચ વર્ષીય લગ્નનો સુધારો કરવામાં તેમણે જે જાહેર હિંમત બતાવી છે તેને જ્ઞાતિ કદી પણ વીસરશે નહિ. ઊંઝા માતાજી કમિટીમાં, વૈશાખ સુદ ૧૫ના વાર્ષિક મેળામાં અને જ્ઞાતિહિતના દરેક કામમાં તેઓ જે જિગરથી ભાગ લે છે તે તેમની ખાનદાનીને દરેક રીતે દીપાવી આપે છે. શેઠ દુર્ગાપ્રસાદભાઈને શેઠ બાબુભાઈ નામે એક પુત્રરત્ન છે, જેમની ઉંમર હાલ ચાર વર્ષની છે.

**રા. મૂળજીભાઈ જેઠાભાઈ ન્યાયાધીશ (કુંડલા)**

આ વિદ્વાન જ્ઞાતિબંધુનો જન્મ સને ૧૮૭૯માં થયો છે, એટલે હાલ તેમની ઉંમર ૩૩ વર્ષની છે. સાત વર્ષની વયે અભ્યાસ શરૂ કરી, ગુજરાતી

સાતમું ધોરણ પૂરું કર્યા પછી અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો હતો, તો પણ સને ૧૮૯૮માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. ત્યારબાદ કૉલેજમાં રહી અભ્યાસ કર્યા પછી પ્રિવિયસ, ઈન્ટર અને બી.એ.ની પરીક્ષાઓ પસાર કરીને તેઓ સં. ૧૯૦૩માં ગ્રેજ્યુએટ થયા હતા. ત્યારબાદ પોરબંદર હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે રહ્યા હતા. પરંતુ ભાવનગરના પ્રાંત વકીલની ઑફિસમાં તેમની નિમણૂક થવાથી તેઓ ત્યાં ગયા. સને ૧૯૦૭માં તે સ્ટેટના જોઈન્ટ સર ન્યાયાધીશના શિરસ્તેદાર તરીકે તેમની નિમણૂક થઈ હતી. ત્યારબાદ સને ૧૯૦૮માં તેમણે એલએલ.બી.ની પરીક્ષા પસાર કરી તેથી શિરસ્તેદારના હોદ્દા સાથે નાજર તરીકે કામ કરવાની તેમને સત્તા મળી હતી. ત્યાર પછી તેમની સર ન્યાયાધીશના એટેચી તરીકે નિમણૂક થઈ હતી. આ રાજ્યે તેમની કદર કરી સને ૧૯૧૧માં ગઢડાના ન્યાયાધીશની જગ્યા આપી અને હાલ તેઓ રાજાપ્રજાનાં સંતોષ વચ્ચે કુંડલામાં પોતાની ફરજ અદા કરે છે.

ઘણા માણસો ભણે છે, વિદ્વાન થાય છે, સારા હોદ્દાઓ ભોગવે છે, પરંતુ જનસમાજની સેવા ઉઠાવવાની સુમતિ તો ઘણા ઓછા વિદ્વાનોને આવે છે; અને સેવા ઉઠાવનારાઓમાં પણ જનસ્વભાવનો અભ્યાસ કરી, સમયોચિત કાર્ય કરનારા વિદ્વાનો તો વિરલા જ દૃષ્ટિએ પડે છે. આ વિદ્વાન બન્ધુએ સુધારાના ક્ષેત્રમાં જ્ઞાતિની જે કીમતી સેવા બજાવી છે તેની નોંધ લેવાનું આ તકે અમે ચૂકીશું નહિ.

ભાવનગરમાં 'કડવા પાટીદાર મિત્ર મંડળ' અને લાયબ્રેરી ખોલવાનો તેમણે પ્રયાસ કર્યો અને તે પછી અગાઉની છિન્નભિન્ન લાયબ્રેરીનો પુનરુદ્ધાર કર્યો છે. જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા અનિષ્ટ-અધર્મયુક્ત રીતરિવાજો દૂર કરી જ્ઞાતિબંધુઓને સદ્બોધ આપી, તેમની સાથે મળીને સુધારાનો પ્રયાસ કરનાર ભાવનગર વિભાગમાં, અમારી સ્મૃતિ પ્રમાણે, રા. મૂળજીભાઈ અગ્રગણ્ય છે. જ્ઞાતિબંધુઓને સન્માર્ગે દોરવા 'કડવા હિતેચ્છુ' નામનું માસિક કાઢી વ્યવસ્થાપક તરીકે રહી તેમણે જનસમાજની સેવા ઉઠાવી છે. ત્યારબાદ તેમણે ઉપદેશક, વિદ્યાવૃદ્ધિ આદિ ફંડો ખોલી કાઠીઆવાડમાં સુધારાની હિલચાલ ચાલુ રાખી છે અને ભાવનગર વગેરે સ્થળોના જ્ઞાતિબંધુઓને તેમાં ભાગ લેતા કર્યાં છે. 'ક. પા. શુભેચ્છક સમાજ'ના નેતાઓ પૈકીના તેઓ પણ એક છે અને 'સમાજ'ના કામકાજમાં સારી મદદ કરે છે. સમાજના કાર્યમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવાથી તેમની

કીર્તિ ફેલાઈ રહી છે. ઘણા મેળાવડાઓમાં પ્રમુખ તરીકે તેમને પસંદ કરવામાં આવે છે. સુરત વિભાગમાં સં. ૧૯૬૬ના વિવાહ વખતે વૈશાખ સુદ-૮ના રોજ, સ્વતંત્ર લગ્ન કાઢવા મળેલી કૉન્ફરન્સમાં તેમને પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. વળી, ઈચ્છાપોર અને અછારણ મુકામે ભરાયેલી કૉન્ફરન્સના કાર્યમાં તેમણે સારી મદદ કરી હતી; જ્યારે પાટડી મુકામે ભરાયેલા છેલ્લા મેળવડામાં કાઠીઆવાડના જ્ઞાતિબંધુઓ તરફથી આગેવાન તરીકે ભાગ લીધો હતો.

જ્ઞાતિભાઈઓને પ્રિય લાગે અને તેઓ ગ્રહણ કરે તેવો મીઠો ઉપદેશ આપવામાં રા. મૂળજીભાઈનો પ્રયાસ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આપણી જ્ઞાતિની સેવા બજાવવા પરમાત્મા તેમને લાંબું આયુષ્ય બક્ષે એ જ અમારી પ્રાર્થના છે.

## સ્વ. શેઠ ભીખાભાઈ વનમાળીદાસ (ભરૂચ)

ભરૂચ શહેર અને કડવા જ્ઞાતિમાં પ્રખ્યાતિ પામેલા 'નથુ થોભણ'ના ખાનદાન કુટુંબમાં આ દિલસોજ જ્ઞાતિબંધુનો જન્મ થયો હતો. ગુજરાતી તેમ જ અંગ્રેજી જ્ઞાન સંપાદન કર્યા બાદ, પોતાની પેઢીના વહીવટમાં ધ્યાન આપવાની તેમને ફરજ પડી હતી, તો પણ તેમનામાં ઊતરી આવેલા સૌજન્યશીલતાના ગુણે કરીને પબ્લિક ડ્યુટીઝ-જનસમાજની સેવા બજાવવા તરફ તીવ્ર લાગણીઓ પ્રદીપ્ત થયા સિવાય રહી નહીં. ગરીબ વર્ગ તરફ દિલસોજી રાખી તેમની સ્થિતિ સુધારવાના અને મુખ્યત્વે કરીને ખેડૂતબંધુઓની ઉન્નતિ કરવાના દરેક પ્રયત્નમાં પોતાનો તન, મન અને ધનથી ભોગ આપવો એ આ યુવાન ગૃહસ્થનો મહામંત્ર હતો. ગૃહસ્થ કુટુંબોમાં ભાગ્યે જ જોવામાં આવે છે તેવા હૃદયબળ અને મિલનસારપણાને લીધે રાજા-પ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરવામાં તેઓ ભાગ્યશાળી નીવડ્યા હતા. ભરૂચ જિલ્લાના ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે સહકારી મંડળો-કોઓપરેટિવ ક્રેડિટ સોસાયટીઝનો ફેલાવો કરવામાં તેઓ ભરૂચ જિલ્લાની સરકાર માટે બાહોશ મદદ-કર્તા થઈ પડ્યા હતા. ભરૂચ શહેરની મ્યુનિસિપાલિટીના તેમ જ તાલુકા અને ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડના મેમ્બર, સોસાયટીઝનું ઓર્ગેનાઈઝર અને મેનેજિંગ મેમ્બર તરીકે પ્રજાહિતનાં કાર્યો બજાવી પ્રજાપ્રિય થઈ પડ્યા હતા. ભૃગુપુર હિંદુ અનાથાશ્રમ અને ક્લબના અગ્રેસર કાર્યવાહક તરીકે તેમણે તે સંસ્થાઓની સેવા બજાવી તેમને સારી સ્થિતિએ મૂકી છે. તેમના સ્વર્ગવાસથી સ્થાનિક સંસ્થાઓને એક બાહોશ

કાર્યવાહકની ખોટ પડી છે, એવું સંસ્થાઓના અધિકારીઓએ પોતાના રિપોર્ટમાં કરેલી નોંધ પરથી જણાઈ આવે છે. આખા ભરૂચ જિલ્લાની ખેડૂત પ્રજા તેમના અકાળ સ્વર્ગવાસથી ઘણી જ દિલગીર થઈ છે. અંકલેશ્વર, ભેરસમ, વાગરા વગેરે ગામની કોઓપરેટિવ સંસ્થાઓના અધિકારીઓ લખે છે કે -

"અમારા લોકપ્રિય ભીખાભાઈના મૃત્યુની ખબર સાંભળી અમને અત્યંત દિલગીરી થઈ છે, કારણ કે તેઓ ખેડૂતવર્ગના પરમ હિતકારી હતા. તેમના ઉત્સાહ અને લાગણીથી જ આ જિલ્લાનાં ઘણાં ગામોમાં સહકારી મંડળીઓની સ્થાપના થઈ છે, કે જેનો લાભ ઘણા ગરીબ ખેડૂતો લે છે. તેઓ સરકાર તરફ વફાદારી રાખવાની સાથે સાથે લોકોપયોગી કાર્યોમાં ના. સરકાર તેમ જ રૈયતને સદા સહાય કરતા હતા. તેમના મૃત્યુથી અમે ખેડૂતોએ સાચો સલાહકાર ગુમાવ્યો છે. x x x વગેરે."

ભરૂચ જિલ્લાના કૃષિવર્ગની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરતા આ ઉત્સાહી પુરુષના જવાથી સરકારી ખાતાએ જે ઉદ્‌ગારો કાઢ્યા છે તે આ પ્રમાણે છે -

"During the year the death of Mr. Bhikhabhai Vanmalidas has cast a gloom over the Societies of Broach District amongst which his work had proved both effective and popular."

(અર્થાત્ - આ વર્ષે શ્રી ભીખાભાઈ વનમાળીદાસનું મૃત્યુ થવાથી, ભરૂચ જિલ્લાની સોસાયટીઓ કે જેમાં તેમનું કર્તવ્ય અસરકારક અને લોકપ્રિય થઈ પડ્યું હતું તેમાં દિલગીરી ફેલાઈ છે.)

પરમાત્મા પાસે અમારી પણ એ જ પ્રાર્થના છે કે, આ યુવક બંધુના સ્વર્ગપ્રયાણથી તેમના કુટુંબ ઉપર જે આફત આવી છે તે સહન કરવા અને તેમના કનિષ્ઠ બંધુ શ્રીયુત્ ચુનીલાલભાઈમાં પોતાના બંધુના પગલે ચાલવામાં, જ્ઞાતિબંધુઓનાં દુઃખ ટાળવા માટે પ્રયાસ કરનારું બળ સતેજ કરો અને દિન-પ્રતિદિન તેમનો પુરુષાર્થ ફળદાયી નીવડો.

### શેઠ ચંદુલાલ માધવલાલ (અમદાવાદ)



અમદાવાદ શહેરનાં કુળવાન કુટુંબોમાં શેઠ નારણદાસ પીતામ્બરદાસનું કુટુંબ અસલના વખતથી પંકાયેલું છે. સદરહુ શહેરના રેશમ-ઉદ્યોગમાં

આગળ પડતો ભાગ લેનાર આ કુટુંબના ગૃહસ્થો હતા; અને મુંબઈ વગેરે સ્થળો સાથે દરિયાઈ માર્ગે પોતાનો વેપાર ચલાવતા હતા. તેથી રેશમનાં મોટા વેપારી તરીકે આ કુટુંબે સારી નામના મેળવી હતી. આ ખાનદાન કુટુંબ શિવમાર્ગી હોવાને લીધે પરિવારના દરેક પુરુષની પાછળ ગુજરાતના જુદા જુદા ભાગોમાં શિવાલયો વગેરે બંધાવી, તેમની વ્યવસ્થા ચાલી જાય તે માટે તે ધર્માદા રકમો આપતું આવ્યું છે. તદ્દુપરાંત, અમદાવાદમાં સાબરમતી તીરે ભીમનાથ અને દુધેશ્વરના ઘાટો, તેમ જ ઊંટડીઆ મહાદેવના તીર્થતટે કેદારેશ્વરનો ઘાટ આ કુટુંબ તરફથી બાંધવામાં આવ્યા છે. વળી, આ જ કુટુંબના શેઠ મોતીલાલ વનમાળીદાસે ડાકોરમાં મહાદેવનું દેવાલય બંધાવી અન્નક્ષેત્ર ચલાવ્યું છે, જે અદ્યાપિપર્યંત સારી રીતે ચાલ્યું જાય છે. એકંદરે આ કુટુંબની સખાવતોનો મોટો ભાગ શિવાલયો અને ધર્મશાળાઓના જીર્ણોદ્ધાર પાછળ ખર્ચાયો છે. વળી, અસલના રિવાજ પ્રમાણે આ કુટુંબે જ્ઞાતિભોજનો - મરણ પાછળનાં જમણોમાં પુષ્કળ પૈસા ખર્ચ કરેલા છે. સમયાનુસાર સંપાદિત કરેલા ગુણોને લીધે, અમદાવાદનાં કુલીન કુટુંબોને, જે વાતને ઘણાં વર્ષો થયાં - આ કુટુંબના મુખ્ય પુરુષને શેઠાઈ આપી હતી.

આ પ્રખ્યાત કુટુંબમાં શેઠ ચંદુલાલભાઈનો જન્મ થયો છે. તેમણે સાતમાં ધોરણ સુધી અંગ્રેજી અભ્યાસ કરી સારું જ્ઞાન મેળવ્યું છે. પોતાના વડીલોની માફક તેમણે પણ વેપારી લાઈન પસંદ કરી છે. શરૂઆતમાં મિલ-ઉદ્યોગને લગતો સ્ટોર સપ્લાયરનો ધંધો શરૂ કર્યો હતો, જે અત્યાર સુધી તેઓ ચલાવે છે. લાંબા વખત સુધી આ ધંધો ચલાવી પોતે પાવરધા થયા છે અને પૈસા મેળવ્યા છે. એટલું જ નહીં પરંતુ લંડન, માન્ચેસ્ટર, જર્મની અને અમેરિકાના વેપારીઓ સાથે પ્રસંગો પાડી તે ધંધાનું ઊંડું જ્ઞાન સંપાદન કર્યું છે અને અમદાવાદના ઘણા સ્ટોર સપ્લાયરોને તેમણે તાલીમ આપી છે. અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં બે વખત ઉમેદવાર રહી કાઉન્સિલ નિમાયા હતા અને પોતાના બનતા પ્રયાસે મ્યુનિ. વહીવટમાં સારો ભાગ લઈ તે સંબંધી પણ કેટલુંક જ્ઞાન મેળવ્યું છે.

જ્ઞાતિ-સુધારાની બાબતમાં તેઓ અત્યાર સુધી, જોકે, ખુલ્લી રીતે ભાગ લઈ શક્યા નથી, પરંતુ સાધારણ રીતે એ તરફ તેમની દિલસોજી જણાય છે. 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ના તેઓ મેમ્બર છે. પાટડીમાં ભરાયેલા છેલ્લા મેળાવડામાં 'મહામંડળ'ના ફંડ ખાતે તેમણે સારી રકમ

બક્ષિસ આપી છે, તેમ જ અમદાવાદ ખાતે તે ફંડમાં નાણાં ભરાવવામાં કાળજીપૂર્વક લક્ષ આપી સારી મહેનત કરી છે. આશા રાખવામાં આવે છે કે, 'સમાજ'ના મેમ્બર તરીકે પણ પોતાની જ્ઞાતિ પરત્વે અંતિમ ફરજ બજાવવાનું ચૂકશે નહીં.



### શેઠ મનસુખરામ કહાનદાસ (અમદાવાદ)

'બિલાડીવાળા' નામથી સુવિખ્યાત થયેલા કુટુંબમાં આ ધર્મનિષ્ઠ પુરુષનો જન્મ સં. ૧૮૯૯ના મહા વદ-૧ને સોમવારના દિવસે થયો હતો. તેઓ ગુજરાતી કેળવણી લીધા બાદ વેપારવણજમાં જોડાયા હતા અને ધોલેરા, માંડલ વગેરે સ્થળોએ પોતાની પેઢીઓ ખોલી હતી. રૂના વ્યાપાર અને આડતમાં સારી પેદાશ થવાથી તેમની ધાર્મિક વૃત્તિ પણ વધતી જ ગઈ હતી અને તેથી તેમણે નીચે જણાવેલાં પરોપકારી કાર્યો કર્યાં હતાં :

રૂ. ૮,૯૦૦ ની મિલકત માંડલ ગામના મહાજનને સોંપી, તેમાંથી સદાવ્રત આપવું એવો દસ્તાવેજ સને ૧૮૮૨માં વિરમગામની રજિસ્ટ્રાર ઑફિસમાં કર્યો.

રૂ. ૧,૦૦૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સને ૧૯૦૧ની સાલમાં એવી શરતે સોંપ્યા છે કે -

રૂ. ૫૦૦ની આવક સંસ્કૃત શાળાના ગરીબ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવામાં; અને

રૂ. ૫૦૦ની આવક મ્યુનિસિપલ સ્કૂલોના ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ અપાવવામાં વાપરવી.

રૂ. ૩૫,૦૦૦ 'બિલાડીનો બાગ' એ નામથી પ્રખ્યાત થયેલી જગ્યા બાંધી ત્યાં શિવાલય કરાવ્યું છે અને તેની યોગ્ય વ્યવસ્થા ચાલી જાય તેવો બંદોબસ્ત કરવા પાછળ ખર્ચ કર્યા છે. આ પ્રસિદ્ધ જગ્યામાં શ્રાવણ માસના દરેક સોમવારે મેળો ભરાય છે.

રૂ. ૪,૦૦૦ ઊંટડીઆ મહાદેવ નામક પવિત્ર સ્થળે પોતાના પિતાએ બંધાવેલા શિવાલયનો જીર્ણોદ્ધાર કરી યાત્રાળુઓ માટેની ધર્મશાળા પાછળ ખર્ચ કરવામાં વાપર્યા.

રૂ. ૧,૫૦૦ હરમાનની પોળવાળા ગોપનાથ મહાદેવના શિવાલય માટે જીર્ણોદ્ધારમાં વાપર્યા.

રૂ. ૪,૦૦૦ દાળીઆનું સદાવ્રત નિયમિત ચાલ્યું જાય તે માટે ધર્માદા કર્યા.

રૂ. ૭૦૦ શાહપુર લત્તામાં પરબડી કરી તેનું ખર્ચ કર્યે જવા માટે ત્યાંના પંચને સોંપ્યા.

કુલ રૂ. ૫૫,૬૫૧

ઉપર જણાવેલી રકમો ઉપરાંત મથુરા અને કાશીનાં પવિત્ર સ્થળોએ યાત્રાળુઓ માટે મકાન અને શિવાલય બંધાવવા પાછળ તથા અસારવા સ્ટેશન નજીક શિવાલય અને ધર્મશાળાના જીર્ણોદ્ધાર પાછળ પુષ્કળ પૈસા ધર્માદા તરીકે વાપર્યા છે. પોતાની પાછળ ત્રણ પુત્રરત્નો મૂકી સં. ૧૯૫૮ના માગસર વદ-૨ ના દિવસે તેઓ સ્વર્ગવાસી થયા. પરીખ મનસુખરામ કહાનદાસ નામથી ચાલતી શરાફની પેઢીનો વહીવટ તેમના જ્યેષ્ઠ પુત્ર શેઠ મોતીલાલભાઈ કરે છે અને શેઠ અંબાલાલભાઈ પણ વડીલ બન્ધુના કાર્યમાં સહાય કરે છે. સ્વર્ગસ્થ શેઠ સાહેબના સૌથી નાના પુત્ર દમુભાઈ બાલ્યાવસ્થામાં જ ગુજરી ગયા છે. ઉભય પિતા-પુત્રના આત્માને શાશ્વત શાંતિ મળો એ અમારી પ્રાર્થના છે.

## શેઠ અમૃતલાલ હઠિસાભાઈ (અમદાવાદ)

આ ઉદ્યોગી પુરુષનો જન્મ સં. ૧૯૧૪ના કારતક વદ-૨ના દિવસે અમદાવાદ શહેરમાં જ થયો હતો. આથી હાલ તેમની ઉંમર ૫૫ વર્ષની છે. ગુજરાતી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરાવ્યા પછી તેમના પિતાશ્રીએ નાણાવટી અને તારકસબની દુકાને લગભગ દોઢ વર્ષ સુધી મૂક્યા પછી એક વર્ષ દશક્રોઈ કોર્ટમાં નકલો, અરજીઓ વગેરે લખતાં શીખવાના કામનો મહાવરો કરાવ્યો હતો. તે વખતે અંગ્રેજી અરજીઓની નકલોમાં પુષ્કળ પૈસા મળતા હોવાથી, તેમને અંગ્રેજી ભણવાની ઉત્કંઠા થઈ અને તેમના પિતાજીએ પણ અંગ્રેજી ભણવા માટેનો તેમનો ખાસ આગ્રહ જોઈ તેમને સ્કૂલમાં દાખલ કર્યા. આ વખતે તેમની ઉંમર ૧૪ વર્ષની હતી. પાંચમા, છઠ્ઠા ધોરણ સુધી અંગ્રેજી અભ્યાસ કર્યા પછી તેમને અંગ્રેજીનું સાધારણ જ્ઞાન થયું હતું, એટલે સ્કૂલ છોડી નોકરી કરવાનો વિચાર કર્યો અને ૧૯ વર્ષની ઉંમરે તેઓ કેલિકો પ્રિન્ટીંગમાં નોકરીએ જોડાયા. પરંતુ જૂજ વખતમાં આ કંપની બંધ થવાથી તેમને બીજો રોજગાર શોધી

કાઢવાની જરૂર પડી; કારણ કે તે જ અરસામાં તેમના પિતાજીનો સ્વર્ગવાસ થયો હતો અને તે વખતે તેમની આર્થિક સ્થિતિ સારી નહોતી. આ સમયે સ્વજ્ઞાતિબંધુ રણછોડલાલે ખારી નદીનો કાંસ બાંધવાનો કોન્ટ્રાક્ટ ઈરિગેશન (સિંચાઈ) ખાતામાંથી રાખ્યો હતો. તેમને ત્યાં કારકુન તરીકે પોતે નોકરીએ રહ્યા. ઈરિગેશન ખાતામાં જવું-આવવું થવાથી, મિ. વાસુદેવ દિનકર સાથે તેમને સારી પિછાણ થતાં તેઓ ઈરિગેશન ખાતામાં જોડાયા. આ વખતે કોન્ટ્રાક્ટના ધંધામાં સારી પેદાશ હતી, એટલે કેટલોક વખત આ ખાતામાં નોકરી કરી અનુભવ લીધા પછી, કોન્ટ્રાક્ટરનો ઉદ્યોગ કરવાની આ સાહસિક પુરુષને ઉત્કંઠા થઈ આવી. તે વેળા રાજપૂતાના રેલવે શરૂ થયેલી અને ભાવનગર ગોંડલ બ્રાંચના કોન્ટ્રાક્ટ અપાતા હતા. તેમાં નફાનું પ્રમાણ વિશેષ જણાવાથી તરત જ ઈરિગેશન ખાતાની નોકરી છોડી, તેમણે રેલવેના એક લાખ રૂપિયાના કામનો કોન્ટ્રાક્ટ પોતાના નામથી રાખ્યો. આ કામમાં રોકવા માટે પોતાની પાસે પૈસા નહોતા, એટલે ભાગીદારો શોધવાની ફરજ પડી અને જેથી પારકે પૈસે કામ કરવાની અગવડને લીધે ફક્ત જૂજ ભાગ તેમના હાથમાં રહ્યો. આ કોન્ટ્રાક્ટના નફામાંથી તેમના ભાગે એકંદરે સારી રકમ આવી, એટલે ભાવનગરમાં બંધાતા કોટન પ્રેસના બીલ્ડિંગનો કોન્ટ્રાક્ટ રાખ્યો. આ પ્રમાણે બેઉ કોન્ટ્રાક્ટના નફામાંથી પિતાજીના વખતનું દેવું પતાવી દીધું. ત્યાર પછી કોન્ટ્રાક્ટનું કામ મળી શક્યું નહિ. એટલે રાજપૂતાના રેલવેમાં સિગ્નલરની નોકરી કરી. સ્વાભાવિક રીતે ઉદ્યોગી પુરુષોને નોકરી તરફ તિરસ્કાર હોય છે. આ સાહસિક પુરુષને પણ તેવું થયું અને તેમણે કોઈ નવીન ઉદ્યોગ શોધી કાઢવાની તજવીજ કરવા માંડી. આ વખતે કલાબત્તૂ - સોનારૂપાના તારનો ઉદ્યોગ સારો ચાલતો હોવાને લીધે, લોખંડના જતરડામાંથી તાર ખેંચવાને બદલે કોઈ યુક્તિથી - સંચા વડે - તાર ખેંચવાની શોધ કરી અને રેલવેની નોકરી સં. ૧૯૩૯માં છોડી દીધી. જ્યુએલ હોલ્સ (હીરાના વીંધ)માંથી કલાબત્તૂના તાર ખેંચવાનો ઉદ્યોગ તેમણે અમદાવાદ શહેરમાં દાખલ કર્યો, પરંતુ સંચાઓમાં વાપરી શકાય તેવા જ્યુએલ હોલ્સ નહીં મળી શકવાથી, છેવટે આ રોજગાર છોડી દેવાની જરૂર જણાઈ.

સં. ૧૯૪૧માં કોન્ટ્રાક્ટનો ધંધો કરનારી એક પેઢીમાં તેઓ ભાગીદાર થયા અને બી.બી. ઍન્ડ સી. આઈ. રેલવેના કોન્ટ્રાક્ટનું કામ શરૂ કર્યું. વળી, નાગપુર રેલવેની યોજના પણ થયેલી હતી તેના કોન્ટ્રાક્ટ

માટે તેઓ ગયા અને કંપની તરફથી બે લાખ રૂપિયાનું કામ રાખ્યું, જેમાં તેમની કંપનીને સાઠ હજાર રૂપિયા નફો મળ્યો. આ કંપનીમાંથી પોતાના ભાગમાં લગભગ વીશ હજાર રૂપિયા આવવાથી તેમણે સ્વતંત્ર રોજગાર શરૂ કર્યો. બેન્ગાલ-નાગપુર રેલવેના કોન્ટ્રાક્ટનાં કેટલાંક કામ રાખ્યાં અને સં. ૧૯૫૯ સુધી પોતે બંગાળા અને મધ્ય પ્રાંતમાં રહી, તે રેલવે લાઈનમાં આવતી કેટલીક નદીઓ પરના પુલો અને બોગદાઓના કામકાજમાં ઈજનેરોને સારો સંતોષ આપ્યો, જેથી પોતાને પણ સારો નફો મળ્યો અને તેથી તેમણે ઘણો સંતોષ માન્યો.

આ કોન્ટ્રાક્ટનું કાર્ય ચાલતું હતું તે દરમિયાન સં. ૧૯૫૭માં તેમને દીવાસળીનું કારખાનું - મેચ-ફેકટરી-કરવાની પ્રેરણા થઈ અને કોટા (બિલાસપુર જિલ્લો)માં તેની સ્થાપના કરી. શરૂઆતના આ નવીન ઉદ્યોગમાં કેટલાક વખત સુધી મુશ્કેલીઓ આવી. પણ પછી સં. ૧૯૬૩થી આ મેચ-ફેકટરી સારી સ્થિતિમાં ચાલે છે, જેથી તેમને સારો નફો મળવાની આશા છે.

શેઠ અમૃતલાલભાઈનો કૌટુમ્બિક સ્નેહાદર ખાસ ધડો લેવા લાયક છે. પોતાના ચાર-પાંચ પેઢી સુધીના વડીલોને પિતાતુલ્ય માન આપી, તેમની સાથે જ - એક જ કુટુંબ તરીકે એક રસોડે જમે છે. પોતાની સારી સ્થિતિમાં એટલે કે સં. ૧૯૪૫થી ગરીબ કાકાઓ સાથેનો જુદો થયેલો સંબંધ સાંધી દઈ, તેમણે એકઠા રહેવાની ઉદારતા બતાવી છે. હાલ પણ તેમના એક કાકા અને કાકી હયાત છે. ઉચ્ચ સ્થિતિમાં મુકાયા પછી, પૂર્વજન્મે કરેલાં પુણ્યોના ઉદય સિવાય કોઈને આવા પ્રકારની સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થતી નથી. આવા આવશ્યક અને સ્તુત્ય સદ્‌ગુણ બદલ આ ગૃહસ્થને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો જ છે.

દુકાળ પ્રસંગે તેમ જ મદદની જરૂર હોવા ટાંકણે કોઈ પણ જાતિને તેમણે મદદ કરી છે અને હજી કરે છે. ગરીબ વર્ગ ઉપર તેમની સારી દિલસોજી છે. સગાંવહાલાંઓને પણ પ્રસંગોપાત્ત મદદ કરે છે અને તેમની મદદથી કેટલાકની ઉન્નતિ પણ થઈ છે. ધર્મ તરફ પણ ઉદારવૃત્તિ છે, તેથી બંગાળા, મધ્યપ્રાંતના શિવાલયોનો પુનઃરુદ્ધાર કરાવવામાં તેમણે પૈસા ખર્ચ કર્યા છે. સાધારણ સ્થિતિમાંથી સુખી ગૃહસ્થ થતા પુરુષો પોતાના કુટુંબ અને પોતાની જ્ઞાતિ પ્રત્યે દિલસોજી ધરાવવા માટે આ સખી ગૃહસ્થનું અનુકરણ કરશે એવી આશા છે.




**રા. બહેચરભાઈ રાયજીભાઈ પટેલ**

ગણપતપુરા

(પરિચય : પાન ૨૬૦-૨૬૧)



**ડો. પીતાંબરદાસ કુબેરદાસ એલ.એમ. એન્ડ એસ.**

અમદાવાદ

(પરિચય : પાન ૨૬૧-૨૬૨, ૨૬૬)

## સીતવાળાનું કુટુંબ (સુરત)

'સીતવાળા' સંજ્ઞાથી પિછાણાતું કુલીન કુટુંબ અસલ અમદાવાદ શહેરમાં રહેતું હતું, જ્યારે તેઓનો પ્રાચીન ધંધો તારકસબનો તથા રેશમના વણાટકામનો હતો. તેઓ ઘણો ઉમદા માલ બનાવી રાજા-રજવાડાઓમાં ઘણા જૂના વખતથી મોકલતા. જ્યારે રેલવે નહોતી અને ગુજરાતનું પહેલા નંબરનું બંદર સુરત ગણાતું હતું ત્યારે ઘણા દેશપરદેશના અરબ, તુર્ક, મૂર તથા યુરોપિયન વેપારીઓ તેમનો માલ ખરીદવા આવતા. તેમના અમદાવાદના એજન્ટ તરીકે ઘણાં વર્ષ સુધી કામ કર્યા પછી તેમણે (જેઠાશાહ) જાતે જ સુરતમાં પોતાનું જરી અને રેશમી માલનું કારખાનું કાઢ્યું અને ઉત્તમ કારીગરોના હાથથી ઘણો ઊંચો માલ બનાવીને તે દરિયાપારના વેપારીઓને વેચવા માંડ્યો. જેઠાશાહને હરજીવનદાસ નામે પુત્ર હતા, જેમની (હરજીવનદાસ જેઠાશાહની) સીતવાળા કુટુંબના મૂળ પુરુષ તરીકે આ પુસ્તકમાં છબી આપવામાં આવી છે, તેમણે અમદાવાદથી સુરતમાં આવી સ્થાયી વસવાટ કર્યો હતો. અમદાવાદમાં પણ પોતાનું ઘર તથા વ્યાપારી પેઢી હતાં. એમ ઘણાં વર્ષ ચાલ્યા પછી તેમનું ધ્યાન સુરતના વેપારમાં વધારે લાગવાથી તથા મુંબઈ બેટ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યા પછી તેની આબાદી વધતાં તે વ્યાપારનું મુખ્ય સ્થળ થવાથી લગભગ ૧૦૦ વર્ષ ઉપર તેમણે મુંબઈમાં પહેલવહેલી પોતાની મંછારામ ઈચ્છારામ હરજીવનદાસના નામથી પેઢી ખોલી. હાલ મુંબઈની તે પેઢી શેઠ બાલુભાઈ ડાહ્યાભાઈની માલિકીમાં ચાલે છે, જે પિતા-પુત્રની મુબારક છબી પણ આ પુસ્તકમાં આપવામાં આવી છે. ઉપરાંત, મુંબઈમાં હાલ શેઠ જીવણભાઈ (તેમની પણ છબી આપવામાં આવી છે)ની માલિકીમાં જગન્નાથ મંછારામના નામની પેઢી ચાલે છે; જ્યારે ત્રીજી પેઢી હરજીવનદાસ જેઠાશાહના પુત્ર જગજીવનદાસના પુત્ર બુલાખીદાસના પુત્ર કેશવલાલભાઈના પુત્ર રતિલાલ કેશવલાલના નામની ચાલે છે. (શેઠ કેશવલાલભાઈ તથા શેઠ રતિલાલભાઈની પણ છબી આપવામાં આવી છે.) આ પુસ્તકમાં તે ઉપરાંત હરજીવનદાસના ત્રીજા પુત્ર ત્રિભુવનદાસના પુત્ર છબીલદાસના પુત્ર શેઠ છોટુભાઈ છબીલદાસની પણ છબી આપવામાં આવી છે. આ ગૃહસ્થની પેઢી હાલ સુરતમાં છે અને તેઓ પણ જરીકામના મોટા વ્યાપારી છે. અમદાવાદમાં પણ શેઠ કેશવલાલ કલ્યાણભાઈના નામની જરી માલની પેઢી છે. આ કુટુંબે

વિદ્યાવૃદ્ધિ માટે 'શ્રી કડવા પા. હિતવર્ધક મહામંડળ'ના ફંડમાં ઘણી ઉદાર રકમો બક્ષિસ આપી છે. સુરતની કડવા જ્ઞાતિના આગેવાનોમાં તેમનું કુટુંબ ગણાય છે.

**રા. રા. કરસનદાસ જયસિંહભાઈ દેસાઈ (વિરમગામ)**

આ ગૃહસ્થ પાટડી અને વિરમગામના વિખ્યાત દેસાઈ કુટુંબમાંના એક છે. તેમનો જન્મ સંવત ૧૯૨૪ના શ્રાવણ માસમાં થયો હતો. હાલ તેમની વય લગભગ ૪૪ વર્ષની છે. તેમની ગુજરાતી અને અંગ્રેજી કેળવણીની શરૂઆત વિરમગામમાં જ થઈ હતી. સ્થાનિક અંગ્રેજી સ્કૂલમાં પાંચમા ધોરણમાં ઊંચા નંબરે પાસ થઈ તેઓ પોતાનો અભ્યાસ આગળ વધારવા અમદાવાદ ન્યુ હાઈસ્કૂલમાં ગયા. ત્યાં પણ ઊંચા નંબરે પાસ થયા અને તે જ સ્કૂલમાં તેમને શિક્ષકની જગા આપવામાં આવી. ફાજલ સમયમાં તેમણે કાયદાનો અભ્યાસ કર્યો અને ૨૪ વર્ષની વયે ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા મુંબઈ ઈલાકામાં પહેલા નંબરે પાસ કરી (સંવત ૧૯૪૮). વકીલ તરીકે પહેલવહેલો કપડવણજ ધંધો શરૂ કર્યો. આબાદ ધારાશાસ્ત્રી તરીકે કામ કરતાં કરતાં પણ તેમણે હાઈકોર્ટ વકીલની પરીક્ષા માટે અભ્યાસ કરી સં. ૧૯૪૯માં અર્થાત્ બીજે જ વર્ષે તે પરીક્ષા પાસ કરી અને વિરમગામમાં વકીલાત કરવા માંડી. કાયદાના ઘણા ઊંડા જ્ઞાનથી તેમને પાટડી સ્ટેટ પ્લીડર તરીકે પસંદ કરવામાં આવ્યા, જે જગા તેમણે સબ-જજ થતાં સુધી ભોગવી સારું માન મેળવ્યું.

સં. ૧૯૫૬માં આવો સારો ધંધો ચાલતો હતો છતાં પણ જ્યારે તેમને ના. સરકાર તરફથી ઉમરેઠમાં સબ-જજ તરીકે જગા આપવામાં આવી ત્યારે તે તેમણે સ્વીકારી. પાટીદાર કોમ (કડવા કે લેઉવા)માંથી ના. અંગ્રેજ સરકારના રાજ્યમાં ત્યાં સુધી તેવી જગા પર કોઈ નિમાયું નહોતું (હાલ સુધી પણ તેમ જ છે). વિરમગામની જ્ઞાતિ સમસ્તે મળી, તેમને આવો ઉત્તમ હોદ્દો મળવા બદલ માનપત્ર આપ્યું હતું. સં. ૧૯૫૭માં ગોધરાના સબ-જજ તરીકે જગા મળી, જ્યાં તેમને પ્રોમોશન મળ્યુંઅને તેમનો બસો રૂપિયા પગાર થયો. ઉપરાંત, સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટની પણ સત્તા મળી હતી. ત્યાંથી ઓલપાડ બદલી થઈ. સુરતની ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં વારંવાર મદદગાર તરીકે કામ કરવા જવાનું થતું, ત્યાં પણ પોતાના કામથી સારું નામ કાઢ્યું હતું. ત્યાંથી તેમની રૂ. ૩૦૦ના પગારે વલસાડ બદલી

થઈ. હાલ તેઓ જંબુસરમાં સબજજ છે. તેઓ સુધારાના હિમાયતી છે. પોતાની કીમતી સલાહનો તેમણે સુધારાવાદીઓને વારંવાર લાભ આપ્યો છે. તેઓ વિરમગામમાં વકીલાત કરતા ત્યારે ત્યાં મ્યુનિ. કાઉન્સિલર હતા. સંવત ૧૯૬૮ના દુષ્કાળ વખતે જંબુસરમાં દુષ્કાળ ફંડ સમિતિના પ્રેસિડેન્ટ હોઈ ઘણું સારું કામ બજાવ્યું હતું. સને ૧૮૯૭માં ઈન્ફન્ટિસાઈડ ફંડ માટે યોજના કરાવવા સરકારને અરજી કરવામાં પણ તેમણે ખાસ ભાગ લીધો હતો. 'શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ની વડોદરા ખાતે મળેલી બેઠકના તેઓ પ્રમુખ હતા. જ્ઞાતિના દરેક મેળાવડામાં તેઓ આગળ પડતો ભાગ લે છે. 'શ્રી ક. પા. હિતવર્ધક મહામંડળ'ના તેઓ ઓનરરી સેક્રેટરી છે. વિદ્યાદાન પ્રતિ ખાસ પ્રીતિ ધરાવે છે; અને તેથી કેટલાક વિદ્યાર્થીઓને છૂપી મદદ આપે છે. સદરહુ મહામંડળના ફંડમાં પણ રૂ. ૭૫૦ની ઉદાર રકમ બક્ષિસ આપી છે.

**રા. રા. પોપટલાલ શિવલાલ, બી.એ., એલએલ.બી. (ટીકર)**

આ બંધુના પિતાજી રા. શિવલાલ પીતામ્બરદાસ ધ્રાંગધ્રા રાજ્યમાં ટીકર (રણના કાંઠે) ગામના પટેલ છે અને તેઓએ બાજુના જ્ઞાતિબંધુઓમાં આગેવાન છે. તેઓ સુધરેલા વિચારના હોવાથી પોતાના ચાર પુત્રોમાં બેને વિદ્યાદેવીના અને બેને કૃષિવિદ્યા (ખેતીવાડી)ના ઉપાસક બનાવ્યા છે. રા. પોપટલાલભાઈએ ટીકરમાં ગુજરાતી અભ્યાસ પૂરો કરી ધ્રાંગધ્રામાં રહી અંગ્રેજી અભ્યાસ કર્યો હતો. મેટ્રિકની પરીક્ષા પાસ કર્યા બાદ પોતાનો અભ્યાસ આગળ વધારવા તેઓ કૉલેજમાં દાખલ થયા અને તેની છેલ્લી પરીક્ષા પાસ કરી કાઠીઆવાડી કણબીઓમાં પહેલવહેલા જ ગ્રેજ્યુએટ થયા. પછી મુંબઈમાં રહી તેમણે કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો; અને છેવટે એલએલ.બી.ની છેલ્લી પરીક્ષા પાસ કરી ધારાશાસ્ત્રી તરીકેની ડિગ્રી મેળવી. તેઓ તદ્દન યુવાન છતાં શાંત અને મિલનસાર સ્વભાવના છે. હાલ તેઓ ધ્રાંગધ્રા રાજ્યમાં મેજિસ્ટ્રેટ તરીકે કામ કરે છે. અમને આશા છે કે ત્યાં તેઓ અવશ્ય રાજા-પ્રજા ઉભયને પ્રિય થઈ પડશે. તેમના વિદ્યાભ્યાસ કરનારા બીજા બંધુ મેટ્રિકની પરીક્ષામાં બેઠા છે. તેઓ પણ પ્રભુકૃપાથી પાસ થશે એટલે કૉલેજમાં પોતાનો અભ્યાસ આગળ વધારવા ચાહે છે. તેમના પિતાજી રા. શિવલાલભાઈ સુધારાના હિમાયતી છે. પિતા-પુત્ર બંને શ્રી કડવા પા. શુભેચ્છક સમાજના સભાસદ છે. જ્ઞાતિની સઘળી સભાઓમાં તેઓ જિગરથી ભાગ લે છે.

## રા. બહેચરભાઈ રાયજીભાઈ (ગણપતપુરા)



વડોદરાનાં ૨૬ ગામોના જથ્થામાં આ ગૃહસ્થનું કુટુંબ 'રાયજીભાઈ રામદાસવાળા'ના નામથી ઘણાં વર્ષો થયાં જાણીતું છે, તદુપરાંત, ગાયકવાડી રાજ્યના એક જાગીરદાર અને બુદ્ધિશાળી લોકપ્રિય આગેવાન તરીકે રા. બહેચરભાઈના પિતા રાયજીભાઈએ કીર્તિ સંપાદન કરેલી હોવાથી, શ્રીમંત ગાયકવાડ સરકારની પણ તેમણે કૃપા મેળવી હતી; અને ના. મહારાજાની હજૂર સવારીએ આ પ્રેમી રાજભક્તનું ઘર પાવન કર્યું હતું. પિતાના સ્વર્ગવાસ પછી રા. બહેચરભાઈએ, તેમણે મેળવેલી કીર્તિ જાળવી રાખવા ઘણા પ્રયત્નો કર્યા છે અને તેમાં તેમના કનિષ્ઠ બંધુઓ રા. ઝવેરભાઈ, રા. કેશુરભાઈ તથા રા. છોટાભાઈ પણ મદદ કરે છે. રા. બહેચરભાઈ પોતાના પિતાજી વૃદ્ધ થવાથી વહીવટમાં પડી ગયા હતા, તેથી અંગ્રેજી ભણી શક્યા નહિ, પણ તેમણે પોતાના નાનાભાઈ છોટાલાલને ખાસ કાળજી રાખીને અંગ્રેજી અભ્યાસ કરાવ્યો છે. સં. ૧૯૬૪ની સાલમાં પોતાના જથ્થાનાં સઘળાં ગામોને પોતાને ત્યાં તેડાવી મોટું ખર્ચ કરી, સુધારાનાં ભાષણો કરી, બ્રહ્મચર્ય પાળવા; કન્યાવિક્રય, બે સ્ત્રીઓ, ફૂલના દડાનું લગ્ન આદિ નહિ કરવા; મેંદો અને પરદેશી ખાંડ નહિ વાપરવા; ફટાણાં નહિ ગાવા; રોવા-કૂટવાનું બંધ કરવા; વિદ્યાવૃદ્ધિ ફંડ ખોલવા વગેરે ઉમદા વ્યવહારુ સુધારા કરાવ્યા હતા. સં. ૧૯૬૫ની સાલમાં શ્રીમંત સયાજીરાવ મહારાજના જ્યેષ્ઠ પુત્ર સ્વ. ફત્તેહસિંહરાવના સ્મરણાર્થે અનાથાશ્રમ ખોલવા આગળ પડતો ભાગ લઈ, તેઓ તે આશ્રમના લાઈફ મેમ્બર થયા હતા અને આશ્રયદાતા તરીકે દરવર્ષે મદદ કરે છે. જ્ઞાતિસુધારાના ચુસ્ત હિમાયતી હોવાથી, સં. ૧૯૬૬ની સાલમાં સ્થપાયેલ 'શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ના પોતે શરૂઆતથી એક નેતા રહી તેને તન, મન અને ધનથી મદદ કરતા આવ્યા છે અને કરે છે; એટલું જ નહિ પણ પોતાના જથ્થાનાં ગામોના આગેવાનોને દરેક બેઠકમાં તેડી લાવી, તેઓના વિચારોમાં પણ સારું પરિવર્તન કરાવી શક્યા છે. સં. ૧૯૬૭ની સાલમાં સદરહુ સમાજની વડદોરા ખાતે મળેલી બેઠકમાં પધારેલા સુભાસદોની ઉત્તમ પ્રકારે સેવા બજાવવામાં તેમણે જે મદદ કરી હતી તે ખાસ નોંધવા જેવી છે. 'ચોરંદા મહાલ પ્રજામંડળ' નામે ખેડૂતોના હક્કોનું રક્ષણ કરવા સ્થપાયેલ તે મંડળના તેઓ નેતા હોવાથી તેમને તેના પ્રમુખપદ પર સ્થિત કરવામાં આવ્યા હતા. વિદ્યાવૃદ્ધિ પ્રત્યે તેમની ખાસ અભિરુચિ દરેક પ્રસંગે ઝળકી રહી છે. પંચની

બેઠકોમાં, સમાજની મીટિંગમાં અને તેવી દરેક સભામાં તેઓ વિદ્યાદાનમાં પોતાની ઉદારતા બતાવે છે. ગઈ સાલમાં સ્થપાયેલા શ્રી કડવા પા. હિતવર્ધક મહામંડળના ફંડમાં પણ તેમણે ઉદાર રકમ બક્ષિસ આપી છે. હાલ તેમની વય ૩૭ વર્ષની છે. તેમને બે પુત્રો અને એક પુત્રી છે, જેમની કેળવણી પ્રત્યે તેઓ ખાસ કાળજી રાખે છે.

### રા. રા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ (વડોદરા)

આ બંધુ વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં ચિત્રકલા-શિક્ષક છે. તેઓ ગુજરાતી તેમ જ અંગ્રેજી ભાષા સારી જાણે છે. તેઓ મૂળથી જ સુધારાના હિમાયતી હોઈ શ્રી ક. પા. શુભેચ્છક સમાજ પ્રતિ સારી કાળજી ધરાવતા આવ્યા છે. જ્ઞાતિના દરેક મેળાવડામાં હાજરી આપે છે; એટલું જ નહિ પણ આસપાસનાં ગામોના બંધુઓને પણ પ્રબોધીને તેડી લાવે છે; એથી કરી તેમના વિચારોમાં તેઓ કેટલેક દરજ્જે પરિવર્તન કરાવી શક્યા છે. વડોદરા ખાતે સદરહુ સમાજને આમંત્રણ આપનાર ખુદ તેઓ જ હતા. તે બેઠકના સ્વાગત મંડળના તેઓ ચેરમેન હતા; અને તેમના તથા તેમના મિત્ર રા. બહેચરભાઈ વગેરેના સ્તુતિપાત્ર પ્રયત્નોથી વડોદરાની બેઠક ઉત્તમ રીતે દીપી ઊઠી હતી. તેઓ હાલ લગભગ ૩૪-૩૫ વર્ષની વયના છે. તેમને બે પુત્રી અને એક પુત્ર છે. તેમની કેળવણી પ્રતિ તેઓ ખાસ લક્ષ આપે છે. બાળલગ્નને ધિક્કારનાર હોવાથી તેમણે પોતાનાં સંતાનોને બચપણમાં પરણાવ્યાં નથી.

### ડો. પીતાંબરદાસ કુબેરદાસ, એલ.એમ. એન્ડ એસ. (અમદાવાદ)

આ ગૃહસ્થનો જન્મ લગભગ ૪૮ વર્ષ પર ગાયકવાડી રાજ્યના કલોલ તાલુકાનાં રૂપાલ ગામે થયો હતો. તેમના પિતાજીનું નામ કુબેરદાસ પરભુદાસ હતું. તેઓના પૂર્વજો અમદાવાદ સાબરમતી નદીના કાંઠે હાંસોલ ગામમાં રહેતા હતા, તેથી તેઓ હાંસોલા કહેવાય છે. છેલ્લા સો-દોઢસો વર્ષથી તેમનાં સગાંવહાલાં સહુ અમદાવાદમાં રહેતાં આવ્યાં છે. તે જગા તેમના વડીલોના નામ પરથી હાલ હાંસોલાવાડ (કડવા પોળ સામે)ના નામથી ઓળખાય છે. પીતાંબરદાસે ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી અંગ્રેજી ભણવા માંડ્યું. મેટ્રિકની પરીક્ષા પાસ કરી વિશેષ અભ્યાસ આગળ ચલાવ્યો. વૈદવિદ્યાનું જ્ઞાન સંપાદન કરવા માટે તેમણે મુંબઈમાં રહી  આગળ અભ્યાસ કર્યો અને છેવટે તે શાખાની છેલ્લી એલ.એમ. એન્ડ એસ.ની પરીક્ષા પાસ કરી અને ડિગ્રી મેળવી. અમદાવાદમાં વૈદકની

ખાનગી હૉસ્પિટલ કાઢી તેમણે તે ધંધામાં સારી નામના મેળવી છે. શહેરનાં ઘણાંખરાં ગૃહસ્થ કુટુંબોમાં તેઓ ફેમિલી ડૉક્ટર (કુટુંબના વૈદ) તરીકે ઘણા વખતથી પંકાય છે. વૈદક ધંધા ઉપરાંત વ્યાપારમાં પણ તેઓ ઘણા વખતથી ધ્યાન આપતા આવ્યા છે. ધંધાર્થે પ્રથમ ૬-૭ વર્ષ પર તેઓ પૃથ્વીની મુસાફરીએ નીકળ્યા હતા. યુરોપ-અમેરિકાની મુસાફરી કરી કેટલુંક વ્યાપારી જ્ઞાન સંપાદન કરીને પાછા ફર્યા છે. ઘણા જૂના વખતથી તેઓ સુધારાના હિમાયતી છે. સને ૧૮૮૯માં જ્ઞાતિની ઉન્નતિના ઠરાવો કરવા મે. કમિશનર શેપર્ડ સાહેબના અધ્યક્ષપણા નીચે જ્ઞાતિબંધુઓની મોટી સભા મળી હતી. ત્યારે મરણ નિમિત્તનાં ભોજનો અટકાવવા તેમણે લેખિત દરખાસ્ત રજૂ કરી હતી. બાળલગ્નને તેઓ પહેલેથી જ ધિક્કારતા આવ્યા છે. સં. ૧૯૬૩ની સાલથી ચાલતી જ્ઞાતિસુધારાની દરેક હિલચાલમાં તેમણે આગળ પડતો ભાગ લીધો છે. વિરમગામ મુકામે મળેલી શ્રી કડવા પા. શુભેચ્છક સમાજની પહેલી બેઠકના ખરેખરા અણીના વખતે પ્રમુખપદ સ્વીકારી તેમણે તેનું વિકટ કામ ઘણી બાહોશી તથા દીર્ઘદૃષ્ટિથી ચલાવ્યું હતું. તેઓ સુલેહના હિમાયતી હોવાથી જ્ઞાતિમાં વારંવારના વઘરા-ઝઘડા પ્રસંગે પણ સમાજના પ્રમુખ તરીકે હંમેશાં સમાજના સભાસદોને સુલેહનો જ સદ્‌બોધ આપતા આવ્યા છે. વડોદરા ખાતે મળેલી સદરહુ સમાજની બીજી બેઠકમાં પણ તેમણે ઘણી અગત્યની મદદ કરી હતી. તેઓ શ્રી ક. પા. શુ. સમાજ બોર્ડિંગના પ્રેસિડેન્ટ છે. લાંબા વખત સુધી તેમણે મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકે રહી અમદાવાદની પ્રજાની સેવા પણ બજાવી છે. કણબી જ્ઞાતિમાં તેઓ પહેલવહેલા જ ગ્રેજ્યુએટ, પહેલવહેલા જ યુરોપ-અમેરિકાની મુસાફરી કરનાર અને શ્રી ક. પા. શુભેચ્છક સમાજના પહેલવહેલા જ પ્રેસિડેન્ટ છે. ઈ.સ. ૧૯૧૨ના એપ્રિલમાં વ્યાપારાર્થે બીજી વાર યુરોપખંડની મુસાફરીએ ગયા. ઈંગ્લૅન્ડ, ફ્રાન્સ, સ્વિટ્ઝરલૅન્ડ અને ઈટાલી વગેરે દેશોની મુસાફરી કરીને વ્યાપારી જ્ઞાન સારી રીતે સંપાદન કર્યું છે. ઈંગ્લૅન્ડના લંડનમાં 'દેસાઈ બ્રધર્સ'ના નામથી ચાલતી એજન્સીની દુકાનના તેઓ ભાગીદાર છે. તેમણે તેની શાખાઓ મુંબઈ તથા અમદાવાદમાં ખોલી છે. વિદ્યાવૃદ્ધિના હિમાયતી તરીકે તેમણે જ્ઞાતિના કેટલાક વિદ્યાર્થીઓને છૂપી મદદ કરી છે અને કરે છે. ઉપરાંત, વિદ્યાવૃદ્ધિ માટે ખાસ સ્થાપવામાં આવેલા 'મહામંડળ'ના ફંડમાં પણ તેમણે રૂા. ૫૦૦ની ઉદાર બક્ષિસ આપી છે. તેઓ નિરભિમાની, મિલનસાર અને માયાળુ હોવાથી ઘણા લોકપ્રિય આગેવાન ગણાય છે.

## દેસાઈ અમરસિંહજી વકીલ (ધ્રાંગધ્રા)

આ સુધારક બંધુનું કુટુંબ ઘણા પ્રાચીન વખતથી દેસાઈઓ સાથે નામાંકિત ગણાય છે. તેમના પૂર્વજોમાં થઈ ગયેલ રા. જેઠાભાઈ, ફત્તેસિંહજી વગેરે વીરપુરુષોએ માંડલગઢમાં રાજ્ય કરતાં કેવી નામના મેળવી હતી તે આપણે આગળ જોઈ ગયા છીએ. હાલ તેમનું કુટુંબ વિરમગામમાં પટેલાઈ કરે છે અને ધ્રાંગધ્રામાં દેસાઈ તરીકે પંકાય છે. રા. અમરસિંહજીભાઈ લગભગ વીશ વર્ષથી ધ્રાંગધ્રા રાજ્યના સ્ટેટ પ્લીડર તરીકે સારા માન સાથે સેવા બજાવી રહ્યા છે. ઉપરાંત, તેમણે સ્વર્ગસ્થ મહારાજા સાહેબના સમયમાં ઝાલાવાડ બૅન્કના મેનેજર તરીકે પણ ઘણી બાહોશી અને વાણિજ્યબુદ્ધિથી કામ કર્યું હતું. હાલમાં રાજ્યના વસૂલાતખાતામાં તેઓ હોદ્દેદારો છે. તેવી જ રીતે તેમનું ધ્રાંગધ્રાનું કુટુંબ પણ પરાપૂર્વથી રાજ્ય સાથે ગાઢ પરિચયમાં હોઈ સારા હોદ્દાઓ પર નોકરી કરતું આવ્યું છે.

રા. અમરસિંહજીભાઈ તથા તેમના લઘુ ભ્રાતા મગનલાલભાઈ બંને સુધારાના હિમાયતી હોવાથી બાળલગ્નને અને મરણ પાછળનાં અકુદરતી ભોજનોને ધિક્કારનારા છે. શ્રી ક. પા. શુભેચ્છક સમાજની ઉત્પત્તિ તેમની દીર્ઘદૃષ્ટિવાળી સલાહને આભારી છે. રા. અમરસિંહભાઈ શરૂથી જ 'સમાજ'ના ઉત્તમ સલાહકાર નેતા તરીકે કામ કરે છે. ઉપરાંત, તેઓ તેની વ્યવસ્થાપક કમિટીના મેમ્બર છે. તેઓ ગુજરાતી, હિંદી અને ઉર્દુ ભાષાઓ સારી રીતે જાણે છે. ઉપરાંત તેઓ શીઘ્રવક્તા, લેખક, કવિ અને વિદ્વાન ધારાશાસ્ત્રી છે. તેમની વય હાલ ૪૨ વર્ષની છે.

તેમના કુટુંબની ધ્રાંગધ્રા રાજ્યમાં ઘણી સારી પ્રતિષ્ઠા છે. જમીન-જાગીર સાચવવી, એકનિષ્ઠાથી પ્રમાણિકપણે રાજ્યની સેવા કરવી, વ્યાપાર અને શરાફી વહીવટ ચલાવવો એ વગેરે કામમાં આખું કુટુંબ નમૂનેદાર ગણાય છે. કુટુંબના વિદ્વાન ધારાશાસ્ત્રી વયોવૃદ્ધ પુરુષ દેસાઈ ભાવસિંહજી તદ્દન સુધરેલા વિચારના હોઈ સુધારાની દરેક હિલચાલમાં સારો રસ લે છે. દેસાઈ કાલિદાસભાઈ, દેસાઈ બહેચરલાલ માસ્તર, દેસાઈ છોટાલાલ, દેસાઈ સોમનાથ આદિ યુવક વર્ગે પણ સુધારાની ચાલુ હિલચાલ પરત્વે ઘણો ઊહાપોહ કર્યો હતો અને કરે છે.

## જીવન્મુક્ત મહાત્મા શ્રી સરયૂદાસજી



પાટડીમાં વસતા 'અમદાવાદી પરીખ' સંજ્ઞાધારક કુલીન કુટુંબમાં આ જીવન્મુક્ત મહાત્માનો જન્મ થયો હતો. પરોપકાર, દયા, દાન, ધર્મ અને મહાત્માઓ પ્રતિ તેમને બાલ્યવયથી જ અસાધારણ પ્રીતિ હતી. તેને લઈને, જોકે તેઓ સ્કૂલમાં કાળજીપૂર્વક અભ્યાસ કરતા માલૂમ પડતા નહિ. તો પણ તેમનું જ્ઞાન ઘણું ઊંચા પ્રકારનું હતું. વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી પોતાનાં વડીલોની ઈચ્છાનુસાર તેમણે વ્યાપારી લાઈન લીધી હતી, પરંતુ જેમને સંસાર સાગર અસાર હતો તેઓ ત્યાં પણ સર્વ અસાર જ જોતા હતા, એટલે આ વિરાગી વૃત્તિથી તેમાં પણ તેમને પ્રીતિ થઈ નહીં. પોતાનો બને તેટલો સઘળો સમય તેઓ સંત-સમાગમમાં વિતાવવા સારું શોધી શોધીને મહાત્માઓના સાન્નિધ્યમાં જતા અને ત્યાં જ તેમની સાથેના સત્સંગમાં ખાનપાનનું ભાન રાખ્યા વિના બેસી રહેતા હતા. તેમની આવી પ્રવૃત્તિઓને લીધે તેમનું વ્યાવસાયિક-વ્યાવહારિક વર્તન તદ્દન ફીક્કું લાગતું હતું. જ્ઞાતિના રિવાજ પ્રમાણે તેમનાં બાળપણમાં જ લગ્ન થઈ ગયાં હતાં, એટલે તેમને તેમની મરજી વિરુદ્ધ સંસારમાં પાડવા પ્રયત્ન થયો હતો. તેમનાં ધર્મપત્ની પણ સાક્ષાત્ મીહીરા (મીરાં)નો પ્રત્યક્ષ અનુભવ કરાવે તેવાં - એક મહાત્માના નામને દીપાવે તેવાં હોવાથી, તેમને માથે નાખવામાં આવેલી સંસારની ઉપાધિ માત્ર નામની જ હતી. બંનેએ - પતિપત્નીએ જીવનપર્યંત નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું. એ સાધ્વી બાઈ અલ્પ સમયમાં જ પ્રભુના ચરણકમળમાં પહોંચી ગયાં અને એમ એક સિંહ સમાન મહાત્માની મર્યાદાની-નામની વ્યાવહારિક શૃંખલા-બેડી તૂટી ગઈ. આવા વિપદ પ્રસંગમાં જેમ એક સાધારણ પુરુષને મહાવિષાદ (શોક) થાય છે તેમ તેમને ન થતાં, ઊલટું તેઓ પ્રભુની આવી ઈચ્છાથી તો મનમાં મલકાતા હતા. કુલીન ઘરમાં ઉપરાઉપરી માગાં થવા લાગ્યાં એટલે તેમના વડીલોએ તેમને વીલા ન મૂકવા (એકલા ન પડવા દેવા) વિચાર કરવા માંડ્યો. તેઓ સઘળાની આવી હિલચાલની ખબર પડતાં જ તેમણે પીંજરામાંથી મુક્ત થયેલ કેસરીની માફક અરણ્યમાં ચાલ્યા જવા વિચાર કર્યો. તેમણે પોતાના વડીલોને પોતાની ઈચ્છા જણાવ્યા સિવાય જ, તીવ્ર વિરાગને લીધે પોતાનું જન્મસ્થાન છોડ્યું અને તેઓ યથેચ્છ વિચરવા લાગ્યા. તીર્થાટન કરતા કરતા અનેક મહાત્માઓના સત્સંગનો લાભ લેતા લેતા કેટલાક વખત પછી રાજનગર (અમદાવાદ)માં આવ્યા અને એક

સ્વામીજી પાસેથી દીક્ષા લઈ તેમના શિષ્ય થયા. પૂર્વજન્મનાં અપૂર્ણ સંચિતને અનાયાસે ભોગવવા કોઈ યોગભ્રષ્ટ મહાત્માનું જેમ વિચરવું થાય તેમ તેઓ પોતાની સઘળી પ્રવૃત્તિઓમાં રહેવા લાગ્યા. પોતે બિલકુલ નિષ્કિંચનપણે (દ્રવ્યને સ્પર્શ પણ કરતા નહિ) રહેતા હતા, તો પણ તેમના પરોપકારી ગુણો આવી સ્થિતિમાં પણ પ્રકાશમાન હતા. તેમનો સદ્‌બોધ સાંભળવા આવનારા મુમુક્ષુજનો તેમના નામે નિત્ય નિયમિત રીતે તેમના આશ્રમસ્થાન પર પરમાર્થ કરતા હતા. અનાથ, અપંગ, સાધુસંત અથવા કોઈ પણ પ્રકારનો યાચક એ કલ્પવૃક્ષ સમાન મહાત્માના આશ્રમસ્થાન પરથી અપૂર્ણ ઈચ્છાએ નિરાશ પાછો ફરતો નહિ. કલ્પવૃક્ષ જેમ પોતાનો આશ્રય કરનારને ઈચ્છિત વસ્તુ આપે છે તેમ તેઓશ્રી પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સુદ્ધાંનું સદાવ્રત બાંધી બેઠા હોય તેમ પ્રત્યક્ષ ભાન થતું હતું. બ્રહ્મજ્ઞાનરૂપ સર્વોત્તમ દાનનો તો ત્યાં નિશદિન અસ્ખલિત પ્રવાહ - મહાનદ જ વહ્યા કરતો હતો, ત્યાં શું કમીના રહે ? અમદાવાદની વ્યવહારલુપ્ત પ્રજાને તેમણે એવી ચેતાવી હતી કે, એક હલકામાં હલકા વર્ગથી ઉત્તમ વર્ગના સાધારણ જનો તેમ જ ગૃહસ્થો હજારોની સંખ્યામાં સૂર્યોદય પહેલાં તેમના સદ્‌બોધનું પાન કરવા આશ્રમ પર એકઠા થતા હતા. શાંતિનું તો ત્યાં સર્વાંશે સામ્રાજ્ય પ્રવર્તી રહેતું હતું. તેઓશ્રીનો સર્વદેશી ઉપદેશ સહુને પરમ પ્રિય થઈ પડ્યો હતો. ખંડનમંડનનું તો નામનિશાન હતું જ નહિ. તેમની આવા પ્રકારની નિષ્પક્ષપાત અને સામાન્ય સ્નેહદૃષ્ટિથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિના નાશનો ત્યાં પ્રત્યક્ષ અનુભવ થતો હતો. એ રીતે તદ્દન જીવન્મુક્ત દશાના આનંદમાં વિલસતા અને ભક્તજનોને વિલસાવતા તેઓ નિત્ય-નિયમિત સદ્‌બોધ આપતા હતા. 'પરોપકારાય સતાં વિભૂતયઃ' - સત્પુરુષોનું જીવન પરોપકારને માટે જ હોય છે, તેમ તે રીતે સંસારયાત્રા પરિપૂર્ણ કરી લગભગ સિત્તેર વર્ષની વયે સં. ૧૯૬૮ના કારતક વદ-૩ના દિવસે ભક્તોને ક્ષણભર મોહવશ કરી ઈચ્છાનુસાર સ્થૂળને પરહરી મોક્ષપદારૂઢ થયા. તેઓશ્રીના અંત્યેષ્ટિસંસ્કાર વેળા અમદાવાદ શહેરના તમામ હિંદુ સદ્‌ગૃહસ્થો વગેરેએ મળી લગભગ વીશ હજારની મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. તેમના નિર્વાણ પછી હજારો રૂપિયા તેમના નામે તેમના અનુયાયીઓએ ધર્માદા કર્યા. જ્ઞાનબળ વડે ભક્તોના અજ્ઞાન-અંધકારનો નાશ કરનાર સૂર્ય સમાન મહાત્મા શ્રી સરયૂદાસજી કણબી જ્ઞાતિને અને

તેમની અનેક પેઢીઓને ઉજ્જવલ કીર્તિ પમાડી સંસાર છોડી ગયા. તેમનાં સગાંવહાલાં, જ્ઞાતિજનો અને તેમનાં દર્શન કરનાર સર્વ ખરે જ અહોભાગી છે. પરમકૃપાળુ પરમાત્મા કણબી જ્ઞાતિના ઉદ્ધાર માટે એવા સરયૂદાસજીનો જ્ઞાતિમાં વારંવાર પ્રાદુર્ભાવ કરાવે તેવી અમારી દીનબંધુ પ્રભુને નમ્ર પ્રાર્થના છે.



## વિદ્વાનો અને અમલદારો વગેરે

રા. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ (અમદાવાદ) : ગુજરાત કૉલેજમાં પ્રોફેસર છે. (તેઓ સારા વક્તા છે, લેખક છે સને ૧૯૦૯માં મુંબઈ ઈલાકામાં પહેલા વર્ગમાં પહેલા નંબરે એમ.એ. થયા છે. સમાજની વિરમગામની બેઠકના વાઈસ પ્રેસિડેન્ટ હતા. તેમની છબી મેળવવા પ્રયત્નો કરેલા પણ નિષ્ફળ થયા છીએ.)

રા. અમૃતલાલ બળદેવદાસ હીંગળોકવાળા, બી.એ., એલએલ.બી. (સુરત) : વકીલાત કરે છે.

રા. મૂળજીભાઈ જેઠાભાઈ, બી.એ., એલએલ.બી. (ભાવનગર) : સ્ટેટમાં ન્યાયાધીશ છે.

રા. પોપટલાલ શિવલાલ, બી.એ., એલએલ.બી. (ટીકર) : ધ્રાંગધ્રા રાજ્યમાં નોકરી કરે છે.

રા. પીતાંબરદાસ કુબેરદાસ, એલ.એમ. ઍન્ડ એસ. (અમદાવાદ) : ખાનગી દવાખાનું છે.

રા. કરસનદાસ જયસિંહભાઈ, હાઈકોર્ટ પ્લીડર (વિરમગામ) : જંબુસર સબ-જજ છે.

રા. કલ્યાણજી ભગવાનદાસ, સી.એમ.એસ. (રાંદેર) : ક્વેટામાં દવાખાનું છે.

રા. પુરુષોત્તમદાસ નાનાભાઈ, ડિસ્ટ્રિક્ટ પ્લીડર (અમદાવાદ) : વિરમગામ વકીલાત કરે છે.

રા. કેશવલાલ માધવલાલ પરીખ, ડિસ્ટ્રિક્ટ પ્લીડર (વિરમગામ) : અમદાવાદ વકીલાત કરે છે.

રા. સાંકળચંદ જયસિંહભાઈ, ઈન્ટર (અમદાવાદ) : મુંબઈમાં વ્યાપાર કરે છે.

રા. શંભુલાલ ખોડીદાસ, ઈન્ટર (અમદાવાદ) : બી.એ.ની પરીક્ષામાં બેઠા છે.

રા. નારાયણદાસ ગોપાલદાસ, ઈન્ટર (અસારવા) : બી.એ.ની પરીક્ષામાં બેઠા છે.

રા. નંદલાલ મંછારામ, ઈન્ટર (અમદાવાદ) : અભ્યાસ કરે છે.

રા. શંભુલાલ ભગવાનદાસ મહાદેવીઆ, પી.ઈ. (અમદાવાદ) : મુંબઈ સુરતનો વેપાર કરે છે.

રા. અમૃતલાલ હરજીવનદાસ, પી.ઈ. (ભાવનગર) : મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરે છે.

રા. ગોકળદાસ રણછોડદાસ, પી.ઈ. (જૂનાગઢ) : ડૉક્ટરનો અભ્યાસ કરે છે.

રા. જેઠાલાલ ગિરધરલાલ, મેટ્રિક (અમદાવાદ) : પેન્શનર છે.

રા. હરિકૃષ્ણ સાંકળચંદ, મેટ્રિક (અમદાવાદ) : પેન્શનર છે.

રા. જમનાદાસ બુલાખીદાસ, મેટ્રિક (અમદાવાદ) : ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરની ઓફિસમાં કલાર્ક છે.

રા. માણેકલાલ ચીમનલાલ, મેટ્રિક (અમદાવાદ) : પાટડી સ્ટેટમાં ડેપ્યુટી કામદાર છે.

રા. રામચંદ્ર છોટાલાલ, મેટ્રિક (અમદાવાદ) : સેકન્ડ ક્લાસ એન્જિનિયર છે.

રા. મોતીલાલ હરગોવિંદદાસ, મેટ્રિક (અમદાવાદ) : ધોળકા ઓવરશિયર છે.

રા. ત્રિકમલાલ દલપતરામ, મેટ્રિક (અમદાવાદ) : કલેક્ટર ઑફિસમાં કલાર્ક છે.

રા. ચુનીલાલ ગોવિંદલાલ, મેટ્રિક (અમદાવાદ) : વિરમગામ મ્યુનિસિપલ કલાર્ક છે.

રા. હીરાલાલ કેશવલાલ ગાંધી, મેટ્રિક (અમદાવાદ) : બસીન (બર્મા)માં ઝવેરી છે.



રા. પુરુષોત્તમદાસ બળદેવદાસ, મેટ્રિક (અમદાવાદ) : વાજિંત્રોના વ્યાપારી છે.

રા. શકરાભાઈ બહેચરદાસ, મેટ્રિક (અમદાવાદ) : અન્જુમન ઈસ્લામ સ્કૂલમાં શિક્ષક છે.

રા. ડાહ્યાભાઈ સાંકળચંદ, મેટ્રિક (અમદાવાદ) : પોસ્ટલ ડિપાર્ટમેન્ટમાં નોકરી છે.

રા. અચરતલાલ જયકૃષ્ણદાસ, મેટ્રિક (અમદાવાદ) : પાટડી સ્ટેટમાં કલાર્ક છે.

રા. શકરાભાઈ છોટાલાલ, મેટ્રિક (અમદાવાદ) : ખાનગી ધંધો કરે છે.

રા. છગનલાલ છોટાલાલ, મેટ્રિક (અમદાવાદ) : આગળ અભ્યાસ કરે છે.

રા. મણીલાલ મોહનલાલ, મેટ્રિક (અમદાવાદ) : આગળ અભ્યાસ કરે છે.

રા. જમનાદાસ ગટોરદાસ, મેટ્રિક (અસારવા) : પોસ્ટલ ડિપાર્ટમેન્ટમાં નોકરી છે.

રા. ચુનીલાલ પુરુષોત્તમદાસ, મેટ્રિક (વિરમગામ) : શિહોર અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર છે.

રા. મગનલાલ રણછોડદાસ, મેટ્રિક (વિરમગામ) : પાટડી સ્ટેટમાં મુખ્ય કામદાર છે.

રા. ઝીણાભાઈ મગનલાલ, મેટ્રિક (વિરમગામ) : પાટડી સ્ટેટમાં મુખ્ય શિરસ્તેદાર છે.

રા. કેશવલાલ પ્રાણદાસ, મેટ્રિક (વિરમગામ) : પોસ્ટલ ડિપાર્ટમેન્ટમાં નોકરી છે.

રા. જીવરાજ હંસરાજ, મેટ્રિક (ભાવનગર) : કાપડના વ્યાપારી છે.

રા. વિઠ્ઠલદાસ ખીમજીભાઈ, મેટ્રિક (ભાવનગર) : અભ્યાસ કરે છે.

રા. બહેચરદાસ લક્ષ્મીચંદ, મેટ્રિક (રાજકોટ) : પૂના ખેતીવાડીની કૉલેજમાં ભણે છે.

રા. લક્ષ્મીચંદ દેવચંદ, મેટ્રિક (વાંકાનેર) : અભ્યાસ ચાલુ છે.

રા. ભોગીલાલ નાગરદાસ, મેટ્રિક (જેતલપુર) : ધીરધારનો ધંધો કરે છે.

રા. માણેકલાલ ગોવિંદલાલ, મેટ્રિક (અમદાવાદ) : શેરદલાલ છે.

રા. દામોદરદાસ અચરતલાલ, સ્કૂલ ફાઈનલ (અમદાવાદ) : શોરોક મિલમાં સેક્રેટરી છે.

રા. રણછોડલાલ બહેચરદાસ, સ્કૂલ ફાઈનલ (ગોમતીપુર) : રેવન્યુ ખાતામાં ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર સાહેબના હેડકલાર્ક છે અને હાયર પરીક્ષા પાસ કરી છે.

રા. પુરુષોત્તમ લલ્લુભાઈ, સ્કૂલ ફાઈનલ (વિરમગામ) : 'કડવા વિજય'ના એડિટર; 'શ્રી કડવા પા. શુભેચ્છક સમાજ'ના જનરલ સેક્રેટરી છે અને સ્કૂલ માસ્તર છે.

રા. ગોકળદાસ હાંસજીભાઈ, ફર્સ્ટ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : મિલમાં નોકરી છે.

રા. મગનલાલ ગોવિંદલાલ, ફર્સ્ટ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : કારખાનામાં નોકરી કરે છે.

રા. મગનલાલ હાંસજીભાઈ, ફર્સ્ટ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : કારખાનામાં નોકરી કરે છે.

રા. ત્રિભોવનદાસ નાથાભાઈ, ફર્સ્ટ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : ભાવનગર નોકરી કરે છે.

રા. ગિરધરદાસ પ્રભુદાસ, ફર્સ્ટ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : ભાવનગર નોકરી કરે છે.

રા. રામચંદ્ર છોટાલાલ, સેકન્ડ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : અમદાવાદ નોકરી કરે છે.

રા. નારણલાલ ગોવિંદલાલ, સેકન્ડ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : અમદાવાદ નોકરી કરે છે.

રા. ભાઈલાલ પ્રાણલાલ, સેકન્ડ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : વિરમગામ નોકરી કરે છે.

રા. બાપુલાલ ગુલાબચંદ, સેકન્ડ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : સરઢવ ધીરધાર ઉપરાંત પોતાની ખેતીવાડી કરે છે.

રા. મોતીલાલ મૂળજીભાઈ, સેકન્ડ ક્લાસ એન્જિ. (અમદાવાદ) : બાવળા નોકરી કરે છે.

રા. મણીલાલ હીરાલાલ, હૉસ્પિટલ આસિસ્ટન્ટ (અમદાવાદ) : બાંદીકુઈ (આર.એમ.રેલવે)માં ડૉક્ટર છે. (તેમના પિતાજી હીરાલાલ વસંતદાસ સાબરમતી રેલવે ચીફ ગુડ્ઝ કલાર્ક છે. તેમના ભાઈ

ચીમનલાલ હીરાલાલ 'કડવા હિતેચ્છુ' પત્રના અધિપતિ છે. આ કુટુંબના વડીલો અમદાવાદ શહેરમાં પહેલવહેલી છાપવાની કળા લાવ્યા હતા, તેથી તેમને 'છાપગર'ની સંજ્ઞાથી લોકો પિછાણે છે. તે કુટુંબના રા. સાંકળચંદભાઈ પોસ્ટલ ઈન્સ્પેક્ટર છે, જેમણે ચીનના વિગ્રહમાં લશ્કર સાથે સારી નોકરી કરી ચાંદ મેળવ્યો છે.)



રા. લલ્લુભાઈ હઠીભાઈ રાવસાહેબ (સાણંદ) : પેન્શનર છે.

રા. પુરુષોત્તમ ફકીરભાઈ રાવસાહેબ (સાણંદ) : રાંદેર કો-ઓપરેટિવ ક્રેડિટ સોસાયટીના સેક્રેટરી છે.

(આ પ્રમાણેની નોંધમાં જે કોઈ ગૃહસ્થ સુધારો-વધારો સૂચવશે તો તે પ્રતિ માનભરી લાગણીથી ધ્યાન આપી હવે પછી સુધારો કરવામાં આવશે.)



## "આવો, મા ઉમિયામય-બનીએ !"

મા ઉમિયા સૌનું કલ્યાણ કરે, સૌની રક્ષા કરે. સમગ્ર વિશ્વમાં કડવા પાટીદાર એક જ એવી કોમ છે કે જેની કુળદેવી મા ઉમિયા છે અને મા ઉમિયાનું આદ્યસ્થળ ઊંઝા છે. સૈકાઓથી આપણા વડવાઓ મા ઉમિયાની પૂજા કરતા આવ્યા છે. આજે પણ આપણે મા ઉમિયાને પૂજી રહ્યા છીએ.

### ૧૮મી શતાબ્દી મહોત્સવ પહેલાં

આજથી લગભગ અડધા સૈકા પહેલાં આ મંદિર સ્થાપત્યની રીતે જેમનું તેમ જ છે. અહીં યાત્રિકોની આવનજાવન ઘણી ઓછી હતી. સગવડ પણ પૂરતી નહતી. એક મંદિરની રીતે અહીં માતાજીની સેવા-પૂજા, આરતી, અર્ચન વગેરે થતું. ચકલાંને ચણ, અખંડ દીપ, પ્રસાદ વગેરે પ્રવૃત્તિઓ ચાલતી હતી. આવક પણ મર્યાદિત હતી. અંદાજે રૂ. ૧૦૦૦ થી રૂ. ૧૫૦૦ જેટલી વાર્ષિક આવકમાં માતાજીની દૈનિક ધાર્મિક વિધિઓ પણ પરાણે થઈ શકતી હતી. સમય પરિવર્તન સાથે શ્રી ઉમા માઈ મંડળ - ઊંઝાએ માતાજીમાં સક્રિય રસ લેવા માંડ્યો અને ધીમે ધીમે પ્રવૃત્તિઓમાં વધારો થવા લાગ્યો. સદાવ્રત, કાયમી હવન વગેરે ધાર્મિક પ્રવૃત્તિઓની કાયમી તિથિઓ નોંધાવા લાગી. ધીમે ધીમે યાત્રિકો પણ વધવા લાગ્યા. આ સંજોગોમાં શ્રી ઉમા માઈ મંડળ અને સંસ્થાના કાર્યવાહકોએ વિચાર્યું કે માતાજીની પ્રાણપ્રતિષ્ઠાનો એક ઉત્સવ ઊજવવો જોઈએ. શાસ્ત્ર પ્રમાણે કોઈ પણ મૂર્તિની એક સૈકા બાદ નવેસરથી શાસ્ત્રોક્ત રીતે પ્રાણપ્રતિષ્ઠા કરવી આવશ્યક છે. આથી પ્રસ્થાપિત મૂર્તિમાં નવીન ચૈતન્ય પેદા થાય છે. આ વાત માતાજીની પ્રેરણાથી સર્વને જચી ગઈ અને પરિણામે સંવત ૨૦૩૩માં સને ૧૯૭૬માં ૧૮મી શતાબ્દી મહોત્સવ ઊજવાયો.

### ૧૮મી શતાબ્દી મહોત્સવ



આ મહોત્સવ એક સંસ્કારી પ્રજાનો સંસ્કારી મહોત્સવ બન્યો. સંવત ૨૧૨ની સાલમાં રાજા વ્રજપાલજી કે કૃતપાલજીએ ઊંઝા ખાતે બંધાવેલ

મંદિરનો આધાર બનાવી ૧૮૦૦ વર્ષ પૂરા થયાની યાદગીરી રૂપે આ મહોત્સવ "અઢારમી શતાબ્દી મહોત્સવ" એવા નામ સાથે ઊજવાયો. પાંચ દિવસની શાસ્ત્રીય અને વૈદિક વિધિઓથી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા વિધિ સંપન્ન થઈ. આખા ઊંઝા ગામે સામેલ થઈ આ ઉત્સવ ઊજવ્યો. આપણા સમગ્ર ઊંઝા નગરના નગરજનો અને સમગ્ર કડવા પાટીદારો માટે એક અવિસ્મરણીય અને યાદગાર પ્રસંગ બની ગયો. મહોત્સવમાં ઊંઝા નગરના નગરજનોએ ખભેખભા મિલાવી મા ઉમાના ભક્તિભાવમાં સમરસ બની મા ઉમિયાના દર્શને આવનાર હજારો યાત્રાળુઓની સેવા કરી. તેનાથી પ્રભાવિત થઈ મા ઉમિયાના દર્શન કરવા આવનાર દર્શનાર્થીઓ મહોત્સવની વ્યવસ્થાના મુક્ત કંઠે વખાણ કરતાં થાકતા નહિ. ખરેખર ઊંઝાના સર્વે નગરજનો અને સમગ્ર કડવા પાટીદારો માટે આ ગૌરવભર્યો પ્રસંગ આપણી ભાવિ પેઢી માટે નજરાણું બની રહેશે !

આ મહોત્સવ પછી સમગ્ર કડવા પાટીદારોમાં મા પ્રત્યેના ભક્તિભાવ અને શ્રદ્ધાનાં ઘોડાપૂર ઉમટ્યા. મા ઉમિયાનો પ્રચાર અને પ્રસાર ગામે ગામ થયો. મા ઉમિયાના ફોટાનાં દર્શન દરેક ઘરમાં થયાં. દરેક ઘરમાં મા ઉમિયાની પૂજા થવા લાગી. હજારોની સંખ્યામાં દર્શનાર્થીઓ મા ઉમિયાના દર્શન માટે ઉમિયાધામ ઊંઝામાં આવવા લાગ્યા. ઊંઝા નગરમાં દર્શનાર્થીઓનો હારમાળાઓ સર્જાઈ રહે છે. આ ભક્તિભાવથી મા ઉમિયાધામમાં દાનનો ધોધ વહેવા લાગ્યો. માની આવક વધી. ગોલખમાં દરેક મહિને સારી આવક થવા લાગી.

આપણી કુળદેવી મા ઉમિયા અને સમગ્ર પાટીદાર સમાજે એક વિશાળ મહાસાગરનું રૂપ ધારણ કર્યું. આ ઘૂઘવાતા મહાસાગરમાં અનેક વમળો પેદા થયાં. મા ઉમાની છત્રછાયા નીચે સમગ્ર કડવા પાટીદાર સમાજે નવા યુગ - નિર્માણ માટે કમર કસી છે.

ઊંઝા નગરના લોકોની સેવાના ફળસ્વરૂપે મા ઉમિયાએ ઊંઝાને સુખ, શાંતિ અને સમૃદ્ધિ આપી. મહોત્સવ બાદ ઊંઝાએ આબાદી અને આર્થિક સમૃદ્ધિ ક્ષેત્રે અગ્ર હરોળનું સ્થાન પ્રાપ્ત કર્યું. ઊંઝા માર્કેટયાર્ડ એશિયા અને વિશ્વમાં પ્રથમ સ્થાન મેળવ્યું છે. ખેર, જરા થોભોને મનોમન શાંત ચિત્તે વિચાર કરો, આ ઊંઝાની યશગાથા કોના પ્રતાપે છે - તો આત્માના ઊંડાણમાંથી જવાબ મળશે કે આ બધો પ્રતાપ આપણી સૌની મા ઉમિયાનો છે.

સમગ્ર પાટીદાર સમાજ મા મય બની આર્થિક રીતે સક્ષમ ન હોય તેવા જ્ઞાતિબંધુઓના ઉત્થાન માટે દાનરૂપે નાણાંને ધોધ વહેવડાવવા લાગ્યો. આથી સંસ્થાની કારોબારીએ સમાજને ઉપયોગી પ્રવૃત્તિઓનું આયોજન કર્યું.

કડવા પાટીદાર સમાજના સર્વાંગી વિકાસ માટે રૂપિયા ૧૦૦ કરોડના ઉત્કર્ષ નિધિની રચના કરી અને તે સાથે એક વિમા યોજના બનાવી. આ માટે મા ઉમિયાના જ્યોતિરથનું આયોજન કરવામાં આવ્યું. મા ઉમાનો જ્યોતિરથ મધ્યપ્રદેશના કરોંદિયા ગામે તૈયાર કરવામાં આવેલો. ત્યાંથી જ્યારે રથની વિદાય આપવામાં આવેલી ત્યારે હજારો ભાવિક-ભક્તો માઈલો સુધી મા ઉમિયાના જ્યોતિરથ સાથે આવેલા તેઓની આંખમાં આંસુ છલકાઈ રહ્યા હતાં.

મા ઉમાના જ્યોતિરથે આપણા કડવા પાટીદાર સમાજમાં જે ભાવાત્મક એકતાના દર્શન કરાવ્યાં છે તેની તો કોઈ કલ્પના થઈ શકે તેમ નથી.

માના જ્યોતિરથે ગુજરાતભરના કડવા પાટીદારોના ૩૫૦૦ ગામો અને નગરોનું પરિભ્રમણ પૂર્ણ કર્યું છે. જ્યોતિરથ જે ગામ કે નગરમાં પ્રસ્થાન કરે છે, તે દરેક ગામ અને નગરમાં સમગ્ર નગરજનો બેન્ડવાજા, સ્કૂટર રેલી, કાર રેલી તેમજ બહેનોએ તેમની કિંમતી સાડીઓ માતાજીના જ્યોતિરથના માર્ગમાં પાથરી મા ઉમિયાનું ઉમંગભેર સ્વાગત કરેલ છે. સમગ્ર નગરને શણગારવામાં આવે છે. દરેક નગરજન અંગત વેરભાવ, ઈર્ષા, મતભેદો ભૂલી એક જ કુટુંબના ભાવ સાથે ઉમંગથી માના જ્યોતિરથનું સ્વાગત કરે છે. સમગ્ર ગામ એક રસોડે જમે છે. નગરમાં આનંદ અને ઉલ્લાસનું વાતાવરણ સર્જાય છે. દરેક નગરજન મા અને સમગ્ર સમાજ માટે કંઈક યોગદાન કરવા માટે મનોમન પ્રતિજ્ઞા કરે છે - જ્યોતિરથ સમગ્ર સમાજ માટે વ્યસન-મુક્તિનો સંદેશ લઈ ફરે છે. તેના મીઠા ફળ સ્વરૂપે લાખો નિર્વ્યસની બન્યા છે. દરેક ગામ અને નગરમાં મા પ્રત્યેનો ભક્તિભાવ અને આનંદનો હૃદયદ્રાવક માહોલ પેદા થયો છે. નજરે જોનારની દરેકની આંખમાં હર્ષના આંસુ છલકાઈ રહે છે.

જ્યોતિરથના પરિભ્રમણ દરમિયાન રૂ. ૧૦૦ કરોડના ઉત્કર્ષ નિધિ પૈકી અને વિમા યોજનાની આવક તથા ઉચ્ચ શિક્ષણ સહાય નિધિની રકમ મળી અત્યાર સુધી કુલ આવક ૧૭ કરોડ થઈ છે. જે અંકિત ફંડ તરીકે

જમા થયેલ છે. એકઠા થયેલા ભંડોળનો સમાજના ઉત્કર્ષ માટે ઉપયોગ કરવામાં કારોબારીએ વિચાર કર્યો છે. તે માટે હાલમાં શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા સમગ્ર કડવા પાટીદારોના કલ્યાણ અને ઉત્થાન માટે ૨૫ (પચ્ચીસ) જેટલી પ્રવૃત્તિઓ ચલાવે છે. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા આ પ્રવૃત્તિઓમાં આ અંકિત ફંડોનું માત્ર વ્યાજ વાપરે છે. આજ દીન સુધી જુદી જુદી પ્રવૃત્તિઓ દ્વારા સંસ્થાએ રૂ. ૭,૭૫,૨૪,૭૭૭ આપણા સમાજને સહાય અને કલ્યાણ માટે ખર્ચ કરેલ છે. આપણા સમાજમાં જે વિકલાંગ ભાઈ-બહેનો તથા ત્યક્તાઓ તેમજ નિરાધાર વિધવા બહેનો તેમજ બાળકો માટે પરત નહિ લેવાની રીતે (નોન-રીફંડેબલ) અને તેજસ્વી વિદ્યાર્થીને વ્યાજમુક્ત લોન આપવામાં આવે છે. આમાં જે દાતાઓએ રૂા. ૨૫,૦૦૦ પોતાનું યોગદાન આપેલું છે, તે બધા દાતાઓ માના આશીર્વાદને પાત્ર છે.

આ પ્રવૃત્તિઓના સંચાલનમાં કારોબારી સભ્યો તેમજ અન્ય સેવાભાવી વ્યક્તિઓ મા ઉમિયાની પ્રવૃત્તિઓનો વ્યાપ વધે તે માટે અને સમાજ મા મય બને તે હેતુથી માત્ર સંસ્થાના વાહનનો જ ઉપયોગ કરી પોતાના સ્વખર્ચે સમય આપી સેવાભાવનાથી ગુજરાતભરમાં જાય છે. સમાજમાં માતાજીની પ્રવૃત્તિઓનો ખ્યાલ આપી ભક્તિભાવના વધારે છે. જે ભાઈઓ આ કામ પ્રસંગે જાય છે, તેઓ પોતાના સ્વખર્ચે ભોજન અને રાત્રિવિરામ કરે છે. સંસ્થામાં એક પાઈનું પણ જમવાનું-રહેવાનું વાઉચર મૂકવામાં આવતું નથી. આમ માના સેવકો નિઃસ્વાર્થભાવે સમાજસેવાનું કામ કરે છે. આ માટે સમગ્ર સમાજે અને આપણે સૌ ઊંઝાના નગરજનોએ ગર્વ અનુભવવો જોઈએ કારણ કે આ સર્વે પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન ઊંઝા નગર છે.

મહોત્સવથી ભારતના તમામ કડવા પાટીદાર ભાઈઓના સંબંધોમાં નવી ક્ષિતિજો ખુલી છે. મધ્યપ્રદેશ ખાતે સમાજયાત્રાઓ યોજી ત્યાં પણ માતાજી પ્રત્યેનો ભક્તિભાવ વધ્યો. મધ્યપ્રદેશના પાટીદારોમાં એક નવું ખમીર પ્રગટ્યું. છેલ્લા પંદર વર્ષમાં મધ્યપ્રદેશમાં શૈક્ષણિક અને સામાજિક જાગૃતિ આવી. રાજકીય જીવનમાં પણ તેઓ સહભાગી બન્યા. મધ્યપ્રદેશ, બિહાર અને ઉત્તરપ્રદેશમાં વસતા આશરે ૧૦ કરોડ કૂર્મી પાટીદાર ભાઈઓને ખ્યાલ આવ્યો કે આપણી કુળદેવી મા ઉમિયા છે, ઉત્તરપ્રદેશમાં વસતા આપણા કૂર્મી પાટીદાર ભાઈઓએ ગુજરાતની સમાજયાત્રા ઊંઝા

માના દર્શન કરી શરૂ કરી. કારોબારી સભ્યોએ તેમનું સ્વાગત કરી સાત દિવસ સુધી તેમને ગુજરાતભ્રમણ કરાવી જુદી જુદી સંસ્થાઓનો રૂબરૂ પરિચય કરાવેલો. ગુજરાતની પ્રગતિ અને ભક્તિભાવ જોઈ તેઓ પ્રભાવિત થયા. મા ઉમિયાએ ઉત્તર ભારતના કુર્મી પાટીદારોમાં નવજાગૃતિના બી રોપ્યાં. તેના ફળસ્વરૂપે તેમણે દિલ્હીમાં અખિલ ભારતીય કુર્મી પાટીદાર કુળદેવી મા ઉમિયા નામની સંસ્થા સ્થાપી છે.



ત્યારબાદ તેઓએ ગુજરાતના પાટીદારોને ઉત્તરભારતમાં સમાજયાત્રા માટે આમંત્રણ આપ્યું. પરિણામે ગુજરાતની જુદી જુદી સંસ્થાઓના નામાંકિત પંચાવન સભ્યોનું પ્રતિનિધિ મંડળ સ્વખર્ચે ઉત્તરપ્રદેશમાં સમાજયાત્રાએ ગયું. તેઓએ આઠ દિવસ સમગ્ર ઉત્તરપ્રદેશની જુદી જુદી સંસ્થા અને વિસ્તારોની મુલાકાત લીધી. જ્યાં જ્યાં આપણું પ્રતિનિધિ મંડળ જતું ત્યાં આપણા જ્ઞાતિબંધુઓ ઘણા જ ઉમંગથી અને હેતથી સમાજયાત્રીઓનું સ્વાગત કરતા. નાના ભૂલકાઓ રસ્તા ઉપર ઊભા રહી ફૂલોની વર્ષા કરતા. નગરમાં પ્રવેશ કરતાં શરણાઈઓ, ઢોલ-નગારાં વગાડી આવકાર આપતા, આ બધું મા ઉમિયાના નામથી ભાવવિભોર બની તેમના સ્વજાતિ ગુજરાતી બંધુઓનું સ્વાગત કરતા.

સમાજયાત્રીઓના સ્વાગતમાં હજારોની મેદની ઉમટી પડતી. કલાકો સુધી તેમના આગમનની રાહ જોતાં બેસી રહેતા. ઉત્તરપ્રદેશની સમાજયાત્રામાં ત્યાંના પ્રધાનો, સંસદસભ્યો, વિધાનસભ્યો અને જિલ્લા પંચાયત સભ્યો તથા બહેનો પણ જોડાતી. સમાજ-યાત્રિકોનું ફુલમાળાઓ પહેરાવી સ્વાગત કરતા. ત્યાં દહેજપ્રથા નાબૂદી, પ્રેતભોજનબંધી, વ્યસનમુક્તિ અને કન્યા કેળવણી માટેના પ્રયત્નો કરવા ખાસ વિચારભાથું આપ્યું. તેની ફલશ્રુતિરૂપે આઝમગઢ જિલ્લાના રાહુવર (બદૌલી) ગામે તે વિસ્તારના ગાંધી તરીકે ઓળખાતા શ્રી રામશકલસિંહ પટેલની આગેવાની અને પ્રયત્નોથી પ્રથમવાર ૮૦ સમૂહલગ્નોનું આયોજન થયું. યુ.પી. પાટીદાર સમાજે પણ મા ઉમિયાને કુળદેવી તરીકે સ્વીકાર્યા. દિલ્હી ખાતે અને રાહુવર (બદૌલી) ખાતે મા ઉમિયાના મંદિરો તૈયાર થવા લાગ્યા છે. તે લોકોએ આપણને વડીલ સ્વજાતિબંધુ તરીકે સ્વીકારી હરદમ માર્ગદર્શન આપતાં રહેવા જણાવ્યું છે. આ સમૂહલગ્ન તા. ૨-૧૨-૨૦૦૧ના રોજ યોજાયા. જેમાં ત્યાંની સરકારના ૮ પ્રધાનો, સાંસદો, ધારાસભ્યો અને જિલ્લા-તાલુકાના આગેવાનો ખાસ હાજર રહ્યા. તેમણે

આર્થિક મદદ પણ આપી. તેમજ ફરી પણ જિલ્લે-જિલ્લે સમૂહલગ્નો યોજવાની જાહેરાત કરી. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના પ્રમુખશ્રી, ઉપપ્રમુખશ્રી અને અન્ય કારોબારી સભ્યો ત્યાં હાજર રહ્યા હતા. માતાજી સંસ્થાન તરફથી દરેક કન્યાને પાનેતર તથા માતાજીનો ફોટો ભેટ આપ્યો. અને ઉપપ્રમુખશ્રી ઓ. આર. પટેલે દરેક કન્યાને રૂા. ૫૦૦ની એક કાંડા ઘડિયાળ ભેટ આપી. આ રીતે મા ઉમાનો પ્રભાવ સમગ્ર ભારતમાં વધતો જાય છે. આવો આપણે ઊંઝા ગામના નગરજનો એવો ભાવ ઉભો કરીએ કે, 'મા ઉમાનું પાવન નગર ઊંઝા ગામ કોનું તો મા ઉમિયાનું' મા ઉમા માટે દરેક ઊંઝા વાસીના હૃદયમાં ગૌરવવંતુ સ્થાન હોવું જોઈએ.

## ૧૮મી શતાબ્દી મહોત્સવ બાદ

આ મહોત્સવમાં મળેલ ભવ્ય પ્રતિભાવથી ઉત્સાહિત થઈ દીર્ઘદષ્ટા સંચાલકોએ સમાજલક્ષી કામ કરવાનો સંકલ્પ કર્યો. બંધારણમાં સમાજઉત્થાનનો હેતુ ઉમેરવામાં આવ્યો. સૌ પ્રથમ શરૂઆત યાત્રીઓના ઉતારાની વ્યવસ્થા માટે અદ્યતન પથિકાશ્રમ અને ભોજનાલય બનાવવામાં આવ્યું. તે બાદ ઑફિસ, માતાજી મંદિરના ચાંદીના દરવાજા વગેરે બન્યું. આ પછી અંબાજી, બહુચરાજી અને સોલા-અમદાવાદ ખાતે પથિકાશ્રમો બનાવવામાં આવ્યા. આ પછી સમાજલક્ષી પ્રવૃત્તિઓ વધવા લાગી, જે નીચે મુજબ છે :

૧. **પથિકાશ્રમ પ્રવૃત્તિ** : મુંબઈ, સુરત, વડોદરા, રાજકોટ, ભૂજ, ઈન્દોર, ગાંધીનગર તથા દિલ્હીમાં કડવા પાટીદાર સમાજની સગવડ માટે પથિકાશ્રમ બાંધવા માટે જે કડવા પાટીદાર સમાજ આગળ આવે તેને ખર્ચના ૨૫ ટકા અને વધુમાં વધુ ૫ લાખની મદદ કરવા નક્કી કર્યું. આ આયોજન પ્રમાણે વડોદરા, સુરતમાં રૂપિયા પાંચ લાખ આપવામાં આવ્યા છે. આ પથિકાશ્રમો એકબીજાને નજીક લાવવામાં કડીરૂપ બનશે.

૨. **કેળવણીનાં છાત્રાલયોને મદદ** : કન્યા કેળવણીને ઉત્તેજન આપવા માટે નવીન કન્યા છાત્રાલય બનાવનાર કડવા પાટીદાર સંસ્થાને રૂા. ૨,૫૦,૦૦૦નું દાન આપવાનું અગાઉ નક્કી કરેલું. તે બાદ સમયે સમયે ફેરફાર કરી રૂ. ૫ લાખ કર્યા અને છેલ્લે કન્યા-કુમાર બંને છાત્રાલયો માટે રૂા. પાંચ લાખની સહાય કરવાનું નક્કી કરેલ છે.

૩. **વિધવા-ત્યક્તા બહેનોની દીકરીઓને લગ્ન માટે આર્થિક સહાય :** આ સમાજની બહેન-દીકરીને આર્થિક કારણે લગ્ન ન કરી શકાતાં હોય તો તેમને સંસ્થાન તરફથી લગ્ન કરી આપવામાં આવે છે.

૪. **વિધવા-ત્યક્તા બહેનોનાં બાળકોને વિદ્યાભ્યાસ માટે આર્થિક સહાય :** આ સમાજની વિધવા-ત્યક્તા બહેનોનાં બાળકો આર્થિક કારણોસર ભણી ન શકતાં હોય તેમને ધો.૧૨ કે તે ઉપર વર્ષે રૂા. ૧૦૦૦ થી ૨૦૦૦ સુધીની મદદ અપાય છે.

૫. **વિધવા-ત્યક્તા-નિરાધાર બહેનોને પેન્શન યોજના :** આ સમાજની વિધવા-ત્યક્તા-નિરાધાર બહેનો કે જેમને આર્થિક મુશ્કેલીને લીધે જીવનનિર્વાહની તકલીફ છે તેમને ૨૧ વર્ષની પુખ્ત ઉંમરથી નીચેના ઉંમરના ત્રણ બાળકોના ખર્ચ સહિત દર છ માસે પેન્શન રૂપે સહાય અપાય છે.

૬. **ખેતી આધારિત કુટુંબના મોભીના અકસ્માત મૃત્યુને લીધે અપાતી સહાય :** આ સમાજના ખેતી આધારિત કુટુંબના મોભીનું અકસ્માત ખેતીકામ વખતે મૃત્યુ થાય - જેમકે સાપ કરડવો, કૂવામાં પડી જવું, બળદ-ભેંસના મારથી, ઝેરી દવા ખેતરે છંટકાવ વગેરે કારણસર મૃત્યુ પામેલ ખેડૂતના નિરાધાર કુટુંબને માતાજી સંસ્થાન તાત્કાલિક રૂા. ૨૧,૦૦૦/- સહાયરૂપે આપે છે.

૭. **કાયમી લગ્નોત્સવ યોજના :** કાયમી લગ્નોત્સવ યોજવામાં નક્કી કરેલ તિથિએ લગ્ન કરનારને રૂ. ૧૨૫૦/-માં અને પોતાની પસંદગીની તીથિએ રૂ. ૨૫૦૦/- બંને પક્ષો પાસેથી લઈ, લગ્ન સંસ્થાન દ્વારા કરી આપવામાં આવે છે. સાદાઈથી લગ્ન કરનાર રૂ. ૫૦૦ ભરી લગ્ન કરી શકે છે. પાનેતર કે ચૂંદડી માતાજી તરફથી આપવામાં આવે છે.

૮. **ગૃહિણી તાલીમ વર્ગો :** કડવા પાટીદાર સમાજમાંથી કોઈ પણ જગ્યાએ ગૃહિણી તાલિમ વર્ગો યોજવામાં આવે તો તેમને આ સંસ્થા તરફથી રૂ. ૧૨,૫૦૦/-ને વાહનની સગવડ અપાય છે. વાહનની સગવડ ન લેનારને રૂા. ૧૫,૦૦૦/-ની સહાય અપાય છે.

૯. **રોગનિદાન કેમ્પ :** કડવા પાટીદાર સમાજની કોઈ પણ સંસ્થા તરફથી રોગનિદાન કેમ્પ યોજવામાં આવે તો આ સંસ્થાન દ્વારા ખર્ચના ૫૦ ટકા અગર રૂા. ૧૦,૦૦૦/-ની સહાય અપાય છે.

૧૦. **કાયમી સમાધાન પંચ :** સિવિલ કોર્ટ-ઊંઝાના નિયંત્રણ હેઠળ આ સંસ્થાન કાયમી સમાધાન પંચની પણ કાર્યવાહી કરે છે. આ સમાધાન પંચ મારફતે પ્રશ્નોનો સહાનુભૂતિપૂર્ણ અને ઝડપી ન્યાયયુક્ત ઉકેલ આવે છે.

૧૧. **ઉમિયા ચંદ્રક :** બોર્ડ, યુનિવર્સિટીઓમાં ૧ થી ૧૦ નંબર લાવનાર તેમજ પીએચ.ડી. કે I.A.S.ની પદવી મેળવનાર કડવા પાટીદાર સમાજના વિદ્યાર્થીને દર પાંચ વર્ષે 'ઉમિયા ચંદ્રક'થી નવાજવામાં આવે છે. આ તેજસ્વી ધન સમાજનું ગૌરવ છે.

૧૨. **વિશિષ્ટ પ્રતિભાવંતોનું બહુમાન :** વિવિધ ક્ષેત્રે વિશિષ્ટ પ્રદાન આપ્યું હોય અને આગવી પ્રતિભા ઊભી કરી હોય તેવા સમાજના વિશિષ્ટ પ્રતિભાસંપન્ન વ્યક્તિઓનું બહુમાન કરવાનું પણ સંસ્થાને નક્કી કરેલ છે.

૧૩. **સામાજિક સંશોધન અને ઈતિહાસ લખનારને બહુમાન :** 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ' નામના કડવા પાટીદાર સમાજના ઈતિહાસલક્ષી પુસ્તક પછી કડવા પાટીદારના ઈતિહાસ વિશે બહું ઓછું સંશોધન થયેલ છે. આવો પ્રયત્ન કરનારનું પણ આ સંસ્થાન બહુમાન કરી આર્થિક સહાય પણ આપશે.

૧૪. **કડવા પાટીદાર સમાજ માટે સંશોધનાત્મક નિબંધને બહુમાન :** કડવા પાટીદાર સમાજ માટે સંશોધનાત્મક માહિતીસભર નિબંધ લખી પીએચ.ડી. કરનારનું પણ બહુમાન કરવામાં આવશે.

૧૫. **ઉચ્ચ શિક્ષણ સહાય નિધિ :** શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝાના કાર્યવાહકોએ સમયને અનુરૂપ કેળવણી એટલે વિજ્ઞાન અને ટેકનિકલ વિષયોના અભ્યાસ માટે ખાસ વિચાર્યું. આર્થિક ખેંચને લઈને આવા ઉચ્ચ શિક્ષણમાં ન જઈ શકતા હોય, તેવા કડવા પાટીદાર સમાજના વિદ્યાર્થીઓને મા ઉમિયાએ મદદરૂપ બનવા સમાજમાંથી રૂ. ૨૫,૦૦૦/-નો એક દાતા એ રીતે ૧૦૦૦ દાતાઓ મેળવી રૂપિયા અઢી કરોડનો 'ઉચ્ચ શિક્ષણ સહાય નિધિ' ઊભો કરવાનું નક્કી કર્યું. જે નિધિ એક વર્ષમાં છલકાઈ ગયો. તેમાં ૧૧૬૯ દાતાઓએ ફાળો નોંધાવ્યો. આ નિધિ તળે જે વિદ્યાર્થીના કુટુંબની વાર્ષિક આવક રૂ. ૧,૦૦,૦૦૦/- થી ઓછી હોય તેવા વિદ્યાર્થીઓને છેલ્લા ચૌદ વર્ષથી વગર વ્યાજની લોન અપાય છે.

૧૬. **શ્રી ઉમિયા પરિવાર ઉત્કર્ષ નિધિ :** ઉચ્ચ શિક્ષણ સહાય નિધિનું ભરણું વર્ષને બદલે નવ માસમાં જ છલકાઈ જવાથી પ્રોત્સાહિત થઈને શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝાના સંચાલકોએ સમાજના ઉત્કર્ષ માટે રૂપિાય ૧૦૦ કરોડનો શ્રી ઉમિયા પરિવાર ઉત્કર્ષ નિધિ પૂર્ણ કરવાનો સંકલ્પ કર્યો. આ માટે ભવ્ય 'જ્યોતિરથ'ની રચના કરવામાં આવી. જે આપણા સમાજના ગામેગામ પરિક્રમા કરી રહ્યો છે. અને શ્રી ઉમિયા પરિવાર ઉત્કર્ષ નિધિનો સમાજોપયોગી સંદેશ ઘેર ઘેર પહોંચાડે છે. આ સંકલ્પ પૂરો થયેથી કડવા પાટીદાર સમાજ એક સંપન્ન સમાજ બનશે.

૧૭. **શ્રી ઉમિયા પરિવાર ઉત્કર્ષ નિધિ જ્યોતિરથ :** આ જ્યોતિરથની ભવ્યતા જોતાં સાક્ષાત માતાજીનો રથ સ્વર્ગથી ઊતરી આવ્યો હોય તેવું લાગે છે. મધ્યપ્રદેશના કરોંદિયા ગામે તૈયાર કરવામાં આવેલ આ રથ ૨૩ ફૂટ લાંબો, ૧૫ ફૂટ ઊંચો અને ૮ ફૂટ પહોળો છે અને રૂપિયા સાડા આઠ લાખના ખર્ચે તૈયાર થયો છે. આ જ્યોતિરથે તા. ૭-૧૧-૯૭ થી મહેસાણા, બનાસકાંઠા, કચ્છ, સૌરાષ્ટ્ર, અમદાવાદ, ગાંધીનગર, સાબરકાંઠ, ખેડા, ખંભાત, ભરૂચ, વડોદરા, અંકલેશ્વર, સૂરત અને વલસાડ જિલ્લામાં ફરી, આખા ગુજરાતના કુલ ૩૫૦૦ ગામોની પરિક્રમા કરી છે. આ રથથી કડવા પાટીદાર સમાજ એક સંપી બન્યો છે. ભાતૃભાવ વધ્યો છે અને વ્યસનમુક્ત બન્યો છે. આ જ્યોતિરથ જ્યાં જ્યાં ગયો છે ત્યાં શૈક્ષણિક, સામાજિક સંકુલો બનવા લાગ્યાં. ઘણા કડવા પાટીદારોને તો પોતાની કુળદેવી શ્રી ઉમિયા માતાજી છે તેવો ખ્યાલ જ ન હતો. તેવા દરેકને શ્રી ઉમિયા માતાજી માટે સમર્પિત ભક્તિભાવ પેદા થયો છે. એટલું જ નહીં, આ રથ જ્યાં જ્યાં ગયો છે ત્યાં ત્યાં કોમી એકતાનો સુમેળ સાધ્યો છે. આ રથનો પ્રભાવ જોઈ બીજા ધર્મના લોકોએ પણ તેનો આદર કર્યો છે. ખાસ કરીને મુસ્લિમ ભાઈઓના વિસ્તારોમાં તેમણે રથનું ભાવી સ્વાગત કરી ફુલહાર તેમજ ભેટ ધરી આદરપૂર્વક એકતા દર્શાવી સમરસતા જાળવી છે. સાથે સાથે શોભાયાત્રામાં ઠંડા પીણાઓની પણ વ્યવસ્થા કરી છે. માએ સર્વના દીલમાં ભક્તિભાવ પેદા કર્યો છે. આ રથને કચ્છી કડવા પાટીદારો સમગ્ર ભારતમાં ફેરવવા ઝંખી રહ્યા છે. આ જોતાં જણાઈ આવે છે કે શ્રી ઉમિયા પરિવાર ઉત્કર્ષ નિધિ છલકાઈ જશે જ.

૧૮. **વિકલાંગ સમૂહલગ્ન મેળો :** શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા વિકલાંગ ભાઈ-બહેનોનું જીવન નવપલ્લવિત કરવા વિકલાંગ ભાઈ-બહેનોનો લગ્ન મેળો યોજી મફત લગ્નો કરાવી આપે છે.



૧૯. **વિકલાંગને ટ્રાયસિકલ દાન :** આ સમાજનો કોઈ પણ વિકલાંગ વ્યક્તિ ઘોડીથી ચાલે તે વાત માતાજીને માન્ય નથી. આથી આવી વ્યક્તિ સાદા કાગળ પર અરજી કરી સાથે ૬૦ ટકા અપંગતાનું ડૉક્ટરી સર્ટિફીકેટ રજૂ કરેથી ટ્રાઈસિકલ ભેટ મેળવી શકે છે.

૨૦. **અસાધ્યરોગ સારવાર સહાય :** કેન્સર, હૃદયના વાલ્વ બદલવાની તકલીફ, કીડની ટ્રાન્સફર કે બાયપાસ સર્જરી જેવા અસાધ્ય રોગવાળી કડવા પાટીદાર સમાજની કોઈ પણ વ્યક્તિને મા ઉમિયા માતાજી સંસ્થાન દ્વારા ઉચ્ચક મદદ અપાય છે.

૨૧. **માનસિક અપંગતા ધરાવનારને સહાય :** સમાજની કોઈ પણ વ્યક્તિ જે તેની માનસિક અપંગતા, ગાંડપણ અથવા માનસિક ખામીને લીધે પોતાના કુટુંબને ભારરૂપ હોય તેને પણ અહીંથી મદદ અપાય છે.

૨૨. **કુદરતી હોનારત વખતે સહાય :** કુદરતી હોનારત જેવાં કે રેલ, વાવાઝોડું, આગ વગેરેને લઈને માણસ નિરાધાર બની જાય છે. કુદરત આગળ માણસ લાચાર બને ત્યારે શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા ભાગ્યાના ભેરું બની સહાય કરી હૂંફ આપે છે. સૌરાષ્ટ્રમાં શાપુર-વંથલીમાં રેલ સંકટ વખતે, મહેસાણા જિલ્લામાં અતિવૃષ્ટિ વખતે તેમજ કચ્છમાં આવેલ વાવાઝોડા વખતે રૂ. ૧૭ લાખ જેટલી લોન-સહાય કરેલ છે.

૨૩. **ગુજરાતના ભૂકંપ વખતે રૂપિયા સવા કરોડની સહાય :** સને ૨૦૦૧ના જાન્યુઆરીની ૨૬મી તારીખે આખો દેશ જ્યારે પ્રજાસત્તાક દિનની ઉજવણી કરી રહ્યો હતો, ત્યારે કુદરતે તેનું રૌદ્ર સ્વરૂપનું ભૂકંપરૂપે તાંડવ નૃત્યુ કર્યું. સૌરાષ્ટ્ર અને કચ્છમાં આ ભૂકંપ ભયાનક વિનાશ વેર્યો. કેટલાય લોકોનો ભોગ લેવાયો, કેટલાય લોકો નિરાધાર, બેઘર અને લાચાર બન્યા. જમીનની ઉથલ-પાથલે અકલ્પનીય વિનાશ વેર્યો. આવા વિનાશકારી અને ભયંકર સમયે આપણી મા ઉમિયાના કાર્યકર્તાઓ સમાચાર જાણ્યાના ત્રીજા જ દિવસે ટ્રકો દ્વારા ખાવા-પીવાની અને પ્રાથમિક જરૂરિયાતોની

ચીજવસ્તુઓ અને તંબુઓ લઈ પહોંચી ગયા. ત્યાં નજરે જોઈ જરૂરિયાતવાળા લોકોને મદદ અને હૂંફ આપી. તે બાદ મા ઉમિયા સંસ્થાનની કારોબારીએ સૌરાષ્ટ્ર અને કચ્છના આગેવાનો સાથે મીટીંગ યોજી રૂપિયા સવા કરોડની સહાય આપવાનું નક્કી કર્યું. જે રકમ પૈકી ૬૫ લાખ સૌરાષ્ટ્રને, ૩૫ લાખ કચ્છને અને ૨૫ લાખ ગુજરાતને પહોંચાડવામાં આવ્યા.

૨૪. **શ્રી ઉમિયા અકસ્માત વીમા યોજના :** આ યોજના તારીખ ૩૦-૬-૨૦૦૧ થી બંધ કરવામાં આવી છે. પણ જે વિમાધારકો છે તેમનું આરક્ષણ તેમની ૭૦ વર્ષની ઉંમર સુધી ચાલુ રહેશે.

૨૫. **શ્રી ઉમિયા સંગ્રહસ્થાન :** શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝાના માનસરોવર ઉપર બંધાયેલ પથિકાશ્રમના તળિયાના ભાગે કડવા પાટીદાર સમાજની ભવ્ય પરીશ્રમની ગાથા રજૂ કરતું સંગ્રહસ્થાન તૈયાર થનાર છે. જેમાં કડવા પાટીદારોની જૂની જીવન પ્રણાલી, કપડાલત્તા, દાગીના, શણગાર, ખેતીના ઓજારો, શસ્ત્રો, ઘરવખરી વગેરે પ્રદર્શિત થશે.

૨૬. **શ્રી ઉમિયા I.A.S. ટ્રેનિંગ સેન્ટર-સોલા (અમદાવાદ) :** ભારત સરકારની વહીવટી પાંખ માટે ઉચ્ચકક્ષાના અધિકારીઓ માટે છેક અંગ્રેજોના સમયથી ભારત સરકાર દ્વારા I.A.S.ની પરીક્ષા પાસ કરવી પડે છે. આપણાં સમાજના ગુજરાત સરકારમાં કે કેન્દ્ર સરકારમાં આવા અધિકારીઓ હોવા જોઈએ. તે માટે શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા એ શ્રી ઉમિયા માતાજી કેમ્પસ-સોલા (અમદાવાદ) ખાતે શ્રી ઉમિયા I.A.S. ટ્રેનિંગ સેન્ટરની શરૂઆત કરી છે. આ માટે રૂપિયા અઢાર લાખ ખર્ચ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

આ બધી પ્રવૃત્તિઓ ઉપરાંત, મા ઉમાના સાન્નિધ્યમાં કોઈ પણ કડવા પાટીદાર સમાજના ગોળ, મંડળો, સમાજોની મિટીંગો, સામાજિક મેળાવડાઓ, શિબિરો, સત્સંગ, પ્રવૃત્તિઓ, ભક્તિ મંડળો માટે વ્યવસ્થા કરી અપાય છે. અત્યાર સુધીમાં આવી યોજનાઓમાં દાન-ભેટ-સહાય આપવામાં આવેલી છે.



આ રીતે મા ઉમયા એ જગત્જનની મા છે. કડવા પાટીદાર કુળદેવી અને સમાજ કલ્યાણી માતા સ્વરૂપ આખા જગતમાં પૂજાય છે.

આજે ધર્મ એ અનુશાસન છે, ધર્મ જીવન પ્રણાલી છે, ધર્મ એ ઉચ્ચ આદર્શોનું ધ્યેય છે, ધર્મ એ જીવન-અધ્યાત્મનું અંગ છે, ત્યારે આપણે સૌએ સમયે સમયે ધર્મના સ્વરૂપને સામાજિક પ્રવાહ સાથે સંકલન કરીને તેની આરાધના કરવી જોઈએ. તેમાં વ્યક્તિ કરતાં સમષ્ટિનો ખ્યાલ કરવો જોઈએ. આપણાં ધર્મશાસ્ત્રોએ આવકના દશમા ભાગને દાનમાં આપવો એવો નિર્દેશ કરેલો છે. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા ધાર્મિક સાથે સામાજિક ઉત્ક્રાંતિનું કામ કરી રહેલ છે. ત્યારે દરેક કડવા પાટીદારે પોતાની આવકમાંથી મા ઉમિયા દ્વારા સામાજિક વિકાસમાં ફાળો આપવો જોઈએ.

**શ્રી ઉમિયા માતાજીમાં નીચેના ધાર્મિક ઉત્સવો ઊજવાય છે.**

૧. **નૂતન વર્ષ - બેસતું વર્ષ** : દર કારતક સુદ-૧ના દિવસે મોટી સંખ્યામાં દર્શનાર્થીઓ માતાજીનાં દર્શન કરી નવા વર્ષની શરૂઆત કરે છે.

૨. **મહા અન્નકૂટ** : સં. ૨૦૩૩ના માગશર સુદ-૪ થી સુદ-૮ સુધી યોજાયેલ ૧૮મી શતાબ્દી મહોત્સવની યાદગીરી રૂપે મા. સુ. ૮ના દિવસે અન્નકૂટ ભરવામાં આવે છે. હજારો યાત્રીઓ અન્નકૂટ પ્રસાદનો લાભ લે છે.

૩. **વસંતપંચમીનો મેળો** : આ દિવસે શ્રી માતાજીના મંદિર ઉપર કળશ ચઢાવવામાં આવેલો તેની યાદગીરીમાં ભવ્ય મેળો ભરાય છે. દૂરદૂરથી લોકો આ મેળામાં ભાગ લે છે. આ દિવસ 'પરગણા પાંચમ' તરીકે ઓળખવામાં આવે છે.

૪. **શ્રી ઉમિયા માતાજીનો વરઘોડો** : વૈશાખ સુદ-૧૫ના દિવસે પાટોત્સવ ઊજવાય છે. શ્રી ઉમિયા માતાજીનો ભવ્ય વરઘોડો અને શોભાયાત્રા નગરમાં નીકળે છે. આખું ગામ તેમાં ભાગ લે છે.

૫. **નવરાત્રી મહોત્સવ** : આસો સુદ-૧ થી આસો સુદ-૯ સુધી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝાના ચોકમાં નવરાત્રી મહોત્સવ ઉજવાય છે. આખા નગરમાંથી બહેનો ભાગ લે છે. જુદા જુદા ડાયરા, મંડળીઓના રાસની રમઝટ જામે છે. માતાજીને રોજેરોજ ફૂલોનો શણગાર કરવામાં આવે છે.





# પંચ સૂત્રી કાર્યક્રમ

**આપણે સૌ આટલું તો કરીએ જ !**

૧) ઘેર ઘેર કુળદેવી શ્રી ઉમિયા માતાજીનો ફોટો રાખીએ.

૨) કડવા પાટીદારના દીકરા-દીકરીના સગપણ (ચાંલ્લા) પ્રસંગે માતાજીનો ચાંદીનો સિક્કો આપીએ.

૩) દીકરા-દીકરીના લગ્ન પ્રસંગે સૌથી પહેલી કંકોત્રી માતાજીને લખવાનું ન ભૂલીએ.

૪) કડવા પાટીદાર દંપતિને લગ્ન કર્યા પછી વર્ષે દિવસે માતાજીના આશીર્વાદ મેળવવા દર્શનાર્થે આવવાની પ્રથા જાળવીએ.

૫) આપણી આવકમાંથી તથા શુભ પ્રસંગોએ યથાશક્તિ ફાળો દર વર્ષે માતાજીમાં ભેટ રૂપે મોકલાવીએ.

૧૮મી શતાબ્દી રજત જયંતી મહોત્સવ - ૨૦૦૯ની યાદમાં...

**હે મા !**
**શક્તિ દે, ભક્તિ દે, શ્રદ્ધા દે !**

# દશ સૂત્રી કાર્યક્રમ

૧) દીકરા દીકરી વચ્ચે ભેદ ન રાખીએ.

૨) પુત્રવધૂને દીકરી સમાન ગણીએ.

૩) બાળલગ્નો નામે બંધ કરીએ.

૪) વિધવા-ત્યકતા બહેનોનાં પુનઃલગ્ન માટે સમજ કેળવીએ.

૫) બહેનોને કન્યા કેળવણીની સાથે ગૃહજીવનને ઉપયોગી શિક્ષણ આપીએ.

૬) અંધશ્રદ્ધા, વહેમઅને રૂઢિચુસ્તતામાંથી બહાર આવી સાચા અર્થમાં શક્તિસ્વરૂપ મા ઉમાના પૂજકો બનીએ.

૭) સમયના પરિવર્તન સાથે આપણા સામાજિક રીત-રિવાજોને પણ બદલીએ.

૮) આપણાં સામાજિક પ્રશ્નો અદાલતોમાં ન લઈ જતાં સમાજ દ્વારા ઉકેલીએ.

૯) દિવસમાં એકવાર કુટુંબ સાથે જમીએ અને પ્રાર્થના કરીએ.

૧૦) ગામે ગામ ઉમા મહિલા મંડળોની સ્થાપના કરીએ.



Printed by : Shivkrupa Offset Printers : Tel. : 25623826